# निवेदन.

સંસાર અને સ્વધર્મસંબંધી આશરે દોઢ દાયકામાં પ્રસંગોપાત્ત જે ભાષણો અને લખાણો થયાં, તેમાનાં થોડાંક એકત્ર કરી, આ પુસ્તકને "સ્ત્રી-સુબોધિની" અથવા "સુખ-રૂપ-સ્ત્રી-સંસાર" એવું નામ આપ્યું છે. એની પૂર્વે "સ્ત્રી ધર્મબોધ" તથ "ગૃહિણી સુવિચારમાળા" નામે બે પુસ્તકો, મ્હારી પુત્રી અ. સૌ. રત્નબાઈએ પ્રસિદ્ધિમાં મૂકતાં તે પ્રત્યે વાચકવર્ગનો પ્રેમ જોઈ, નિરંતર જેમના સત્સમાગસ અને સદુપદેશના યોગે મને લોકસેવા બજાવવાની રૂચી ઉપજી, તેમની પાસે જ તપાસાવી આ પુસ્તક તૈયાર કર્યું છે; એટલે જે કંઈ સાર ભાગ દેખાય તેનું માન તેમને આપવા તથા દોષ દેખાય તે મ્હારી અલ્પ મતિના ગણી ક્ષમ્ય કરવા, વિદ્વાનો પ્રતિ પ્રાર્થના છે.

આ વિષયો જે વખતે બહાર પડ્યા તે વખતેજ પરીક્ષકમંડળે તથા વર્તમાનપત્રોના વિદ્વાન્ અધિપતિઓએ દર્શાવેલા વિચારોનો કંઈક સાર, આ પુસ્તકના અંતીમ ભાગ ઉપર આપ્યો છે, એટલે એ વિષે મ્હારે કશું કહેવાની આવશ્યકતા નથી.

જગતનાં અનેક સંકટ અને ત્રાસમાં જેનાથી મને શાંતિ મળી, તે પવિત્ર માતાને આ પુસ્તક અર્પણ કરતાં જેમ મને આનંદ થાય છે, તેમજ જેણે મ્હારી ઉદાસ અને દુઃખી મનોવૃત્તિ જોઇ આનંદની જાગૃતિ કરી, તેમની જ જાજવલ્ય સત્યનિષ્ઠા, પ્રખર ધર્મશ્રદ્ધા, સ્વધર્માભિમાન અને વિમળ આચરણ જોઈ, તે જ સત્ય-ન્યાયદર્શક ગુરુસ્વરૂપનું સુંદર ચિત્ર મેં મ્હારા પોતાના સંતોષનેમાટે આ પુસ્તકમાં મૂક્યું છે.

રાજકોટ, વિ. સં. ૧૯૬૯
શનીવાર, દીપપૂજન.

સૌ૦ મા૦

१९१३

( દોહા-સામળભટ્ટના. )

શ્રેષ્ઠ લક્ષ્મી સંસારમાં, સર્વ સારમાં સાર;
સાચું સુખ સંસારનું, સુઘડ સલૂણી નાર. ૧

તરણ તારણ ત્રણ લોકમાં, અબળા ગુણ આગાર;
અંત સમે અલગી નહિં, આત્માનો આધાર. ૨

વાસ સુનો શ્યામા વિના, સૂની સંપત સે'જ;
સુનો અવાસ સ્વામિતણો, તરુણી ભાંગી તેજ. ૩

દીસંતી દેવાંગના, અંગના તે નવનીધ;
ઇંદ્રાણી સમ અવનવી, રામા રંભા રીધ. ૪

રન્નાદે કે રોહિણી, ઊર્વસી કે આપ;
મણી સ્વરૂપે માનની પૂરણ હરિ પ્રતાપ. ૫

હંસગવનિ મનમોહિની, ચંદ્રવદનિ શુભ ચેન;
પદ્મિની રૂપે પ્રેમદા, અદ્દભુત ઓપે એન. ૬

મોર કળા મૃગલોચની, ચિત્તે ચતુર સુજાણ;
સિંહલંકી બિંદુ અધર, ભામિની ઉગ્યો ભાણ. ૭

સતિયોના આધારથી, મહિપર વરસે મેહ;
સૂર ચંદ્ર શ્રીપતિ તપે, દૈવત સતિના દેહ. ૮

પાકે ધાન્ય સતી સતે, અર્ણવે રે' મર્યાદ;
સતિ આધારે મેદિની, વૃથા કરે જનવાદ. ૯



# અનુક્રમણિકા.



हंसो हि क्षीरदत्ते तान्मिश्रा वर्जयत्पयः

# પ્રતાપી સ્ત્રીઓનાં સુવચન.

## સાવિત્રીની દૃઢતા.

સત્યવાન્‌નું અલ્પ આયુષ્ય જાણી રાજા અશ્વપતીએ તેનાથી લગ્ન કરવા ના કહી ત્યારે **સાવિત્રી** કહે છે:—“ પિતાજી ! વૃક્ષ ઉપરનું ફળ એકજ વાર પડે છે ને ‘આપ્યું’ શબ્દ એકજ વાર બોલાય છે. સત્યવાન્ અલ્પાયુ હોય કે દીર્ઘાયુ હોય, ગુણવાન્ હોય કે ગુણહીન હોય, પણ હું તેનેજ પસંદ કરી ચૂકી છું, એટલે એજ મ્હારો પતિ અને મ્હારો શિરછત્ર છે. કર્મની ઉત્પત્તિ મનમાંજ થાય છે: વાક્યમાં કેવળ પ્રગટ થાય છે અને કાર્યમાં સાધી શકાય છે. મન જે વખતે એને ગ્રહણ કરી ચૂક્યું તે વખતેજ હું તેને વરી ચૂકી. વૈધવ્યના ભયથી હું વચનભંગ નહિ કરૂં. આપ મને એમની સાથે લગ્ન કરવાની આજ્ઞા આપો. ”

## મૈત્રેયીને બ્રહ્મપ્રાપ્તિ.

ઋષિ **યાજ્ઞવલ્કયે** જ્યારે વનમાં જવાનું પ્રયાણ કર્યું, ત્યારે સર્વ સંપત્તિ પોતાની સ્ત્રી કાત્યાયની તથા **મૈત્રેયી**ને વેચી લેવા આજ્ઞા કરી. મૈત્રેયીને વૈરાગ્ય ઉપજ્યો હતો, તેથી સર્વ વસ્તુ તેણે કાત્યાયનીને આપવા કહી પોતે વનમાં સાથે આવવા ઈચ્છા બતાવી. પછી ઋષિએ ઘરબાર સર્વ કાત્યાયનીને સોંપી મૈત્રેયીને સાથે લીધી ને વનમાં ઝુંપડી બાંધી રહેવા લાગ્યાં. કેટલાક દિવસ વિત્યાબાદ યાજ્ઞવલ્કયે તેને પુછ્યું:—“ તને અહીં ગમે છે ? ” મૈત્રેયી:—“ના, અહીં તો કંઇ સુખ નથી.” ઋષી:— “ તેં હજુ બરાબર ત્યાગ કર્યો નથી. ” મૈત્રેયીએ તેથી ઝુંપડી છોડી બહાર રહેવા વિચાર દર્શાવ્યો ઋષી:—“ એથી શું ? એ કંઇ સંપૂર્ણ ત્યાગ ન કહેવાય ” આથી તેણે લુગડાં સળગાવી શરીર બાળી ભસ્મ કરવા કહ્યું. ઋષીએ તેનું સમાધાન કર્યું કે,—“ધન, માલ સર્વ પરમાત્માનું જાણી, તન-મન-ધનથી પરોપકાર કરવો એજ ખરેખરો ત્યાગ અને એમાંજ ખરેખરૂં સુખ છે.” પતિનાં એજ સુબોધ વચનો આચરણમાં મુકી, મૈત્રેયી આનંદરૂપ બ્રહ્મપદને પામી.

## સુલેવાનો વેદાંત ઉપદેશ.

રામનગર નિવાસી કૃષ્ણશર્માની સ્ત્રી સુલેવા, કન્યા પાઠશાળા સ્થાપી ધર્મસંબંધી સરસ વ્યાખ્યાનો આપતી હતી. તેણે "તત્વ દર્શન" નામે પોતાના સ્વામિની સહાયતાથી એક પુસ્તક રચ્યું હતું. એકવાર પંડિતોની મોટી સભા મળતાં તેણે વેદાંત વિષયમાં જણાવ્યું કે વિચારથી અંતઃકરણનો પડદો ઉઘડે છે અને સત્યનો નિર્ણય કરી મનુષ્ય પરમપદનો અધિકારી થાય છે. જીવ ઇશ્વરને એક જ અથવા જુદા માનનારાઓનો આશય એજ છે કે કર્મ, ઉપાસના અને જ્ઞાનવડે અંતઃકરણથી પર એવી વસ્તુનું ધ્યાન કરવું, એજ કૈવલ્ય, નિર્વિકલ્પ સમાધિ અથવા પરમપદે પહોંચવા, જીવ–બ્રહ્મની એકતાનો વિચાર કરવાનું સાધન છે. કર્મ, ઉપાસના ને જ્ઞાન એ એક પુષ્પલતાનાં ત્રણ ફુલ છે અને એ સર્વનો ઉદ્દેશ પણ એકજ છે. આપણે શુભ કર્મથી, (પુણ્ય–દાનથી) હૃદયને એવું બનાવવું જોઇએ કે વિકારો વેગળા થાય. ખરો ઉપાસક સદા આનંદી અને પરમાત્માના ધ્યાનમાં એવો લીન થઇ જાય છે કે તેને ઇશ્વર સિવાય કશું નજરે પડતું નથી. જ્ઞાનીજન દરેક કામ તેનાં મૂળતત્વ ઉપર ધ્યાન રાખીને કરે છે અને પોતાના હૃદયને ઘણું જ વિશાળ બનાવે છે. આપણું સૌંદર્ય એક કમળ ફુલના જેવું છે, માટે તેનો મોહ ન રાખવો. સાંસારિક પદાર્થોની તૃષ્ણા કદી શાંત થતી નથી; કેમકે એ ઝાંઝવાંના જળ જેવાં જોવામાત્રજ છે. તમારી અવસ્થા તપની છે; માટે તમે સુશીલ અને ગંભીર બની બને તેટલી જગતની સેવા કરો એથીજ તમારૂં શ્રેય થશે.

## એકપત્નીનો બ્રાહ્મણપ્રતિ ઉપદેશ.

એકપત્ની નામની સાધ્વી સ્ત્રીએ કૌશિક નામના બ્રાહ્મણને બોધ આપતાં કહ્યું કે ક્રોધ એ મનુષ્યોના શરીરમાં રહેલો મહાન શત્રુ છે. જે માણુસ ક્રોધ તથા મોહ છોડી દે છે, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ કહે છે. વળી નિરંતર સત્ય અને હિતકર વચન બોલનાર, વડીલ તથા ગુરુને સંતુષ્ટ રાખનાર, દુઃખ–અપમાન સહન કરનાર, સર્વ ધર્મને સમાન માનનાર, તથા યથાશક્તિ અધ્યયન–અધ્યાપન અને યજન–યાજન કરે તેનેજ બ્રાહ્મણ જાણવો.

## મીરાંબાઈની મોટાઈ.

સાસરે કેટલાક દિવસ રહ્યા પછી મીરાંબાઇની નણંદ ઉદાબાઇ તેને સમજાવવા લાગી કે " તમારા સાધુ સંગથી રાજકુળને કલંક લાગે છે માટે તમે કુળ ધર્મ પ્રમાણે ચાલો." મીરાંબાઇઃ—"સંસારમાં અને માયામાં હોવાથી તમને હિત–અહિતનો વિવેક નથી; હું તો સંસાર તજી શ્રીહરિનેજ વરી ચૂકી છુ." પછી ઉદાબાઈ તેની શિષ્યા થઇ. એક સાધુનું મન વિષયવશ થતાં મીરાંબાઇને ઘેર મેમાન થઇ એકાંત સ્થળની માગણી કરતાં તેણે કહ્યું કે, " મારી દષ્ટિમાં એવું કોઇ એકાંત સ્થળ નથી. ઇશ્વર સર્વવ્યાપક છે ને જ્યાં જુઓ ત્યાં રવિ, ચંદ્ર આદિ પાપ–પુણ્યના આઠ સાક્ષી તો હાજરજ છે " સાધુને તેનો બોધ થતાં મીરાંબાઇને માતા માની પગે પડ્યો.

## ભોગવતીનો ભર્ત્તાપ્રતિ ઉપદેશ.

વિજય રાજાની પુત્રી ભોગવતીએ પોતાના પતિ નાગરાજને બંધુઓ સાથે ક્લેશ કરતો જોઈ કહ્યું કે–" નાથ ! બંધુઓ સાથે ક્લેશ કરવો બિલકૂલ ઉચિત નથી. બંધુઓજ બાહુ ( ભુજા ) રૂપ છે ને બાહુ-બળજથી સંસારનો સર્વ વ્યવહાર સુખરૂપ નીવડે છે. રાવણે પોતાના બંધુ વિભિષણ સાથે કુસંપ કરવાથી તેનું રાજ્ય અને સૈન્યબળ નાશ પામ્યું. વાલીએ પોતાના ભાઇ સુગ્રિવ સાથે યુદ્ધ કર્યું તેથીજ તે પરિણામે મૃત્યુ વશ થયો. "

## ભામતિની પ્રતિષ્ઠા.

વિદ્વાન્ વાચસ્પતિ જ્યારે શંકરાચાર્યના ભાષ્ય ઉપર મ્હોટી ટીકા લખતા હતા. તે સમયમાં ભામતિ સાથે તેનો વિવાહ થયો હતો, પરંતુ પતિનું ચિત્ત વિદ્યાના વ્યવસાયમાં એટલું લાગી ગયું હતું કે તેને પોતાની સ્ત્રી સાથે વાત કરવાનો વખત પણ નહોતો મળ્યો, એમ કહીએ તો ચાલે. પુસ્તક પૂરું થવા આવ્યું, તે સમયમાં રાતે દીવો ઝાંખો થતાં તેલની જરૂર જણાઇ ત્યારે પતિએ ઘરમાં તેલની શોધ કરતાં સ્ત્રીને જોઇ આશ્ચર્ય થયું અને તરુણ છતાં તેની શાંતિ તથા કાંતિ જોઇ એટલા પ્રસન્ન થયા કે પોતે રચેલી એ શંકર ભાષ્યની ટીકાનું નામ " ભામતિ " રાખ્યું.

## મંદોદરીનો પતિપ્રત્યે ઉપદેશ.

રાવણ જ્યારે સીતાજીને હરી લાવ્યો, ત્યારે મંદોદરીએ તેને વિનવ્યું કે,–"પ્રાણેશ! તમે પરસ્ત્રીને હરી લાવ્યા, એ મહા અન્યાય કર્યો છે. પરસ્ત્રીને રાજાએ પુત્રીતુલ્ય ગણવી જોઇએ. વિષપાન કરનાર જેમ તુરત નાશ પામે છે, તેમ પરસ્ત્રીમાં આસક્તિ રાખનારનો ઝટ ક્ષય થાય છે. માટે જો તમારૂં શ્રેય ઇચ્છતા હો તો સીતાજીને ઝટ રામને સ્વાધીન કરો."

## રોહિણીનો રાજા નંદપ્રતિ ઉપદેશ.

પાટલીપુરનો રાજા નંદ રોહિણી નામે રૂપ–ગુણવતી વણિક સ્ત્રીને જોઇ વિષયાસક્ત થયો અને દુષ્ટ વાસના જણાવી ત્યારે તેણે પોતાના ખરા રૂપમાં આવી જઇ કહ્યું કે "કામાતુર પુરૂષો મૂઢતાને લીધેજ સુંદર સ્ત્રીઓને જોઈ વિકારી થઇ જાય છે. સર્વ પ્રજાના પિતા-તુલ્ય રાજાએ અનીતિને માર્ગે વર્તવું એ મોટું કલંક છે" રાજાને આ શબ્દોની ઘણી અસર થવાથી રોહિણીની ક્ષમા માગી સ્તુતિ કરી.

## સતિ શ્રદ્ધાનો ઋષિબાળાઓને ઉપદેશ.

અંગિરા ઋષિની પત્ની સતિ શ્રદ્ધાએ ઋષિ બાળાઓને ઉપદેશી કહ્યું કે પરોપકાર એ મહા પુણ્ય છે ને પરોપકારથીજ સર્વ જીવનો ઉદ્ધાર થાય છે. ગૃહસ્થાશ્રમના જેવો કોઈ પણ સ્થિતિમાં ઉપકાર થઈ શકતો નથી, માટે સ્ત્રીએ પુરૂષને ગૃહસ્થાશ્રમમાં સદા અનુકૂળ થઈ વર્તવું જોઇયે.

## રતિસુંદરીનો વૈરાગ્ય.

સાકેતપુરના રાજા કેસરની આ સુશીલ કુંવરીનું લગ્ન નંદનપુરના રાજા ચન્દ્રસિંહ સાથે થયું હતું. કુરુદેશના રાજા મહેન્દ્રે જ્યારે તેનું શીયળભંગ કરવાની યુક્તિ રચી, ત્યારે રતિસુંદરીએ કહ્યું કે જે દેહની સુંદરતા ઉપર તમો મોહી ગયા છો તે તો મળ-મૂત્રથી ભરેલી, ગંદી અને નાશવંત છે. તમારા જેવા રાજ્યકર્તાએ એક પત્ની છતાં પરસ્ત્રીમાં દૃષ્ટિ કરવી એ કેવળ પાપ, દુષ્ટતા અને પડતીનીજ નિશાની છે.

## સુકન્યાનો નિશ્ચય.

શર્યાતી રાજાની કુવરી સુકન્યાએ રાફડામાં બાવળની શૂળ ભોંકતાં અંદર ધ્યાનમાં બેઠેલા ચ્યવન ઋષિની આંખો નષ્ટ થઇ. અજાણતાં પણ પોતાથી થયેલા આ અપરાધ માટે તેણે ચ્યવન ઋષિ સાથે લગ્ન કરી તેની સેવા બજાવવાની ઇચ્છાથી પિતાને કહ્યું કે, મને આ સંસારના ભોગ-વિલાસની ઇચ્છા નથી. મારૂં ચિત્ત સ્વચ્છ છે. એ મહામુનિને વૃદ્ધ કે અંધ સમજશો નહિં, તપોબળે એ તરૂણ છે અને જ્ઞાનચક્ષુએ સઘળું જોઇ શકે છે, માટે હું તેને જ પરણીશ. પિતાએ તેને પરણાવી, સાસરે વળાવતાં ઘરેણાંગાંઠાં આપવા માંડ્યાં, પણ તે લીધા વિના તપસ્વીને વેશે છાયાની પેઠે ઋષિ પતિની પાછળ ચાલતી થઇ ત્યારે શર્યાતીના નેત્રમાં આનંદાશ્રુ ભરાઇ આવ્યાં.

## ગોપાની લજ્જા.

કલિદેશના રાજ્યકર્ત્તા દંડપાણિની એ સુશીલ કન્યા, શાકયના વંશજ શુદ્ધોદન રાજાના કુંવર સિદ્ધાર્થને વરી હતી. સિદ્ધાર્થે તેને ઘુંઘટારૂપી લાજ કાઢવાની જરૂર નથી એવું સમજાવતાં તે સર્વ સાથે છુટથી બોલતી, પણ સર્વ સ્ત્રીઓને તે રૂઢિ વિરૂદ્ધ ચાલ નહિ રૂચતાં નિંદા કરવા માંડી, ત્યારે ગોપાએ એક દિવસ સ્ત્રીઓની સભા ભરી જણાવ્યું કે,—"ધર્મજ સ્ત્રીઓની લજ્જા અથવા પડદો છે અને ધર્મ એજ સૌંદર્ય છે. જેનું મન ભોગ લાલસાથી લલચાતું નથી અને નકામી કુથલી કરતી નથી તેને ઘુંઘટો તાણવાની શી જરૂર છે? ખરી લજ્જાશીલ સ્ત્રી તો તેજ કહેવાય કે જેને પાપ કે અમર્યાદ સ્પર્શ પણ કરી શકતાં નથી. જેને પોતાના સ્વામિને વિષે શ્રદ્ધા કે ભકિત નહોય અને ચિત્ત ચંચળ હોય તે હજારો પડદા છતાં અરક્ષિત છે. હસતાં બોલતાં કોઇ દિવસ મેં ચંચળતા બતાવી નથી, માટે મારે ઘુંઘટાનું પ્રયોજન નથી." સ્ત્રીઓએ આ ઉપદેશ સાંભળી ગોપાને વગોવાવવાનું છોડી દીધું. એનો પતિ સિદ્ધાર્થ પાછળથી બુદ્ધદેવ નામે મ્હોટો ધર્માત્મા થયો અને પોતે પણ જગતને વંદનપાત્ર થઈ.

## કલાવતીનો પતિપ્રેમ.

સુચંદ્ર રાજાની પત્ની કલાવતીએ પતિના વિયોગ પ્રસંગમાં જણાવ્યું છે કે કર્મ, છાયા અને સ્ત્રી એ ત્રણે પુરુષોની સાથે જાય છે, પરંતુ સ્ત્રી મુખ્ય છે; કેમકે કર્મ ભોગવ્યાથી નાશ પામે છે, છાયા મૃત્યુ પછી દેખાતી નથી અને સાધ્વી સ્ત્રી તો જન્મોજન્મ સ્વામિની સહધર્મિણી થઇ સાથેને સાથે રહે છે. પુત્રવિરહ કરતાં પણ પતિનું વિયોગ દુઃખ સતીને વધારે સંતાપજનક છે.

## લોપામુદ્રાનો નિર્લોભ.

વિદર્ભરાજાની પુત્રી અને અગસ્ત્ય ઋષિની પત્ની લોપામુદ્રાએ રાજ વૈભવને તુચ્છ ગણી, પોતાની લગ્ન લાયક ઉમ્મર થતાં પિતાને ચિંતાતુર જોઇ કહ્યું કે હું એક રાજરાણી કરતાં ઋષિ પત્ની થવામાં વધારે આનંદ માનું છું, કેમકે સંસાર સાગર તરવાનું નાવ ઋષિવરજ છે. ત્રણે લોકથી પૂજાયલા મુનિવરની પત્નિ થવાથી મને કશું સંકટ થવાનું નથી; પૃથ્વી પરનાં સર્વે સુખોમાં સરસમાં સરસ સુખ ધર્મજ છે ને તે મને ઋષિવરથીજ પ્રાપ્ત થશે. પછી વિદર્ભરાજાએ તેને અગસ્ત્ય ઋષિ સાથે પરણાવી ઘણાં વસ્ત્રાભૂષણો આપ્યાં, પણ તેનો સ્પર્શ સુદ્ધાં ન કરતાં વલ્કલ ધારણ કરી પતિ સાથે વનમાં સિધાવી સુખી થઈ.

## શકુંતલાનું સત્ય.

શકુંતલાનો જ્યારે તેના પતિ દુષ્યંતે ત્યાગ કર્યો ત્યારે તેણે કહ્યું કે ધર્મકાર્યમાં પત્નિ એજ પિતાસ્વરૂપ છે, મનુષ્ય માત્રની જનની સ્વરૂપ છે, ને પ્રવાસીને વિશ્રામસ્વરૂપ છે. હું સત્યજ કહું છું માટે તમે સત્યનો ત્યાગ કરશો નહિ, કેમકે સત્ય એજ પરબ્રહ્મ સ્વરૂપ છે.

## અક્ષમાલા અને સારંગી.

આ બેઉ કન્યાઓનો જન્મ હલકા કુળમાં થયો હતો, પરંતુ ઉચ્ચ સદ્દગુણ અને શિક્ષણ લઇને તેમજ લાયક વરને વરી તેણે ઘણો યશ મેળવ્યો. અક્ષમાળાનું પાણિગ્રહણ વશિષ્ટ ઋષિએ કર્યું અને સારંગી મંદપાળ નામના મહાન ઋષિને પરણી.

## શૈવ્યાની પ્રતિજ્ઞા.

અયોધ્યાનો સત્યશીલ રાજા હરિશ્ચંદ્ર જ્યારે સર્વસ્વ હારી ગયો ને વચને બંધાઇ ગયો ત્યારે તેની સ્ત્રી શૈવ્યાએ કહ્યું કે,–"સ્વામી ! પ્રતિજ્ઞા પાળતાં શોક શામાટે કરવો જોઇયે ? હું તમારી સ્ત્રી છું, દાસી છું, મ્હારા ઉપર તમારી સર્વ સત્તા છે, મને ગમે ત્યાં વેચીને પણ વિશ્વામિત્રની દક્ષિણા આપવાના ઋણથી મુક્ત થાઓ."

## સુશોભના ને અન્નદાન.

કંકણ ઋષિની કન્યા સુશોભનાનું પાણિગ્રહણ આકથ મુનિ-સાથે થયું હતું. આ મુનિપત્નીએ પ્રસંગોપાત્ત અન્નદાન વિષે કહ્યું છે કે, સ્થૂલ દેહધારી પ્રાણીઓને માટે અન્ન પ્રત્યક્ષ પ્રાણસ્વરૂપ છે, માટે અન્નદાન કરનારને પ્રાણદાતા જાણવો. પ્રાણીમાત્ર અન્નથી ઉત્પન્ન થઇ વૃદ્ધિને પામે છે અને અન્નસમાન એક પણ ઉચ્ચ વસ્તુ નથી, માટે ભૂખ્યાને તૃપ્ત કરો.

## દમયંતીનો પતિપ્રેમ.

દુષ્ટ કલીના ભમાવ્યાથી નળ રાજાએ જ્યારે સતી દમયંતીનું અર્ધું વસ્ત્ર ચીરી ઘોર અરણ્યમાં એકલી મૂકી દીધી, ત્યારે તે રડતી રડતી નળને શોધતી શું કહે છે ? "એ દિશાઓ, વૃક્ષો, લતાઓ અને પર્વતો ! તમે ક્યાંય મ્હારા પતિને જોયો ? જો મળે તો કહેજો કે "દમયંતી વનમાં એકલી વલવલતી મરી જાય છે !" (રાજમાતા પ્રત્યે કહે છે કે) "દાસીરૂપે તમારે ઘેર રહીશ પણ કોઇ દિવસ કોઇનું ઉચ્છિષ્ટ જમીશ નહિ, કોઇના પગ ધોઇશ નહિ અને કોઇનું અપમાન સહન નહિ કરૂં." (બાહુકરૂપે નળ કહે છે,) "સારા કુળની સ્ત્રીઓ વિપત્તિમાં પણ ધીરજ છોડતી નથી; પતિ તજી દે તોપણ ક્રોધ કરતી નથી અને ધર્મબળથી પોતાનું રક્ષણ કરે છે. દુઃખથી અકળાઇને મેં સતીને તજી, પણ તેની મને ક્ષમા મળવી જોઇએ."

# પતિવ્રતા-પ્રશંસા.

पितृवश्यां मातृवंश्या, पतिवंश्यास्त्रयस्त्रयः ।
पतिव्रतायाः पुण्ये न, स्वर्गे सौख्यानि भुंजते ॥ १ ॥

માતા પિતાના અને પતિના, એમ ત્રણે વંશના પુરુષો પતિવ્રતાના પ્રભાવે સ્વર્ગનાં સુખ ભોગવે છે.

धन्यसा जननी लोके, धन्योऽसौ जनकं पुनः ।
धन्यः स च पति श्रीमान्, येषां गेहे पतिव्रता ॥ २ ॥

જેને ઘેર પતિવ્રતા સ્ત્રી હોય છે, તેની માતાને, તેના પિતાને અને તેના પતિને ધન્ય છે.

गृहे गृहे न किं नार्या, रूपलावण्यगर्विताः ।
परं विश्वेश भक्त्यैव, लभ्यते स्त्री पतिव्रता ॥ ३ ॥

રૂપ અને લાવણ્યવાળી સ્ત્રીઓ કદી ઘેર ઘેર જોવામાં આવે, પણ પતિવ્રતા તો પરમેશ્વરની કૃપાથીજ પ્રાપ્ત થાય.

भार्यामूलं गृहस्थस्य, भार्यामूलं सुखस्य च ।
भार्या धर्म फलावाप्त्यै, भार्या संतानवृद्धये ॥ ४ ॥

ગૃહસ્થાશ્રમનું અને સંસાર-સુખનું મૂળ સ્ત્રી છે. ધર્મલાભ મેળવવાને અને વંશવૃદ્ધિને અર્થે સ્ત્રી ઉપયોગી છે.

शतजन्म पुण्यवंतां च, गेहे जाता पतिव्रता ।
पतिव्रता प्रसूः पूता, जीवन्मुक्त पिता तथा ॥ ५ ॥

સો જન્મથી જે પુણ્યશાળી હોય તેના ઘરમાં પતિવ્રતા જન્મે છે. પતિવ્રતાનાં માતા તે પુત્રીના જન્મથી પવિત્ર થાય છે ને તેના પિતા જીવન્મુક્ત દશાને પામે છે.

रूपयौवनसंपन्ना, गीते नृत्ये च कोविदा ।
स्वानुरूपं नरं दृष्ट्वा, न याति विकृतिं सती ॥ ॥ ६ ॥

જે સ્ત્રી પોતે રૂપાળી, તરુણ, ગીત ગાવામાં અને નૃત્યમાં કુશળ છતાં, પોતાના સાધારણ ગુણવાળા પતિપ્રત્યે અભાવ કે અણગમો બતાવતી નથી, તેમજ પોતાના જેવા સમાન રૂપ-ગુણવાળા પુરુષને જોઇ તે પર મોહ રાખતી નથી તેને સાક્ષાત્ સતી જાણવી.

पतिं या नाभिचराति, मनोवाग्देहसंयुता ।
सा भर्तृलोकमाप्नोति, सद्भिः साध्वीति चोच्यते ॥ ७ ॥

જે સ્ત્રી પોતાના પતિનું લેશ પણ અપમાન નહિ કરતાં તન-મન-વચનથી તેના પ્રત્યે પૂર્ણ ભક્તિ રાખે છે, તે સ્વર્ગમાં પોતાના પતિ સાથે રહે છે, અને મહા પુરુષો તેનેજ પતિવ્રતા કહે છે.

सुश्रूषां परिचर्यां च, करोत्यविमनाः सदा ।
सुप्रतीता विनीता च, सा नारी धर्मभागिनी ॥ ८ ॥

જે સ્ત્રી પ્રસન્ન મનથી નિરંતર પોતાના સ્વામિની સેવા તથા ઘરનું કામ કરે છે અને વિનય વિચાર જાળવે છે, તેને ધર્મ ભાગી જાણવી.

यस्य भार्या शुचिर्दक्षा, भर्तारमनुगामिनी ।
नित्यं मधुर वक्त्री च, सा रमा न रमा रमा ॥ ९ ॥

જે સ્ત્રી પવિત્ર, ચતુર, પતિને અનુકૂળ અને મધુર ભાષિણી હોય તેનેજ લક્ષ્મી જાણવી; બાકી નામની લક્ષ્મીને લક્ષ્મી જાણવી નહિ.

वीक्षिता वीक्षते नान्यैः, हासिता न हसत्यपि ।
भाषिता भाषते नैव, सा साध्वी साधुलक्षणा ॥ १० ॥

પર પુરુષો સામું જોય તોપણ જે સ્ત્રી તેના સામું જોતી નથી, બીજાઓ હસાવે તોપણ જે હસતી નથી ને કોઇ વાત કરાવે તોપણ વાતચિત કરતી નથી, આવા ગુણોવાળી સ્ત્રી લક્ષણવતી જાણવી.

सुप्रीता च विनीता च, सा नारी धर्मभागिनी ।
विभर्त्यन्नप्रदानेन, कुटुम्बं चैव नित्मदा ॥ ११ ॥

જે સ્ત્રી સદા પ્રસન્ન રહે છે, નમ્ર રહે છે અને રસોઇ કરી કુટુંબને પોષે છે, તેને ધર્મલાભ થાય છે.

नित्यं स्नाता सुगन्धा च, नित्यं च प्रियवादिनी ।
मित भुङ मितवाक्ति च, देवता सा न मानुषी ॥ १२ ॥

જે સ્ત્રી હમેશાં નાહી ધોઇ શરીરપર સુગંધી લગાવે છે, હમેશાં મધુર વાણી વડે ધણીને રંજન કરે છે, ભૂખ પ્રમાણેજ જમે છે અને જરૂર જેટલું બોલે છે, તેને દેવી જેવી જાણવી.

असारभूते संसारे, सारभूता नितम्बिनी।
इति संचित्य वैशंभुरर्धांगे गिरिजां दधौ ॥ १३ ॥

આ અસાર સંસારમાં સારભૂત એક પતિવ્રતા સ્ત્રીજ છે; એવું સમજી મહાદેવ પાર્વતીને પોતાના અર્ધ શરીર પર રાખતા હતા.

प्रहृष्ट मनसा नित्यं, स्थान मान विचक्षणा।
भर्तुः प्रीतिकरी यातु, भार्य्या सा चेतराजरा ॥ १४ ॥

જે સ્ત્રી નિત્ય પ્રસન્ન રહે છે અને સગા-સંબંધીઓનો તથા પોતાના સ્વામીનો સત્કાર કરવામાં અતિ નિપુણ, તથા તેના પ્રત્યેજ ીતિવાન છે, તેજ ભાર્યા કહેવાય છે.

न कार्य्येषु न भोगेषु, नैश्वर्ये न सुखे तथा।
स्पृहास्याच्च यदा भर्तुः, सा नारी सुखभागिनी ॥ १५ ॥

જે સ્ત્રીનો પ્રેમ, પોતાના પતિ કરતાં કોઈ કાર્યમાં, કોઇ ઐશ્વર્યમાં અથવા કોઇ ભોગ વિલાસમાં પણ નથી, તેવી સ્ત્રી સંપૂર્ણ પુરુષોને પણ ક્વચિતજ પ્રાપ્ત થાય છે.

कार्य्ये दासी रतौ रंभा, भोजने जननी समा।
विपत्तौ बुद्धिदात्री च, सा भार्य्या सर्व दुर्लभा ॥ १६ ॥

જે સ્ત્રી સેવા–ચાકરી કરવામાં દાસી જેવી, ભોગ–વિલાસમાં રંભા જેવી તથા ભોજન પ્રસગે માતાસમાન પ્રીતિવાળી, તે પણ સર્વ પુરુષોને ક્વચિતજ પ્રાપ્ત થાય છે.

युवतिर्जित क्रोधास्याचथा शास्त्रप्रवर्तिनी।
करोति वश्यं भर्त्तारं, सपत्नीचाधितिष्ठति ॥ १७ ॥

જે સ્ત્રીએ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે તથા જેણે ક્રોધ જીતી લીધેલો છે, તે પોતાના પતિને પ્રીતિપાત્ર થઇ, પોતાની સોક સાથે પણ હળીમળી રહે છે.



શ્રી-સુબોધિની.

# સુખરૂપ-શ્રી-સંસાર.

## ઇશ્વરપ્રાપ્તિ.

अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः।
तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः॥
(ભ. ગી. અ. ૮ શ્લો. ૧૪)

"બીજે ક્યાંય પણ ચિત્ત નહિ એવો જે નિરંતર એકનિષ્ઠાથી પ્રતિ દિવસ મને સ્મરે છે, તે નિત્ય એકચિત્ત યોગીને હું સહજ પ્રાપ્ત થઉં છું, મળું છું." આ વચન પ્રમાણે જે ઇશ્વરનું સ્મરણ કરે છે, તેને તે સુખરૂપ મળે છે. અર્થાત્ તે ઇશ્વરરૂપ થઇ જાય છે અથવા ઇશ્વરનો તેને સાક્ષાત્કાર થાય છે.

---



ઇશ્વરપ્રાપ્તિ સંબંધી બોધતાં એક મહાત્મા કહે છે કે ભાઇઓ! સાવધ થાઓ અને ઝટ પરમાર્થનાં કામ કરો. ગર્વને વશ થઈ હિત અહિત શામાં છે, તેનો વિચાર કેમ કરતા નથી? રાત દિવસ સંસારમાં ગુંથાઇ તેમાંજ સુખ શું માનો છો? આ સંસારાસક્તિ વ્યર્થ છે. સ્ત્રી, પુત્ર, વિત્ત, એમાં પરમસુખ માનો છો પણ તે તો મિથ્યા છે. સત્ય સુખની ઈચ્છા હોય તો જેથી આત્માની ઉન્નતિ

થાય એવાં કામો કરો. આત્મોન્નતિ થયા શિવાય સત્ય સુખ મળશેજ નહિ. આ દેહ ક્ષણભંગુર છે. તેનો ક્યારે નાશ થશે એ કહી શકાય નહિ. વિજળીના ચળકાટ વડે થોડી-વાર ઉજાસ જણાય છે, પણ તે નાશ પામ્યા પછી પ્રથમના જેવોજ બલ્કે પ્રથમ કરતાં પણ વિશેષ અંધકાર છવાઇ રહે છે, તે પ્રમાણે સંસારની આસક્તિથી થોડીક વાર સુખ ભાસે પણ એ સુખના પડદા પાછળ મહાન સંકટ આવી પડવાનું તે લક્ષમાં રાખો. ઇન્દ્રિયો શિથિલ થયા પછી ઈશ્વર-ની પ્રાપ્તિ શી રીતે કરી શકાય ? માટે ક્ષણ પણ નકામી નહિ ગુમાવતાં ઇશ્વરમાં ચિત્ત પરોવવાનો આરંભ કરો.

કોઈ કહે કે હું વૃદ્ધ થઈશ ત્યારે ભક્તિ કરીશ, પણ તે વિચાર કેવળ વ્યર્થ છે; કેમકે વૃદ્ધાવસ્થા થયા પહેલાં કદાચ આ લોકની યાત્રા પૂરી થઈ ગઇ તો પછી શું કરવું ? કેમકે દેહનો મુદ્દલ ભરોસો નથી. વારૂ કદાચ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થશે તોપણ પરમાર્થનાં કામ બની શકશે તેની શી ખાતરી ? કેમકે પહેલી બાળ અને બીજી યુવાવસ્થા મધ્યે જે ટેવ પડી છે તે ત્રીજી અવસ્થામાં સુધરી શકે એવી આશા રાખી શકાય નહિ. કહ્યું છે કે.-

वालस्तावत्क्रीडासक्त स्तरुणस्तावत्तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिन्तामग्नः परे ब्रह्मणी कोऽपिन लग्नः ॥
भज गोविंदं भज गोविंदं भज गोविंदं मूढ मते ।

બાળક અવસ્થા, સમાન વયનાં સાથે રમત ગમતમાં ચાલી ગઇ; યુવાવસ્થા સ્ત્રી, પુત્ર, અને ધન-વૈભવના મોહમાં વ્યતીત થઇ, અને વૃદ્ધાવસ્થામાં ચિંતાએ ઘેર્યો, પરંતુ પરબ્રહ્મનું ભજન કોઈપણ સ્થિતિમાં કરી શક્યો નહિ.

આ પ્રમાણે છે; માટે આયુષ્ય ક્ષણભંગુર સમજી, જલદી જાગૃત થઇ ઈશ્વિર ભજન કરવું જોઈએ. પરમેશ્વરમાં સંપૂર્ણ ચિત્ત પરોવી, મ્હારો અને ઈશ્વિરનો એકજ આત્મા છે, એવી સમાનતા કરવી એટલે કે એક અભેદરૂપ—બ્રહ્મમય થવું, એ ઘણો વિચારવાયોગ્ય પણ અગત્યનો અને સુગમ વિષય છે. કેટલાક ફક્ત ઇશ્વરને અથવા ભાગ્યનેજ અવલંબી રહે છે અને કેટલાક ઇશ્વરને નહિ માનતાં પ્રયત્નનેજ શ્રેષ્ઠ ગણે છે. આ બેમાંનો કયો માર્ગ સારો એ પંચાતમાં ન પડતાં મધ્યમ–મિશ્ર માર્ગ સ્વીકારવો ઉચિત છે. કેવળ ભાગ્યપર ભરોસો રાખી બેસી રહેવાથી લાભ નથી, પણ ઉદ્યમ તો કરવોજ જોઈએ; તેમજ કેવળ પ્રયત્ન કરવાથી પણ ચાલવાનું નથી. અર્થાત્ ઈશ્વિરશ્રદ્ધા પણ જોઇએ.

( ચોપાઈ. )

એવો ભાવ ચિત્તમાં ધરો,
જે ભાવે શ્રી હરિને મળો;
જેવો સ્વભાવ તેવો ભાવ,
ભાવ એજ તરવાનું નાવ.

જેથી ઇશ્વર મળે એવો ભાવ મનમાં ધારણ કરવો અને માન અપમાન તરફ જોવું નહિ.

અંતર બહાર સરખું નિર્મળ,
હૃદય કોમળ ગંગાજળ.

બાહ્યાંતર એટલે અંદર તથા બહારથી મનને નિર્મળ કરી ગંગાજળ જેવું સ્વચ્છ કરવું અને નિત્ય સંતસમાગમનું સેવન રાખવું. જીવ સિંહ જેવો બળવાન છે પણ સિંહ

જે પ્રમાણે પોતાનું પ્રતિબિંબ પાણીમાં જોઇ છલંગ મારે છે, તે પ્રમાણે સંસારમાં નિમગ્ન થઈ તે અજ્ઞાનરૂપી અંધારામાં અથડાય છે.

ઉલટ પુલટ પછડાતા ખાશે, અધવચમાં ફૂટાશે;
મોહપૂરનાં મોજાં નડશે, તરી પાર ક્યમ જાશે.

માટે સંસારની આસક્તિ ક્રમે ક્રમે કમી કરવી જોઇએ. તેમ કર્યાવિના મોહરૂપી મોજાં નક્કી ડૂબાવી મારશે. આ સંસાર સાગરમાં કામ-ક્રોધ-મદ-મત્સરાદિ મોટી મગરો પડેલી છે તે કોઇપણ વખતે ગળી જશે, વાસ્તે ભવસાગરથી તરીને પેલેપાર પહોંચવા ઇશ્વરસંબંધી જે ખરૂં જ્ઞાન તે જ્ઞાનરૂપી નૌકાનો આધાર પકડવો.

જીવ જાતે નિર્મળ છતાં આકાશના તારા જોઇ જેમ હંસ પાણીમાં ફલાંગ મારે છે તે પ્રમાણે ઉછૃંખળવૃત્તિ જ્યાં ત્યાં ભટકી, અજ્ઞાનરૂપી અંધારામાં અથડાયા કરે છે, અને નાભિમાં કસ્તુરી છતાં કસ્તુરીમૃગ તેની સુગંધીનો અનુભવતાં છતાં તેની શોધમાં જ્યાં ત્યાં ભટકયા કરે છે, અર્થાત્ તેને જ્યાં જાય ત્યાં સુવાસ તો આવે છે, પણ પોતાનીજ નાભિમાં સુવાસ હોવાની તેને ખબર નથી, તેજ પ્રમાણે અંતઃકરણમાંજ ઈશ્વિર છતાં જ્યાં ત્યાં કેમ ભટકતા જીવને ઇશ્વર કહેછે કેઃ—

મોકું કયા તું ધુંઢે બંદે, મેં તો તેરી પાસમેં;
ના મેં કોઇ ક્રિયા કર્મમેં, ના મેં જોગ સંન્યાસમેં. મોકું.

મતલબ કે આત્મારામ ઈશ્વિરને પ્રસન્ન કરવાને ક્રિયાકર્મદ્વારા દેહકષ્ટ કરવાની કાંઈ જરૂર નથી. એક દક્ષિણી કવિ કહે છે કે—

જીવનું જતન, એ દેવનું પુજન,
મત્સર ને મોહ ત્યાં ભક્તિ શાની ?

અર્થાત્ મત્સરને દૂર ફેંકી, પ્રાણી માત્રનું રક્ષણ કરવું એજ પરમપ્રભુની ખરી સેવા-પૂજા છે. દીન-ગરીબને સંકટમાં સહાય કરવી, ભૂખ્યાં તરસ્યાંને અન્ન પાણી, થાકયાં પાકયાંને વિશ્રામસ્થાન, આંધળાં-પાંગળાંને દોરી લઇ જઈ ઠેકાણે પહોંચાડવાં, ભૂલાં પડેલાંને રસ્તો દેખાડવો, અને સંકટ સમયે શત્રુને પણ ઉપકારક થવું, એ પરમેશ્વરને પ્રસન્ન કરવાનાં મુખ્ય સાધનો છે. આ ભયંકર ભવાર્ણવમાંથી તારનાર પ્રભુ શિવાય બીજો કોઇ સમર્થ નથી; વાસ્તે તેના ઉપર દૃઢ વિશ્વાસ રાખવો.

ઇશ્વર અને ધર્મ સંબંધી બોધ આપતાં શ્રદ્ધાળુ મનુષ્યોને ભક્ત શિરોમણી તુકારામ બુવા કહે છે કે-

તમે તમારા વિશ્વાસનું જતન કરો; કેમકે આ સંસારમાં કેટલાંક આવરણો અને અવતરણો એવી તરેહનાં છે કે તે બુદ્ધિને ભ્રષ્ટ કરી મનને ભમાવી બોળી દે છે. દેવ ઇશ્વર એજ છાયા છે અને એજ તારનાર છે. અર્થાત પાપરૂપ સમુદ્રમાં કુસંગતિરૂપ પત્થર બાંધી પડવા પગલું ભરવામાં આવે તે કોઈ રીતે શ્રેયસ્કર થવાનું નહિ, માટે કદી પણ તેવા મનુષ્યોની પાસે જશો નહિ.

આ સંસારમાં પોતાનાં વખાણની ઇચ્છા રાખવી તદ્દન નકામી છે, કેમકે સર્વ ઠેકાણે વિષય વાસના ફેલાઈ રહી છે અને નાના પ્રકારના લોકો પોતાને ઠીક લાગ્યા તે મતનેજ પકડી રહ્યા છેઃ-મીમાંસક કહે છે કે ધર્મ એટલે યજ્ઞ,

યાગ, શાંતિપાઠ વગેરે કરો; રાજ્યનીતિ ચલાવનાર કહે છે કે શામ–દામ–દંડ અને ભેદ આ ચાર ઉપાયથીજ મનુષ્યનું કલ્યાણ થાય છે. પરંતુ તેમાં દંડ અને ભેદ એજ મુખ્ય છે કે નહિ તે જુઓ. ચોતરફ દૃષ્ટિ કરી કોઈ કહે છે કે પુસ્તક રચી યશ સંપાદન કરો; કોઇ કહે છે કે વર્તમાનપત્ર કાઢો; કોઇ કહે છે કે વેપાર કરો; વળી યોગશાસ્ત્રના કર્તા શમદમાદિ પકડી બેઠા છે. એવી જ્યાં જુઓ ત્યાં અનેક તરેહની ઘટમાળ મચી રહી છે. 'સંગતિ' સંબંધી વિચાર કરી જોઇએ તો તપાવેલાં લોઢાંપર જે પ્રમાણે જળનું ટીપું ક્ષણ પણ ટકતું નથી, કમળના પત્ર ઉપર પડેલું બિંદુ મોતી જેવું ચળકે છે પણ તે ક્ષણભંગુરજ છે, અને સ્વાતિ નક્ષત્રનો વરસાદ પડવાથી સમુદ્રમાંની શીપમાં (લોક માન્યતા પ્રમાણે) ખરેખરૂં મોતી બંધાય છે. તે પ્રમાણે સંગતિના યોગે અધમ, મધ્યમ અને ઉત્તમ એવી સ્થિતિ બને છે. આ વાત જાણીતીજ છે. જે પ્રમાણે વૃક્ષ અને વેલનાં કોમળ નવીન અંકૂરો, પાણી પડતાં વૃદ્ધિ પામે છે, પણ તેનાપર એક સરખો સખત તાપ પડે તો સૂકાઈજ જાય, તે પ્રમાણે ભગવદ્‌ભક્તોનો સહવાસ કરી, તેની સાથે બોલવા ચાલવાથી ભક્તિના અંકૂરો ઊગી નીકળે છે અને અભક્તને મળવાથી તે સૂકાઇ નાશ પામે છે; વાસ્તે સમજુ માણસોએ નિરંતર ભગવદ્‌ભક્તોનો પરિચય કરવો. સર્પને જોતાંજ તે 'મારા પ્રાણ લેશે' એમ સમજી મનુષ્ય જેમ ભડકીને દૂર ભાગે છે, તે પ્રમાણે દુષ્ટ તથા અભક્તનો સંસર્ગ કરતાં પહેલાં 'તે મારૂં મન બગાડી નાંખશે' એવું ખાતરીપૂર્વક માની, સુજ્ઞ મનુષ્યે તેથી વેગળા રહેવું, એ ઉચિત છે.

( દોહરો. )

સંત તણી સંગત કરે, ત્રિવિધ તાપનો નાશ;
દુષ્ટ તણી સંગત કરે, આઠે પ્હોર ઉદાસ.

અર્થાત્ સજ્જનની સંગત રાખવાથી સર્વ ઉપાધિ નષ્ટ થાય છે અને ક્રૂરના સંગથી આઠ પહોર ( રાત--દિવસ ) ઉપાધિજ પ્રાપ્ત થાય છે; એટલે એક ગઈ કે બીજી પીડા ઊભીજ છે, વાસ્તે તેથી સદા વેગળા રહેવું.

સાધુ કહેતાં સજ્જનના સંગ વિષે નાનક બાવા કહે છે કે "જ્યારથી મને સાધુસંગ થયો ત્યારથી હું આ મારૂં, આ પારકું એવો ભિન્નભાવ ભૂલી ગયો; મારો કોઈ શત્રુ રહ્યો નહિ અને સર્વ મેં પોતાનું કરી લીધું. જે ઈશ્વરે બનાવ્યું છે તે સર્વ સારૂંજ અને મ્હારૂંજ છે એવી અમૂલ્ય સમજ સાધુસંગતિથી મને મળી. તેમ છતાં એકજ પ્રભુ સર્વ વસ્તુમાં અને સર્વ સ્થળે વ્યાપી રહ્યો છે તેથી સર્વ દુઃખ ભૂલી આપણે જ્યાં ત્યાં તેને જોઇયે છીએ."

આ ઉન્નતિની સ્થિતિ સાધુ સંગે બેસવા બોલવાથી, તથા તેના સહવાસથી પ્રાપ્ત થાય છે. વળી સંતનો મહિમાજ એવો છે કે પાપમાં ખુંડેલાં આપણાં મનને તે પુણ્યનો અધિકારી બનાવી દે છે; ને એવા સાધુ સ્વતઃ સંગદોષથી વિકૃતિ પામતા નથી. જેવી રીતે ચંદન વૃક્ષને મોટા સર્પો ડંખ મારે તથાપિ તેમાં વિષનો પ્રવેશ થતો નથી, તેવી રીતે ભક્ત—સાધુ સદા નિર્લેપ અને નિર્વિકારી રહે છે. જ્યાં અપૂર્ણતા અને અર્ધદગ્ધતા હોય ત્યાંજ કુસંગતિ વધે છે; પરંતુ પૂર્ણ સ્થિતિમાં એકવાર જ્યારે અંતરમાં દૃઢ વિશ્વાસ થયો, ત્યારે બીજી સંગતિ બાધકારક થતી નથી. માટે

સત્સંગથી દૃઢ શ્રદ્ધાપૂર્વક ઇશ્વરને સર્વમાં વ્યાપક જાણી પરોપકાર કરવો. સત્સંગથી સત્ શ્રદ્ધા અને સત્ શ્રદ્ધાથી ઇશ્વિરરૂપ જગતનો વિચાર કરી, ઉદાર દિલે વર્તવું એજ ઇશ્વરપ્રાપ્તિનો માર્ગ સાધુ પુરૂષો બોધે છે; જે સર્વ સુગમતાપૂર્વક પ્રાપ્ત કરી, સતસુખોને અનુભવો.*



* 'મુંબઈ સમાચાર" તા. ૨-૧૧-૧૦ ના અંકમાં આ લેખ પ્રસિદ્ધ થયો છે.



# મહાત્મા વિદુરનો ઉપદેશ.

( દુહો. )

વેદ પ્રમાણે વિદુરનાં, નીતિ વચન નિર્વાણ;
વાંચે વિગતે અનુભવે, થાય લોક કલ્યાણ.

( ક. ધ. )



પૂર્વે હસ્તિનાપુરનો રાજા ધૃતરાષ્ટ્ર જ્યારે ચિંતાથી ઘેરાઇ મૂઢ જેવો બની ગયો, ત્યારે તેણે પોતાના કનિષ્ટ બંધુ વિદુરજીને પુછ્યું કે મહારાજ ! મ્હારૂં ચિંતાતુર થયેલું મન જેથી શાંત પડે તેવી કંઈ શીખામણ આપો. વિદુર વયે ન્હાના પણ ઘણા બુદ્ધિશાળી, "વિદુરનીતિ" ના કર્તા અને ચતુર હતા. વળી તેઓ મોટા પરમાર્થી તથા ધનુર્વિદ્યામાં કુશલ હતા, તેથી પાંડવોનું હિત ઇચ્છી તેમને બળતા લાક્ષાગૃહમાંથી ઉગાર્યા હતા, અને ભીષ્મ જેવા અવતારી પુરૂષ પણ તેમની સલાહ લઈ કામ કરતા હતા, તેથી તેમણે કહેલાં શિક્ષાવચનો કુલીન બહેનોને અને બાળાઓને ઉપયોગી થઈ પડશે, એવી આશા છે. તેઓ કહે છે કે,–

અભણ માણસ પંડિતાઇનું અને દરિદ્ર માણસ ઉદારતાનું ડોળ દાખવે તે કદી નિભતું નથી. આ ઉપરથી આપણને સંગીન–સુદૃઢ જ્ઞાન મેળવવાનો બોધ મળે છે. કહેવત છે કે " અધુરો ઘડો છલકાય " વાસ્તે જરા તરા લખતાં વાંચતાં આવડયું એટલે ભણી ચૂકયાં એમ સમજવું

નહિ. પણ જે ભણી ગણી લાજ આબરૂ વધારે અને બીજાને ઉપયોગી થાય, એજ સાચું ભણતર સમજવું. બીજું ઉદારતા વિષે કહ્યું, તેનો અર્થ એ કે આપણે સારા ગુણ ગ્રહણ કરી ઉદ્યમી થઈએ તો ધનની પ્રાપ્તિ થાય, ને તે વડે જન-કલ્યાણ થઈ શકે; છતાં કદાચ ધન ન હોય તો ઈશ્વરઈચ્છા માની શુદ્ધ મંનથી જો કોઈની ખબર અંતર લેવાય, તો તે પણ ઉદારતાજ છે. ધનના સંબંધમાં વળી કહ્યું છે કે મેળ-વેલા ધનનો લાભ આખું કુટુંબ લે છે, પણ પાપની શિક્ષા તો જે પાપ કરે તેજ ભોગવે છે. માટે કુટુંબના રક્ષણ-સારૂ અથવા આત્મસુખના લોભી થઇને પણ કોઇએ અસત-માર્ગે ધનની ઇચ્છા ન કરવી. ગરીબી હોય તો ઉદ્યમ કરી, સાદાઈથી નિર્વાહ ચલાવવાની ટેવ પાડવી અને સંપત્તિ પ્રમાણે ખર્ચ રાખવો. આ સઘળું જેટલું પુરુષોની સત્તામાં તેટલુંજ બલ્કે તેથી વધુ સ્ત્રીઓની સત્તામાં પણ રહેલું છે, તેથી કહ્યું છે કે,—

(દોહરો.)

ઘરુણી ઘરનો થંભ છે, ઘરુણી ઘર આધાર;
ઘરુણી ગુણિયલ નીવડે, તો જગ જયજયકાર.

કોઇ કહેશે કે સ્ત્રીજાતિજ અબળા તે વળી ઉદ્યમ શું કરે? તો હું કહીશ કે પુરુષ જે જીવિકાનાં સાધન ઘરમાં લાવે તે સર્વમાં સ્ત્રીઓ ધ્યાન આપે તો થોડો લાભ ન કરી શકે. વળી સઘળું ઘરબાર અને ઘરનું કામ તો સ્ત્રીઓનું જ છે. મોટો મહેલ હોય પણ સ્ત્રીમાં જો આવડત ન હોય તો નાની મઢુલી કરતાં પણ તેને નપાવટ કરી મૂકે ને નાનું ઝુંપડું હોય તો તેને સ્ત્રીજ આનંદ ભુવન બનાવી શકે. જે તે

જ્યાં ત્યાં પડયું હોય તો ઘર ઉખડમાળા જેવું લાગે, તેમજ ત્યાં કોઇને ઊભવું પણ ન ગમે. વળી સ્ત્રીના હાથમાંજ ધાન્યને ધૂળ અને ધૂળને ધાન્ય બનાવવાની શક્તિ છે. તે ઉપર એક દૃષ્ટાન્ત છે કે,–

કોઇએક કણીઆની દુકાને બે ગુમાસ્તા હતા. તેમને શેઠ તરફથી દરરોજ ભેળસેળવાળું બશેર અનાજ મળતું હતું. આમાં એકને ખાનપાનથી કંટાળો આવતાં મરણતુલ્ય માંદો પડયો, અને બીજો અમલચેન કરવા લાગ્યો. શેઠને આ ઉપરથી શક ગયો કે આનું કારણ શું? સુખી જીંદગી ભોગવનાર નોકર ચોરી તો નથી કરતો? પણ તે ડાહ્યો હતો તેથી તપાસ કરી તો માલમ પડયું કે એકની સ્ત્રી એવી હતી કે પંચકુટીઆં ધાન્યનો ખીચડો બાફતી અને બીજાની સ્ત્રી એવી સુઘડ હતી કે દરેક ચીજ છુટી પાડી તેમાંથી જ બે ત્રણ વાનાં તૈયાર કરી પીરસતી. વાસ્તે સ્ત્રીમાત્રે પ્રથમ રસોઈની કળામાં કુશળ થવું જોઇએ, અને ઘરસંસાર કરકસર તથા ડહાપણથી ચલાવતાં શીખવું જોઇએ. વસ્ત્ર ફાટાં હોય તો સાંધવાં અને ધોઈધાઈ સ્વચ્છ રાખવાં. પરંતુ ગરીબીથી અકળાવું નહિ. ગરીબી કાંઈ ગુનોહ નથી. તેથી જ કહ્યું છે કે "જાડે લુગડે અને દુબળે સાવતરે શરમાવું નહિ". આ વાત ધ્યાનમાં રાખી જે માણસ સાદાઈથી વર્તે છે તે સદા સુખી થાય છે ને તેને કોઈ વાતની તંગી પડતી નથી. વળી સ્ત્રીઓ જો ભરવા સીવવાનો હુન્નર હાથ ધરે તો તે જાતનો ખર્ચ બચી જાય ને ઘેર બેઠાં સ્હેજ પાંચ પૈસાનું કામકાજ થઈ શકે. હાલ વધતી જતી

કેળવણીનો લાભ લઇ કેટલીક બાઇઓ શિક્ષક થઈ છે, તેથી મોટી ઉમ્મરની છોકરીઓ વિદ્યાભ્યાસ કરી શકે છે, એ લાભ શું થોડો થયો છે? સિવાય વૈદકનું જ્ઞાન મેળવી કેટલીક બાઇઓ ડાકટર થવાથી સ્ત્રીજાતિને મોટી સગવડ થઈ છે ને તેથી તેમને પણ સારી રીતે પગાર મળતાં નિર્દોષપણે તે પોતાનું ગુજરાન ચલાવી શકે છે. મુંબઈ જેવા મોટા શહેરોમાં કેટલીક બાઇઓ અક્ષર છાપવાનું (ટાઈપ રાઈટિંગનું), સોનેરી ભરત ભરવાનું, ચિત્રો ચીતરવાનું, માંદાની માવજત કરવાનું તથા મોટી શેઠાણીઓ પાસે વ્યવસ્થાપક સલાહકાર ( કંપેનિયનનું ) તથા ઘરકામની દેખરેખનું કામ સ્ત્રીઓ કરે છે. આમાંનું કોઈ એકાદ કામ પણ આપણે શીખીએ, તો નિર્વાહની ચિંતા ન રહે. કોઇ પણ ઉદ્યમમાં ખોટજ નથી. વાસ્તે આળસ તથા ખોટી રૂઢીને છોડી દઇ, આપણું જીવન જેથી સુખરૂપ થાય અને બીજાને પણ ઉપયોગી થવાય તેવો ઉદ્યમ કરવો. અને તે માટે મ્હારી એટલી ભલામણ છે કે મુંબઈનું "સેવાસદન" તથા સુરત, ભરૂચ, અમદાવાદ, પુના વગેરે સ્થળે જ્યાં જ્યાં "વનિતા વિશ્રામ" સ્થાપન થયાં છે, તે બની શકે તો જોઇને અથવા તેથી વાકેફ થઇને તેઓ આપણા લાભને માટે જે જે પ્રયત્નો કર્યા કરે છે, તે ધ્યાનમાં લઈ કોઈપણ રીતે આપણા જીવનનો સદુપયોગ કરવો.

વિદુરજી કહે છે કે,—દેવતાઓનો સંકલ્પ, બુદ્ધિમંતોનો પ્રભાવ, અને વિદ્વાનોનો વિનય જેમ તુરત ફળ આપે છે તેમ પાપનું ફળ મળતાં વાર લાગતી નથી. માટે પાપને પડછાયે પણ ન જતાં ખરે માર્ગે પ્રયત્ન કરવો. વળી વૃદ્ધા-

વસ્થા જેમ રૂપનો નાશ કરે છે, અને અન્યાય જેમ લક્ષ્મીનો નાશ કરે છે, તેમ અભિમાન ધર્મનો નાશ કરે છે; માટે મિથ્યાભિમાન મૂકી દેવું; કેમકે એ અભિમાનજ પાપનું મૂળ છે. **સત્ય** વિષે બોધ કરતાં વિદુરજી કહે છે કે,–સત્ય એજ તપ અને સત્ય એજ વ્રત છે. માટે સત્યનું પાલન કરો. પોતાને ઠપકો મળે અથવા નુકસાન થાય એવું હોય તોપણ સત્ય કદી છોડશો નહિ; કેમકે સત્યથી ધર્મનું રક્ષણ થાય છે, ને સત્યને શ્રીહરિ પરમેશ્વર પોતે સહાય કરે છે. માણસથી જાણે અજાણે કંઈ ભૂલ થાય, એ બનવાજોગ છે, પણ તે છુપાવવાથી બમણો અપરાધ થાય છે, અને ક્ષમા માગી ભૂલ કબુલ કરવાથી દયાપાત્ર ઠરતાં છુટકારો થાય છે, એટલુંજ નહિ પણ ફરીથી ભૂલ નહિ કરવાનો જે નિશ્ચય કરે છે તેને તો કોઈ જાતની અડચણ રહેતી નથી. સાચા માણસો તો પ્રાણાંતે પણ અસત્ય બોલતા નથી, એ વિષે કહ્યું છે કે,

એક કન્યા પરણાવવાની બાબતમાં વિરોચન નામના દૈત્યને અને સુધન્વા નામના બ્રાહ્મણને એવો મોટો વાદ થયો હતો કે જે હારે તેના પ્રાણ જાય. આ પ્રસંગે બળવાન્ દૈત્યના પિતા પ્રહ્‌લાદે પુત્રનો પક્ષ તજી સત્યજ કહ્યું હતું તેમજ સત્યને માટે રાજા ધૃતરાષ્ટ્રને વિદુરે આગ્રહપૂર્વક એવું કહ્યું હતું કે અસત્ય બોલનારને બ્રહ્માંડનો વધ કરવા જેટલું પાપ લાગે છે. આ જગતમાં જુઠું બોલનાર કદાચ એકાદ વાર ફાવી જાય, પરંતુ ફરીથી તેનો કોઈ વિશ્વાસ કરતું નથી. બધો જન્મારો તેથી તેનો બગડે છે, અને કુતરાં જેવાં પ્રાણી પણ તેને ગણકારતાં નથી. "તુ તુ" કરી

એકવાર પણ જે માણસ રોટલાનો કટકો નાખતો નથી, તેની સામે બીજીવાર કુતરૂં પણ જોતું નથી, ને તેને કોઈ સહાયકર્ત્તા થતું નથી. માટે ખાતરી રાખવી કે અભ્યાસથી જેમ વિદ્યાનું રક્ષણ થાય છે, સ્વચ્છતાથી રૂપનું રક્ષણ થાય છે, અને સારી રહેણીથી કુળનું રક્ષણ થાય છે, તેમ સત્યથીજ સર્વનું રક્ષણ થાય છે. કુળ-ધર્મથી અજ્ઞાન મનુષ્યો જ્યારે અહંકારી બની જાય છે ત્યારે તેની સર્વ સંપત્તિ નાશ પામે છે, ને પછી પસ્તાવો થાય છે. વાસ્તે પ્રત્યેક બાબતમાં પરિણામ તરફ નજર રાખવી. દુષ્ટ દુર્યોધને પાંડવોનું રાજ્ય કબજે કરતાં પરિણામ તરફ લક્ષ ન આપ્યું, તો અંતે તેના કેવા હાલ થયા? યુધિષ્ઠિર જેવા સત્યવાદી સજ્જનને બળ બતાવવું એ શું તેનું કર્તવ્ય હતું? કદી નહિ. તે પ્રમાણે જે માણસો ગરીબોને, ગાયોને અને સ્ત્રીઓને સંતાપે છે તેનું કદી શ્રેય થતું નથી.

પૂર્વે જે મહાત્મા પુરૂષો અને સતી સ્ત્રીઓ થઇ ગયાં તે સદૈવ એવું ઈચ્છતાં કે અમારો નિર્વંશ જાય તો ભલે, પરંતુ અમારા કુળમાં કોઇપણ અસત્ય બોલનાર, અધર્મ કરનાર, અને વેર વધારનાર થશો નહિ. આમ છે તો આપણે પણ અસત્ય, અધર્મ અને કુસંપનો ત્યાગ કાં ન કરવો? રાજા જેમ પોતાના મનને વશ કરી, પછી મંત્રીઓને સુધારી શત્રુઓને કબજે કરી લે છે, તેમ આપણે પણ મનને અંકુશમાં રાખી, બાળકોને તથા સગાં-સંબંધીઓને ઉપકાર કરી પોતાનાં કરી લેવાં જોઇએ. આ જગત સ્વાર્થી છતાં લોભ લાલચ તજીને જે માણસ નિષ્કામપણે બીજાનું

સારૂં કરે છે, તેને ઘણી સહાય મળે છે. માટે દ્વેષ બુદ્ધિ દૂર કરી, સૌ સાથે સંપ રાખવો.

પારકું સુખ, પારકું રૂપ અને પારકું ધન જોઈ તેની ઈર્ષા કરવી નહિ પરંતુ તે પોતાનાંજ ભાઈભાંડુનું છે એવું સમજી ખુશી થવું; કેમકે ઈર્ષા કરનારના શત્રુ ઉત્પન્ન થાય છે ને તેને કદી સુખ મળતું નથી. ભાવના, તર્ક તથા વિચારો હમેશાં સારાંજ કરવાં અને કોઈની પણ નિંદા ન કરવી. કેમકે નિંદા કરનાર સામાના પાપનો ભાગીઓ થાય છે ને તેને પોતાને દુઃખદ પ્રસંગો આવી મળે છે. આવે વખતે તે વળી દૈવને દોષ દે છે, પરંતુ ઈશ્વર તો શુભ મતિનોજ દાતા છે, ને સર્વનું સારૂં કરે છે; છતાં આપણે જે દુઃખ ભોગવીએ છીએ તે આપણાંજ કોઇ આ જન્મનાં કે પૂર્વનાં પાપનો બદલો સમજી, સત્ કર્મમાં પ્રીતિ કરવી અને સત્સંગ સેવવો. જે માણસ ખરાબ સોબત કરે છે તેને સારી મતિ સૂઝતી નથી, ને સેંકડો તીર્થ કરવાથી પણ તેનું મન શુદ્ધ થતું નથી. વાસ્તે સત્સંગ સાથે સંપનું પણ સેવન કરવું; કેમકે વનમાં એકલું ઝાડ, ઉંડા મૂળવાળું છતાં પવનના સુસવાટથી ઉખડી જાયછે, તેમ સંપત્તિ છતાં કુસંપ કરી એકલા પડનારને વારંવાર ત્રાસ ઉપજે છે, વાસ્તે નાત જાતનો તથા ન્હના મોટાનો ભેદ કોરે મૂકી, સર્વ સાથે માયાથી વર્ત્તવું, એજ સુખી થવાનો માર્ગ છે. અભિમાન, વિવાદ, ક્રોધ, લોભ, અને દ્વેષ રાખવાથી મનુષ્યનું આયુષ્ય કપાઇ જાય છે. વાસ્તે એ પાંચ દોષ જેનામાં હોય તેની સાથે મિત્રતા બાંધવી નહિ; કેમકે તેની પાસે ધન હશે તો પણ તે નઠારાં કર્મ કરાવી નાશનેજ પામશે.

ધનની ઇચ્છા સહુને થાય, એ સ્વાભાવિક છે. પરંતુ ધર્મની સાધના કર્યા વગર ખરૂં ધન પ્રાપ્ત થતું નથી, તેથી **ધર્મ** શું, એ જાણવું જોઇએ. સાહિત્યકાર કહે છે કે,-

(દોહરો.)

સત્ય-શીલ-સંતોષ-તપ, દયા-વિતૃષ્ણા-દાન;
ક્ષમા-અહિંસા-શૌચ-દશ, લક્ષણ ધર્મ બખાન.

**અર્થ**:—(૧) સત્ય, (૨) શીલ, (૩) સંતોષ, (૪) તપ, (૫) દયા, (૬) ઇચ્છારહિતા, (૭) દાન, (૮) ક્ષમા, (૯) કોઇનું દિલ ન દુભવવું તે અને (૧૦) સ્વચ્છતા; ઉપરની તથા અંદરની.

ધર્મનાં આ દશ લક્ષણ જેનામાં હોય તેને મનુષ્ય નહિ પણ દેવ સમજવો, કેમકે એવો માણસ કદી અધર્મ કરતો નથી, અને જીવિકા ચલાવવાને પણ તેને કોઈ દિવસ ચિંતા રહેતી નથી. હવે અધર્મથી જે માણસ ધન પ્રાપ્ત કરે છે તે વિષે વિચાર કરીએ તો **અધર્મનું** ધન તેનો પોતાનોજ ઘાત કરવાનાં સાધનરૂપ થઇ પડે છે. ધનના જોરે તે પોતાનાં છિદ્ર ઢાંકવા જાય છે, પરંતુ તે તો ઊઘાડાં રહે છે ને બીજાં ઘણાં છિદ્રો ફાટીને પ્રકટ થાય છે. ચોરી જારી અથવા જુગાર જેવા અધર્મથી ધન મેળવી કદી કોઇ યજ્ઞ, દાન, તથા શ્રાદ્ધાદિ કર્મ કરે છે તો તે નિષ્ફળ જાય છે કેમકે અધર્મથી ધન મેળવવું એજ મોટું પાપ છે. એવા ધનિકોને કદી કોઈ માન આપે, પરંતુ ખરેખરા સજ્જન અને કુલીનોની પંક્તિ તો તેને આ લોકમાં કોઈ આપતું નથી, અને પરલોકમાં પણ તેની સદ્ગતિ નથી. આપણા ઘણાખરા

લોકો ધનવાનનેજ કુલીન ગણે છે પરંતુ વિદુરજી તો કહે છે કે, જેણે જિતેંદ્રિય થઈ તન–મન–ધન વશ કર્યા હોય, શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય, તથા અન્ન અને વિદ્યાનાં દાન કર્યા હોય તથા જે કુળમાં ધન અલ્પ હોય પણ સદાચાર પરિપૂર્ણ હોય તેને ખરેખરો કુલીન જાણવો. ધન તો આવે છે ને જાય છે, માટે ધનના રક્ષણ તરફ વિશેષ દૃષ્ટિ ન કરતાં બને તેટલું સદાચારનુંજ રક્ષણ કરવું અને સારે માર્ગે ઉદ્યમ કરી ધન મેળવવું.

કુલીનોનાં લક્ષણ બતાવતાં કહે છે કે,–ઉચ્ચ અથવા નીચ કુળમાં જન્મેલો માણસ પણ જો મર્યાદાનું ઉલ્લંઘન ન કરે, ધર્મ પ્રત્યે પ્રેમ રાખે, કોમળ રહે અને લજ્જાવંત હોય, તો તેને સેંકડો કુલીનોથી પણ શ્રેષ્ઠ સમજવો. નામના ધનવાન્ કુલીન જોઇ આપણે કન્યાઓનાં લગ્ન કરીએ છીએ તે કરતાં આવા ખરા કુલીન ખોળીએ તો ઘણી વાતે પુત્રીઓ સુખી થાય. છતાં ખોટી આશા રાખવાથી ધીરજનો નાશ થાય છે, ક્રોધ કરવાથી લક્ષ્મીનો નાશ થાય છે, અને લોભી થવાથી કીર્તિનો નાશ થાય છે; વાસ્તે નાશના એ ત્રણે માર્ગ છોડી દેવા. સીધે રસ્તે ઉદ્યમ કર્યા વગર આત્માનું કલ્યાણ થતું નથી. વળી ધનના લોભે જે કન્યાવિક્રય કરે છે, તે પણ ઈશ્વરનો ગુન્હેગાર થાય છે, ને નિર્દોષ બાળકીના તેમને શ્રાપ લાગે છે. વાસ્તે કોઈપણ જાતના સ્વાર્થ વગર વય, વિદ્યા, તથા સદ્‌ગુણ જોઈ, કન્યાનું શ્રેય થાય તેવે સ્થળે તેનો સંબંધ બાંધવો. કન્યાવિક્રયથીજ કજોડાં બંધાયછે, અનીતિને ઉત્તેજન મળે છે, કલેશ થાય છે ને વર–કન્યાનો જન્મારો બગડે છે.

આ ઉપરાંત દ્યુત અથવા જુગારથી તેમજ સટ્ટાથી ધન મેળવવાની ઇચ્છા પણ નુકશાનકારક છે. જેનું ભુંડું થવાનું હોય છે તેનેજ એવી નીચ બુદ્ધિ સૂઝે છે. કપટી દુર્યોધને સતી દ્રૌપદીની જુગારમાં દુર્દશા કરી તો તેનું શું સારૂં થયું ? ભર સભામાં દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચ્યાં છતાં સતીની કીર્તિ આબાદ થઇ ને "કરે તે ભરે" એ કહેવત પ્રમાણે દુર્યોધનનો નાશ થયો. નિર્દય અને મૂઢના હાથમાં સત્તા આવે છે ત્યારે તેનાથી કોઈનું સારૂં થતું નથી. એ વખતેજ હળાહળ કળિયુગ વ્યાપી રહે છે અને એમાંથીજ દુર્યોધન તથા શકુનીની પેઠે કુટુંબમાં કલેશ કરાવનારા, પરનિંદામાં આસકત, દાંભિક અને અકલ્યાણ કરનારા માણસો ઉત્પન્ન થાય છે; પરન્તુ જેઓ સજ્જન છે, તેઓ તો લજ્જિત થઇ મો સંતાડવું પડે એવું કામ કદી કરતાજ નથી. અર્થાત્ જેથી ધર્મને હાનિ પહોંચે એવા સુખની ઈચ્છાજ કરવી નહિ. વળી જે પારકાના ગુણને દોષદૃષ્ટિથી જુવે છે, અકારણ વેર્ય ઉત્પન્ન કરે છે ને કઠણ વચન બોલે છે તેને શઠ સમજવો. શઠ સ્વભાવથી તથા નિંદા કરવાની ટેવથી ઘોર નરકની પ્રાપ્તિ થાય છે, માટે કોઇ નિંદા કરે તો તેમાં ભાગ લેવો નહિ. મુંગા રહેવું અને બને તો ત્યાંથી ચાલ્યા જવું, પરંતુ ખાલી હાએ હા કરી, દોષનાં ભાગી ન થવું. વળી કોઈનું મન દુખાય તેવાં મેણાનાં વેણ કહેવાં નહિ, પણ કોમળ તથા મીઠાં વચન બોલવાની ટેવ પાડવી. કુવચન બોલવાથી કુસંપ ઉપજે છે, મિત્રતા તૂટે છે, સુખે નિદ્રા આવતી નથી, ખાવાનું ભાવતું નથી, કોઈ પદાર્થપર રૂચિ થતી નથી, અને કોઈનું હિતકારક ભાષણ પણ સાંભળવું

ગમતું નથી. છેવટ તેથી ઘણા શત્રુઓ ઉભા થાય છે અને કૌરવ-પાંડવની પેઠે નાશ થવાનો વારો આવે છે; માટે ઉચિત માર્ગ લોપી, ઇંદ્રિયોના વેગ પ્રમાણે વર્તવું નહિ, કેમકે તેથી ભ્રષ્ટ થવાય છે અને વૈભવ, પ્રાણ તથા ધનની હાનિ થાયછે.

આબાદી અથવા ચઢતીને માટે વિદુર મહારાજ પંચબળ જાળવવાનો બોધ કરે છેઃ—( ૧ ) બાહુબળ, ( ૨ ) સુમિત્રબળ, ( ૩ ) ધનબળ, ( ૪ ) કુટુંબબળ, અને ( ૫ ) આચારબળ. આમાં છેલ્લું જે આચારબળ કહ્યું તેજ સર્વથી શ્રેષ્ઠ છે, કેમકે આચાર એટલે સારાં આચરણથીજ પહેલાં ચાર બળ પ્રાપ્ત થાય છે. માટે સજ્જનોએ નિરંતર તે મેળવવા પ્રયાસ કરવો, પણ દુષ્ટો પાસે વિશ્વાસઘાત કરવાનું એકજ બળ હોય છે તે કદી પણ ગ્રહણ ન કરવું, કેમકે **વિશ્વાસઘાત** જેવું એકે પાપ નથી. શબ્દે શબ્દ ગણી ગણીને બોલવા જોઇએ; કેમકે બોલવામાં ભૂલ થાયતો ગુપ્ત વાત ઉઘાડી પડે અને આપણા ભોળા સ્વભાવનો દુષ્ટ લોકો દુરુપયોગ કરે. એથી વિદુર મહારાજ કહે છે કે વિષથી એક જણાનું એટલે વિષ ખાનારનુંજ મરણ થાય છે અને શસ્ત્ર એટલે હથિયાર જેને લાગે તેનો એકલાનોજ જીવ જાય છે, પણ રાજાની છાની વાત ફૂટે તો તેનાં રાજ્યનો અને પ્રજાની છાની વાત ફૂટે તો તેના સંસારનો નાશ થાય છે. માટે ગંભીરતાથી વાતો જીરવવી. ભૂખ પ્રમાણે ભોજન જમવું, માફકસર ઉંઘવું, આશ્રિતોની ખબર લેવી, શકિત પ્રમાણે કામ કરવું, અને શત્રુ પણ હાથ ધરે તો તેને આપવું. એ પ્રમાણે જે વર્તે છે. તેને કોઇપણ અનર્થ નડતો નથી. વળી કોઇપણ કામ ઉતાવળે આરંભવું નહિ અને આરંભેલું કામ અધુરૂં

મુકવું નહિ. જે મિતાહારી એટલે માફકસર ખાય છે, તેને કોમળતા, સુગંધતા, નિર્મળતા, સારાં સંતાન, આરોગ્ય, આયુષ્ય, બળ, રૂપ અને સુખ પ્રાપ્ત થાય છે; માટે અતિ-આહારની ટેવ છોડી દેવી. સદાચાર સેવી દિવસે એવી રીતે કામ કરવું કે રાત્રિએ સુખે સુઈ શકાય; વર્ષમાં આઠ માસ એવી રીતે કામ કરવું કે ચોમાસામાં કશી મહેનત ન પડે; બાળપણે એવી રીતે કામ કરવું કે વૃદ્ધાવસ્થામાં શાંતિ મળે, અને આલોકમાં જીવતાં એવી રીતે કામ કરવું કે જેથી પરલોકમાં અખંડ સુખ મળે. પૃથ્વી કે ધન કોઈની સાથે ગયાં નથી, ને જનાર પણ નથી. મુવાપછી મોટા માનધાતા રાજાઓ રાજવૈભવ તજી ચાલ્યા ગયા, તો આપણું શું ગજું? આ વાત ખુબ ધ્યાનમાં રાખી ઈશ્વરનું ભજન કરવું. સૌ સાથે સ્નેહ રાખવો, ગરીબો પ્રત્યે દયા રાખવી, અને જેથી પ્રભુ પ્રસન્ન થાય તેવાં શુભ કામોમાં ભાગ લેવો.*



* જામ ખંભાળિયા મધ્યે આ ભાષણ સ્ત્રી મંડળમાં આપ્યું હતું, માઘ માસ, વિ. સં. ૧૯૬૮.



# શ્રીઋષભદેવનો પુત્રપ્રતિ ઉપદેશ.

वदनं प्रसाद सदनं, सदयं हृदयं सुधामुचो वाचः ।
करणं परोपकरणं, येषां केषां न ते वन्द्याः ॥

જેઓનું મુખ સદા પ્રસન્નતાનુંજ સદન છે; જેઓનું હૃદય દયાયુક્ત છે; જેઓની વાણી અમૃતમયી છે, અને જેઓનું પરોપકાર એજ કર્ત્તવ્ય છે, એવા મહાત્મા પુરુષો કોને વંદન કરવા યોગ્ય નથી ?

ઈશ્વરના અવતાર મનાયલા, નાભિરાજાના પુત્ર ઋષભદેવ પ્રથમ વેદધર્મિ હતા, અને પાછળથી જૈન ધર્મ ધારણ કરી ચોવીસ તીર્થંકરોમાં સહુથી મોટા પૂજ્ય મનાયા હતા. પ્રભુ સ્મરણ માટે વનમાં જતાં એણે પોતાની રાજગાદી જ્યેષ્ઠપુત્ર ભરતને સોંપી; સર્વ પુત્રોને એકત્ર કરી, જે અમૂલ્ય ઉપદેશ આપ્યો તે પારમાર્થિક તેમજ વ્યાવહારિક હોવાથી તે સંબંધી કરવામાં આવેલું વિવેચન સર્વ બ્હેનોને અને બાળાઓને ધ્યાન આપવા યોગ્ય થઇ પડશે, એવી આશા છેઃ—

### તપ અને આત્મતત્વ.

આ સંસારના સર્વ વિષયો દુઃખજ ઉત્પન્ન કરે છે ને વિષયનું સુખ ભુંડ જેવા પ્રાણીઓને પણ પ્રાપ્ત થાય છે, વાસ્તે વિષયો ભોગવવાનેજ આ મનુષ્યનો જન્મ નથી, એવું સમજી સહુએ તપ કરવું જોઇએ; કેમકે તપવડે મેળવેલું રાજ્ય તપવડેજ સુખમય રહે છે. કાર્યસિદ્ધિમાં તપ

એ આદિ મંગળ છે. કેવળ ઇંદ્રિયોને પ્રસન્ન રાખી જે ઉન્મત્ત કર્મ આચરે છે તે બેભાન થઈ અવશ્ય પાપ કરે છે. અને તે પાપે કરી જોકે મિથ્યા દેહ ઉત્પન્ન થાય છે તથાપિ તે દુઃખજ આપે છે, માટે વારંવાર એવાં પાપ કરવાં ઉચિત નથી.

જ્યાં સુધી મનુષ્ય આત્માનું તત્વ જાણવાની ઇચ્છા કરતો નથી ત્યાં સુધી દેહના બંધનથી છુટતો નથી, અને પોતાનો સ્વાર્થ સાધવામાં વિદ્વાન્ મનુષ્ય પણ જ્યાં સુધી ઇંદ્રિયોની ચેષ્ટાને સત્ય સમજી તેને તાબે રહે છે, ત્યાં સુધી તે એકાએક પોતાના સ્વરૂપને વિસરી અજ્ઞાની બની જાય છે; વાસ્તે તેવા વિદ્યાવંતને વિદ્વાન્ નહિ પણ મૂઢ સમજવા. ક્ષાર ભૂમિમાં ખેતી અને મેઘવૃષ્ટિ નિષ્ફળ જાય છે, અરણ્યમાં સંગીત નાદ નિષ્ફળ જાય છે, અપાત્રમાં દાન નિષ્ફળ જાય છે અને જેમ ચાડિયાનો સત્કાર નિષ્ફળ જાય છે, તેમ બોધરહિત મનુષ્યને કરાવેલું શ્રવણ નિષ્ફળ જાય છે. માટે તેને ઉપદેશ કરવો કંઇ કામ આવતો નથી. આ જગત્માં પરોપકાર એ મુક્તિનું અને અભિમાન એજ નરકનું દ્વાર છે, માટે અભિમાન છોડી દેવું જોઇએ.

### શ્રીસદ્‌ગુરુ અને પરમપદ.

મહાત્મા કોણ ? એ વિષે શ્રી ઋષભદેવ વદે છે કે જે સદા શાંત, ભક્તિમાં અને કર્તવ્યમાં સમદષ્ટા, સદાચારી, અને ક્રોધરહિત હોય તેઓને મહાત્મા જાણવા. તેઓ સદૈવ પરમેશ્વરને પામવા પ્રેમભક્તિરૂપી પુરુષાર્થ કર્યા કરે છે અને દેહના ભરણ પોષણ માટે વ્યવહાર કરનારા લોકો ઉપર તથા સ્રી, પુત્ર અને મૂલ્યવાન ઘર ઉપર પ્રીતિ નહિ રાખ-

તાં પોતાના નિર્વાહ જેટલુંજ પ્રયોજન રાખે છે. તેમને પારકી આશા હોતીજ નથી; તે વિષે અખો ભક્ત કહે છે કે–

(દોહો.)

આશા કરે ન ઓરકી, આપ કરે ઉપકાર;
અખા સો નર જાનિએ, પચીસવા અવતાર.

અર્થાત્ એવા નિર્લોભી મનુષ્યોનેજ સાચા સંત, મહાત્મા અથવા ઈશ્વરના અવતાર જાણવા.

પુરુષ તથા સ્ત્રીઓને પોતાના દેહ સંબંધી એક જાતનું અભિમાન હોય છે ખરૂં, પણ તે જ્યારે દંપતીભાવથી રહેવા લાગેછે ત્યારે તેઓની વચ્ચે વળી એક અભિમાનરૂપી એવી દૃઢ ગાંઠ બંધાય છે કે ઘરબાર, સગાં,સંબંધી તથા વિવિધ પ્રકારનાં ધનને વિષે "હું" અને "મારૂં" એવો મોહ ઉપજે છે. એ મનુષ્યો જ્યારે કર્મથી બંધાયલી મતરૂપી કઠણ ગાંઠને પોચી કરી, સંસાર વાસનાથી છુટે છે ત્યારે અહંકારથી મુક્ત થઇ પરમપદને પામે છે.

અહંકારરૂપી ઉપાધિ છોડવાના ઉપાય.

અહંકારરૂપી ગાંઠ છોડવાને શું કરવું જોઇએ ? તે વિષે મહાત્મા ઋષભદેવ કહે છે કેઃ–(૧) એકજ ઇશ્વરની ભક્તિ કરવી, એટલે જુદે જુદે ઠેકાણે મનને ભટકાવવું નહિ; કેમકે અસ્થાને એટલે નહિ કરવાયોગ્યની ભક્તિ કરવાથી ભય ઉત્પન્ન થાય છે. (૨) સદ્ગુરુની સેવા કરવી એટલે કે ગુરુ અથવા વડીલની આજ્ઞાને માળાની પેઠે મસ્તકે ચઢાવી, તે કહે તેમ કરવું. વ્યવસાયમાં ઘુંચવાઇ ગયેલા, ગર્વિષ્ટ, કાર્ય અકાર્યને નહિ જાણનારા, અને ઉન્માર્ગગામી ગુરુઓનો તો

ત્યાગજ કરવો, કેમકે એવા ગુરુજનમાં વિનય રાખવો, એ ઉલટું લજ્જાસ્પદ છે. (૩) તૃષ્ણાનો ત્યાગ કરવો; કેમકે દૈવયોગે રાજશ્રીથી પણ અધિક સંપત્તિ પ્રાપ્ત થાય અને મનમાન્યા ભોગ ભોગવવાને મળે, પણ મદ્ય પીનારને જેમ મદિરાપાનની તૃપ્તિ થતી નથી, તેમ મૂઢ, સંસારી જીવોને સંતોષ થતો નથી; માટે લોભ ત્યજી સંતોષનું સેવન કરવું. ઈશ્વર પરમ દયાળુ છે, તેથી આપણી યોગ્યતા કરતાં અધિક સુખો આપ્યા કરે છે, છતાં પાંચ મળે તો પચીશની ને પચીશ મળે તો પાંચસોની એમ તૃષ્ણા રાખવાથી તેનો છેડો આવતોજ નથી. અને જેમ જેમ તૃષ્ણાને વશ થાય છે તેમ તેમ મનુષ્ય હલકો પડે છે. કહ્યું છે કે,—

(દોહા.)

જબ કૌડીકી ચાહ ભઇ, તબ કૌડીકે હોય;
જબ કૌડીકી ચાહ ગઇ, તબ કોડીધ્વજ સ્હોય.
જબ લગ આશા અર્થકી, તબ લગ સબકો દાસ;
તબે દાસ સબ હોતહે, જબ મન હોત ઉદાસ.

માટે ઇશ્વરઈચ્છાએ જે મળે તેમાં સુખ અને આનંદ માની શાંત રહેવું, અને મિથ્યા દુઃખ વહોરી ન લેવું. તે સાથે એ પણ યાદ રાખવું કે છેક નશીબવાદી તથા આળસુ થઇ બેસી ન રહેતાં હમેશાં આગળ વધવા યત્ન કરવો. અને દ્રવ્ય ઉપરાંત વિદ્યા તથા વિવેક વગેરે સદ્‌ગુણો પણ વધારવા. (૪-૫) સુખ-દુઃખ સહન કરવાં. આ લોકમાં પ્રાણીમાત્રને દુઃખજ છે એમ સમજી સુખથી છલકાઇ જવું નહીં અને ગર્વ કરવાને બદલે ગરીબો પ્રત્યે દયાલુ થઇ ધૈર્ય રાખવું. કહેવત છે કે "ધૈર્ય સમાન જોગ

નહિ ને રોષ સમ ન રોગ નહિ ” માટે રોષ અથવા ગુસ્સાનો ત્યાગ કરવો. ( ૬ ) તત્વને સમજવાની ઇચ્છા રાખવી, અર્થાત્ મિથ્યા વાતચિત અને કલ્પનાઓ બાજુ મૂકી, જેથી આપણું તથા અન્યનું કંઇ પણ શ્રેય થાય તેનો વિચાર કરવો. (૭) તપ કરવું. આપણે ઉપવાસાદિ વ્રત કરીએ છીએ એ તપજ છે, પરંતુ તન મન ઉપર અંકુશ મૂકવાના મૂળ હેતુ ઉપર બહુ ઓછું ધ્યાન અપાય છે, તેથી તપનું ફળ સિદ્ધ થતું નથી. વ્રતથી શરીર નિરોગી રહે છે, વિકારો ઓછા થાય છે અને ભૂખ–તરસ ખમવાની ટેવો પડે છે, માટે શરીરથી સહન થઇ શકે તેવાં વ્રત કરવાં અને ઈશ્વરનું ધ્યાન કરવું; પરંતુ વ્રતને બહાને કેટલાકો વિવિધ ફળોનો તથા મિષ્ટાનોનો ઘણો આહાર કરે છે, તેથી તેને તપના લાભનો ખરો અનુભવ થતો નથી. (૮–૯) સકામ કર્મનો ત્યાગ કરી ઇશ્વર પ્રીતે કર્મ કરવાં. આપણે પરોપકારમાં બહુ પાછળ છીએ, એટલુંજ નહિ પણ પરોપકાર શું તે સમ-જતાં પણ નથી, તેથી જરા તરા કોઇને અન્ન–વસ્ત્રની મદદ કરી કે ઝટ તેનો બદલો લેવાની ઇચ્છા રાખીએ છીએ. વળી કેટલાકો તો પોતાની વતી બીજા કને જપ કરાવે છે ને તેનો પણ તુરત બદલો મેળવવાની આશા રાખે છે ! સારૂં તે સર્વથા સારૂંજ છે, તેથી જે કંઇ શુભ કર્મ કરીએ તેનું મોડું કે વહેલું થોડું કે ઘણું સારૂંજ ફળ મળે છે, પરંતુ તેને માટે ખાસ લાલચ રાખવી એતો સકામ કર્મની પણ પરિસીમા. આવી સકામ ભક્તિને અંગે કેટલીકવાર કેવો હાસ્યજનક પ્રકાર બની જાય છે તે આપના જાણવામાં હશે. તથાપિ તેવી એક બે વાતો પ્રસંગોપાત યાદ આવતાં કહીશ:–

એક બાઇનો વૃદ્ધ પિતા અત્યંત માંદો પડતાં તેણે માતાની એવી માનતા માની કે "તેને જો આરામ થાય તો હું પગપાળી યાત્રા કરી, નૈવેદ્ય ધરી, પછી દૂધ ઘી ખાઇશ". દૈવયોગે તેના પિતાને આરામ થયો તે ઔષધોપચારથી કે માનતા માનવાથી, તે કહેવાની આવશ્યકતા નથી, પણ તેણે લીધેલી યાત્રા કેવી રીતે પૂર્ણ કરી તે વિષે કહેવું જોઇયે કે યાત્રાએ જવાની અનુકૂળતા ન મળતાં કેટલાક દિવસ દૂધ, ઘી વગર ચલાવ્યું ને જ્યારે ન રહેવાયું ત્યારે પોતાના પિતા વગેરેને ગાડામાં બેસાડી પોતાના ગામથી કેટલાક ગાઉ ઉપર માતાનું ધામ હતું ત્યાં જવા નીકળ્યાં. પરંતુ તે સંબંધી આ ભાવિક બાઇએ એવી માનતા રાખનારાંથી જાણી લીધું કે ઘેરથી યાત્રાએ નીકળતાં રસ્તામાં જો મજકુર માતાનો પુજારી સામો મળે ને તેને પુછવામાં આવે કે "યાત્રા પરિપૂર્ણ" ત્યારે તે કહેશે કે "હા પરિપૂર્ણ" એટલે તેને પગે ચાલવાની જરૂર ન રહે ને ગાડામાં બેસી માતાને મંદિરે પહોંચવામાં હરકત નહિ. આથી તેણે બાવાજીને પત્ર લખી જણાવ્યું કે "અમુક દિવસે યાત્રા પરિપૂર્ણ કરવા અમે તમારી તરફ આવીએ છીએ, માટે તમે સામા આવી અમુક સ્થળે મળજો, અમે પણ ત્યાં તમને મળશું." સંકેત પ્રમાણે સખત તાપ છતાં બાઇએ માનતા માનવા પ્રયાણ કર્યું ને ચાર ગાઉ ઉપર ઉતારો કર્યો; જ્યાં બાવાનો મેળાપ થતાં યાત્રા પરિપૂર્ણ માની, ગાડામાં બેસી માતાએ પહોંચ્યાં!

દેખીતુંજ માનતા એ સકામ કર્મ ઉપરાંત તેને અંગે આ અસત્યનો કેવો પ્રકાર ચાલે છે, તે સમજુ બ્હેનોને વિશેષ જણાવવાની જરૂર નથી. વળી કેટલાક ગૃહસ્થો "ઘરના

ભુવા ને ઘરના જાગરીઆ " એ કહેવત પ્રમાણે પોતાને ઘેર જે બ્રાહ્મણ જ્ઞાતિના રસોયા કે ચાકર હોય તેની પાસે પૂજન તથા શ્રાદ્ધાદિ કર્મ કરાવી તેનેજ પગે પડે છે ને તેમાં પોતે મોટો ધર્મ માનેછે. સુજ્ઞોએ આ વિષયમાં યથાશક્તિ સુધારો કરવો જોઇએ. (૧૦) ભક્તજનનો સંગ રાખવો; કેમકે ખારી જમીન જેમ કોઈ કાળે પોતાની મેળે સુધરી જાય છે તેમ સત્સંગથી મનુષ્યના આચાર વિચાર સારા થાય છે; પરંતુ સંસારના દરેક વ્યવહારમાં જેમ ઉતાવળે વિશ્વાસ કરવાથી વિનાશને પમાય છે, તેમ વર્તમાનકાળનાં ભગતડાંના ડોળમાં પતંગીઆની પેઠે ઝટ ઝિપલાવતાં સારૂં પરિણામ આવતું નથી; માટે પહેલાં ખૂબ વિચાર કરવો. (૧૧) આયુષ્યને સમુદ્રના તરંગ જેવું નાશવંત સમજી, વેરભાવ છોડી દેવો. વેરબુદ્ધિથી કેવાં પાપ બંધાય છે, તેનો વારંવાર વિચાર કરી મન-કર્મ અને વચનથી કોઈનું પણ બૂરૂં ઈચ્છવું નહિ; કેમકે આપણે જેવું અન્યનું ઇચ્છીએ તેવું આપણું થાય છે. (૧૨) સર્વ ઉપર સમદૃષ્ટિ રાખવી ને કોઇને પણ ન્હાનું મોટું સમજવું નહિ. એવી ભાવનાથી જે મહા પુરૂષો છે તે પોતાની જીતથી પણ ખુશી ન થતાં પારકા દુઃખની લાગણી રાખે છે, પણ દુષ્ટ બુદ્ધિ તો પારકું માઠું ઈચ્છી " નાક કાપી અપશુકન કરવા " જેવી ઈર્ષાવૃત્તિથી વર્તે છે તે થોડું નિંદનીય નથી. (૧૩) નિરંતર શાંત રહેવું. સ્ત્રીઓમાં શાંતિનો ગુણ ઓછો હોવાથી, ઘરમાં પરમ સુખ છતાં તેની દૃષ્ટિએ દુઃખજ દેખાય છે. તેથી એવું કહેવાય છે કે " રાંડી રોય માંડી રોય, રોય રોય ને રોય " માટે નશીબજોગે જે સ્થિતિમાં ઈશ્વરે મુકયાં હોય તેમાં આનંદિત રહેવું. પોતાથી

વધારે દુઃખીજનો પણ આ દુનિયામાં ઘણા છે, એવું સમજી પ્રભુનો પાડ માનવો અને દુઃખ રડવાનો સ્વભાવ છોડી દેવો. (૧૪) શરીર તથા ઘર ઉપર બંધાયેલી મમતા વિચારપૂર્વક જોઇએ તો વાસ્તવિક નથી; કેમકે માંસ, વિષ્ટા, મૂત્ર, મળ તથા પ્રસ્વેદથી બંધાયલું શરીર વ્યાધિમય છે ને ધૂળ, માટી તથા પથ્થરથી ચણેલાં ઘરો પણ પરિણામે સુખકર નથી, તો તેનો મોહ શા માટે જોઈએ ? (૧૫-૧૬) અહંતા મમતાનું સ્વરૂપ સમજવું અને સત્શાસ્ત્રનો અભ્યાસ કરવો કેમકે મિથ્યા મોહ તથા મૂઢતાજ મોક્ષના માર્ગમાં અડચણ કર્ત્તા છે; અર્થાત્ આપણે ગમે તેટલી પરીક્ષાઓ પસાર કરી હોય, પણ જ્યાંસુધી આપણો ખરો ધર્મ અને આપણી પવિત્ર ફરજ શી તે જાણીએ નહિ ત્યાંસુધી કશુંજ ભણ્યાં નથી એમ સમજવું. કહ્યું છે કે,—

(દોહો.)

નહિ વિદ્યા સમ ચક્ષુ કો, સત્ય સમ ન તપ સ્હોય;
પ્રીતિ સમું નહિ દુખ જગત્, ત્યાગ સમું ન સુખ કોય.

સારાંશ કે અહંતા મમતા છોડી દેવી. (૧૭-૧૮) એકાંત સ્થળમાં વાસ કરવો અને પ્રાણ, ઇંદ્રિય તથા મનને વશ કરવાં, કેમકે બહુ મનુષ્યના સહવાસથી બહુ દુઃખ થાય છે. મનોવૃત્તિ અસ્થિર બની, નાના પ્રકારના પ્રપંચમાં ઘુંચવાઈ જાય છે અને અભ્યાસમાં વિઘ્ન આવે છે. (૧૯) ઉત્તમ પ્રતિની શ્રદ્ધા રાખવી એટલે વડીલ તથા હિતકારી જનો વખતે બે કડવા શબ્દો કહે તોપણ તે આદરસહિત સાંભળી તે પ્રમાણે વર્તવું; કેમકે કડવું ઔષધજ પરિણામે ગુણકારી હોય છે. (૨૦-૨૧)

નિરંતર બ્રહ્મચર્ય પાળવું અને પવિત્ર કર્મો કરવાં. (૨૨) સર્વ ઠેકાણે મ્હારી (ઈશ્વરની) ભાવના ઉત્પન્ન થાય, એવું નિપુણતાવાળું, શુદ્ધ અને અનુભવયુક્ત જ્ઞાન મેળવવું. (૨૩) યોગભ્યાસ કરી તન મન અંકુશમાં રાખવાં, કેમકે મનનો તાપ એટલો બળવાન્ છે કે તે અમૃતની વૃષ્ટિથી પણ શાંત પડતો નથી. (૨૪–૨૫) પ્રયત્નશીલ થઈ, પ્રમાદ છોડી દેવો અને વસ્તુમાત્રમાં વિવેક રાખવો.

આ પચ્ચીસ ઉપાયોથી અહંકારરૂપી ઉપાધિનો ત્યાગ થઇ શકે છે.

**પાંચ મહા વ્રત અને પાંચ મહા પાપ.**

(૧) અહિંસા (૨) સત્ય (૩) અચૌર્ય (૪) બ્રહ્મચર્ય અને (૫) અપરિગ્રહ—આ પાંચ વ્રતો જે શુદ્ધ ભાવના સહિત પાળે છે, તેને અવશ્ય મોક્ષ સિદ્ધ થાય છે. પ્રમાદના યોગે ઝીણા જીવોનો પણ જાણે અજાણે નાશ ન થવા દેવો એ **અહિંસા** વ્રત. કેટલાકો કીડી જેવા જીવોના રક્ષણ માટે ઘણી કાળજી રાખે છે ને મનુષ્ય જેવા મોટા પ્રાણીનો વિશ્વાસ-ઘાત કરી તેનું જીવનરૂપ ધન પચાવી પડે છે, એટલુંજ નહિ પણ પેટની દીકરીઓને પૈસા લઈ વેચે છે, તેમને સાધારણ હિંસક ન જાણવા. શાસ્ત્રકારો કહે છે કે આવા ધનલોભી તથા વિષયલાલચી હિંસકો અંગે લૂલા, પાંગળા થાય છે અને કોઢ વગેરે અસાધ્ય રોગથી પીડાય છે. માટે કોઇને દુઃખ થાય તેવું કૃત્ય ન કરવું. બીજું વ્રત **સત્ય** છે. અપ્રિય અને અહિતકારી વચનો સાચે સાચાં કહેવાથી પણ અસત્યના જેટલુંજ પાપ લાગે છે, માટે હમેશાં સત્ય તથા કોમળ વચન બોલવાં. પારકી થાપણ ઓળવ-

નાર, ખોટી સાક્ષી પૂરનાર તથા એવાં મહા અસત્ય કરનારને મુંગાપણું તથા મુખરોગ થાય છે, માટે કદિ પણ અસત્ય ન બોલી જવાય તેની ઘણીજ કાળજી રાખવી. ત્રીજું વ્રત **અચૌર્ય** એટલે કોઈની નિર્જીવ ચીજ પણ રજા વગર લેવી નહિ. દ્રવ્ય એ માણુસના બહિરપ્રાણ છે. અર્થાત્ જે દ્રવ્ય હરણ કરે છે તે તેના પ્રાણ હરે છે ને તેને દુર્ભાગ્ય, કાશીહું, દાસત્વ અને દરિદ્રતાનાં દુઃખો ભોગવવાં પડે છે. વાસ્તે દ્રવ્યને લોભે સત્ય છોડવું નહિ. ચોથું વ્રત **બ્રહ્મચર્ય** એટલે મન, વચન ને કર્મથી વિષયવાસના તજી શીલજ સેવવું. શીલ રહિત સ્ત્રી અસતિ કહેવાય છે ને તેને અનેક તરેહનાં અસહ્ય દુઃખ દેનારા ગુહ્ય રોગ થાય છે. પાંચમું વ્રત **અપરિગ્રહ** એટલે પદાર્થ માત્રનો મોહ મુકી તેનો સ્પર્શ પણ ન કરવો તે. કેમકે મોહ એજ મૂર્છા છે ને તેથી નજરે ન દેખાતી વસ્તુની ઈચ્છા બંધાઈ ચિત્ત ચંચળ બને છે અને તેના ફળરૂપ અસંતોષ, અવિશ્વાસ, તથા એવાં નાના પ્રકારનાં દુઃખો ભોગવવાં પડે છે; માટે સર્વેએ એ પાંચ મહાવ્રત પાળવા નિરંતર યત્ન કરવો.

### સંસારનું સ્વરૂપ અને દેવપૂજન.

આધિ, વ્યાધિ, જરા અને મૃત્યુરૂપી સેંકડો જવાળાઓથી ઘેરાયલો આ સંસાર સર્વ પ્રાણીઓને બહારથી દેદિપ્યમાન દેખાય છે, પરંતુ તે અગ્નિ જેવો નાશકારક છે. એમાં શઠ લોકોની વાણીની પેઠે પ્રથમ મધુર અને પરિણામે દારુણ દુઃખ દેનારા વિષયો, મોહ પમાડી જગતને ઠગ્યા કરે છે, અને અલ્પસુખને માટે અત્યંત તૃષ્ણાથી ધનને ઈચ્છનારાં મનુષ્યો એક બીજાં જોડે વેર વસાવી મહામોટાં

દુઃખ ભોગવે છે, પણ પોતે તે દુઃખોનો પ્રથમ વિચાર કરતાં નથી. દરિદ્રી પણ પોતાના કુટુંબથી સેવાય તો તે ઇશ્વર છે ને ઇશ્વર હોય તથાપિ કુટુંબથી ન સેવાય તો તેને ઐશ્વર્યસુખ ક્યાંથી મળે ? એવું દૃઢતાથી સમજી કુટુંબમાં સંપ રાખવો. ઘણી ઉંચાઇનો અંત જેમ નીચે પડવામાં છે, તેમ સંસારમાં વસતા સર્વ પદાર્થોનો પરિણામ વિયોગમાં છે. જાણે પરસ્પરની સ્પર્ધા કરતાં હોય તેમ આ સંસારમાં સર્વ પ્રાણીઓનાં આયુષ્ય, ધન ને યૌવન ઉતાવળે ચાલ્યાં જાય છે, અને મરુભૂમિમાં જેમ સ્વાદિષ્ટ જળનું ટીપું પણ મળતું નથી, તેમ સંસારની ગર્ભવાસથી માંડી જરા, દારિદ્ર અને મૃત્યુની છેલ્લી સ્થિતિ સુધી સત્ય સુખનો લેશ પણ જોવામાં આવતો નથી. માટે અમૂલ્ય રત્નથી પણ મોંઘા એવા આ મનુષ્ય જન્મનું, ધનનો લોભ મુકી-ધર્મશીલ બની-સાર્થકય કરવું. અને કોઇ ઉપર પણ દોષદૃષ્ટિ નહિ કરતાં, સર્વ સ્થાવર-જંગમ પ્રાણીઓને મ્હારૂં (ઇશ્વરનું) નિવાસ સ્થળ ગણી, તેઓનું સન્માન કરવું. એજ મહાત્મા ઋષભદેવ કહે છે કે મ્હારૂં તેમજ સર્વ દેવનું પૂજન છે.*

(દોહરા.)

ઋષભદેવ ઉપદેશનો, સુણી અલ્પ આ સાર;
આત્મતત્વને અનુભવે, સત્વશીલ નરનાર. ૧
કરે ભક્તિ નિષ્કામ ને, ધરે હૃદય પ્રભુ ટેક;
ધન બુદ્ધિ-બળ ચાતુરી, સાધન સિદ્ધ અનેક. ૨
પાંચ મહાવ્રત પાળિને, ટાળે પંચમ પાપ;
કાં ન પરમ સુખ તે લહે, પ્રગટે પ્રભુ પ્રતાપ. ૩

* રાજકોટ બાવાજી રાજકન્યાશાળામાં આપેલું ભાષણ, વિ૦સં૦ ૧૯૬૮.



# મહાસતી મદાલસાનો પુત્રપ્રતિ ઉપદેશ.

**यस्य पुत्रो न वै विद्वान्, शूरो न च धार्मिकः ।**
**अप्रकाशं कुलं तस्य, नष्टचन्द्रेव शर्वरी ॥**

જેને વિદ્વાન્, શૂર અને ધાર્મિક પુત્ર નથી, તેનું કુલ ચંદ્ર વિનાની રાત્રિની પેઠે પ્રકાશથી રહિત સમજવું.



સતીઓના ઇતિહાસમાં મદાલસાનું નામ એટલું બધું આગળ પડતું છે કે કોઈપણ સ્ત્રીધર્મની બાબતમાં તેનું ખાસ દ્રષ્ટાંત દેવાય છે. એ મહાસતી વિશ્વાવસુ નામના ગંધર્વ રાજાની કન્યા, શત્રજીત રાજાના પ્રતાપી પુત્ર ઋતુધ્વજને પરણી હતી. આ દંપતીના સંબંધમાં અનેક કથાઓ પ્રસિદ્ધિને પામી છે, પરંતુ સતી મદાલસાએ સ્તનપાનની સાથે પોતાના પુત્રોને પારણામાંથી જે જ્ઞાન અને વૈરાગ્યનો મહાન બોધ આપ્યો હતો, તે બહુભાગે આપણા જાણવામાં ન હોવાથી આજનો વિષય પસંદ કરવામાં આવ્યો છે.

**ઉપદેશ સાંભળી સાધુ ન થવું પણ સાધુવૃત્તિ રાખવી.**

એણે કરેલા ઉપદેશની અસરથી અથવા તેનો ઉપદેશ સાંભળી તેના સાત પુત્રો સંસાર છોડી ચાલ્યા ગયા, ત્યારે રાજા ઋતુધ્વજને એવી ચિંતા થઇ કે સર્વેનું જો આ પ્રમાણે થાય તો મ્હારી પાછળ રાજગાદી કોણ સંભાળશે અને રાજકુળનું શું થશે? તે ઉપરથી મદાલસાએ છેવટ

આઠમા પુત્રને નીતિ-ધર્મનો તથા સંસાર-વ્યવહારનો બોધ કરી, મનુષ્યમાત્ર પોતાનો આલોક અને પરલોક જેથી સુધારી શકે, એવી તરેહનો બોધ આપ્યો. એજ હેતુને અનુસરી, આરંભથી મારે વિનંતી કરવાની કે બાળપણથી જેમ કેટલાક છોકરા બાવા બની સંસારને બોજારૂપ થઈ પડે છે, તેમ કોઇએ કરવું નહિ, તેમજ બહેનોએ પણ સંસારમાંજ રહી, પોતાનું જીવન એવું યોજવું કે જેથી જગત્‌ને લાભ થાય; અર્થાત્ સતી મદાલસાના ઉપદેશમાંથી, આપણે વૈરાગ્યપૂર્વક વ્યવહાર સુધારતાં તથા સુખભોગની ઇચ્છા ઓછી કરી, ઉંચપદ પામવાને લાયક થતાં શીખવાનું છે.

એ મહાસતીને જ્યારે પ્રથમ પુત્ર અવતર્યો, ત્યારે તેના પતિ ઋતુધ્વજે ઘણી ધામધુમ કરી, પણ મદાલસાના મનમાં કોઈ તરેહનો તેથી હર્ષ થયો નહિ. તેનું કારણ એજ કે સુખમાં છલકાઇ ન જવું એવું તેને જ્ઞાન થયું હતું. બાળકુંવર જ્યારે અગ્યાર વાસાનો થયો ત્યારે રાજાએ તેનું નામ વિક્રંત પાડયું. મદાલસા તે સાંભળી હસી ને સહુ માતાની પેઠે પુત્રને વહાલ કરવા લાગી. જ્યારે તે રોય ત્યારે પારણામાં પોઢાડી ગાય કેઃ—

### બ્રહ્મમય જગત્ અને સ્થૂલ દેહ.

शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि, संसारमायापरिवर्जितोसि ।
संसारस्वप्नस्त्यज मोहनिद्रां, मदालसा वाक्यमुवाच पुत्रम् ॥

હે પુત્ર ! તું શુદ્ધ જ્ઞાન સ્વરૂપ છે; માયાના મેલથી અને આ માયાવી સંસારથી તું રહિત છો. આ સ્વપ્નરૂપ સંસાર, મોહ નિદ્રામાંથી ઉત્પન્ન થયો છે, માટે તું મોહરૂપ અજ્ઞાનને છોડી દે.

शुद्धोऽसि रे तात न तेऽस्ति नाम, कृतं हि तत् कल्पनयाधुनैव।
पञ्चात्मकं देहमिदं तवैव, तन्नास्ति त्वं रोदिषि कस्य हेतोः ॥

ભાઈ ! તું તો શુદ્ધ છો; તારૂં અમુક કોઈ નામ નહિ છતાં નામની હમણાં મિથ્યા કલ્પના કરવામાં આવી છે. પંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થયેલું આ સ્થૂલ શરીર તે તારૂં નથી, તો તું કોને માટે રોય છે ?

न वा भवान् रोदिषि वै स्वजन्मा, शब्दोयमासाद्य महीशसूनुम्।
विकल्पमाना विविधा गुणास्ते, गुणाश्च भौमाः सकलेन्द्रियेषु ॥

ખરેખર જોઇયે તો તું રોતો નથી પણ રોવાનો શબ્દ જે થાય છે તે રાજપુત્ર એવું જે આ તારૂં શરીર, તેનો છે; ખરૂં જોતાં રાજપુત્ર પણ તું કહેવા માત્રજ છે ને જે આ નાના પ્રકારના ગુણોની કલ્પના કરવામાં આવી છે, તે ભૂમિની તથા સર્વ ઇન્દ્રિયોના ગુણોની છે; બધા અવયવોમાં તે ગુણો જડ છે ને તું તો ચેતનસ્વરૂપ છો; બાકી તારૂં કાંઈ નથી.

भूतानि भूतः परिदुर्बलानि, वृद्धिं समायान्ति यथेह पुंसः ।
अन्नाम्बु दानादिभिरेव कस्य, न तेऽस्ति वृद्धिर्न च तेऽस्ति हानिः॥

જેવી રીતે પંચીકરણ ભૂતોની પહેલાં દુર્બળ ભૂતની વૃદ્ધિ થાય છે, તેવી રીતે અન્ન જળના યોગે શરીરમાં વધઘટ થાય છે; બાકી તારી તો નથી વૃદ્ધિ કે નથી હાની.

त्वं कञ्चुके शीर्यमाणे निजेस्मिन, स्तस्मिंश्च देहे मूढतां मा व्रजेथाः
शुभाशुभैः कर्मभि र्देहमेतन्मदादि मूढैः कञ्चुकस्तेपिनद्धः ॥५॥

તું આ નાશવંત શરીરરૂપી વસ્ત્રમાં મૂઢતાથી મોહ પામીશ નહિ; કેમકે એ શરીર હમેશાં રહેવાનું નથી. શુભ અશુભ કર્મોથી બનેલું ને ચામડીરૂપી વસ્ત્રથી તે ઢંકાયલું

છે. તું તેમાં "આ મ્હારૂં" એવું જે માની બેઠો છે તે અજ્ઞાન તથા મોહજ છે.

तातेति किञ्चित्तनयेति किञ्चिदम्बेति किञ्चिद्दयितेति किञ्चित् ।
ममेति किञ्चिन्न ममेति किञ्चित्त्वं भूतसंघं बहु मानयेथाः ॥

હે પુત્ર! તું કોઇને પિતા, કોઇને પુત્ર, કોઇને માતા કે કોઇને સ્ત્રી ન જાણ; તેમજ વળી કોઇને પોતાનું કે પારકું પણ ન સમજ. પરંતુ આ સર્વ ભૂતોનો સમૂહ છે એવું સમદૃષ્ટિથી જાણી પોતાના સ્વરૂપને ઓળખ.

दुःखानि दुःखोपशमाय भोगान्, सुखाय जानाति विमूढचेत
तान्येव दुःखानि पुनः सुखानि, जानात्यविद्वान् सुविमूढचेताः ॥

મૂર્ખ માણસો એમ સમજે છે કે સંસારના ભોગ ભોગવવાથી દુઃખ શાન્ત થશે અને સુખ મળશે; પરંતુ ભોગ ભોગવતાં પાછાં દુઃખોજ પ્રાપ્ત થાય છે, અને દુઃખનેજ સુખરૂપ માની તેમાં મસ્ત બની રહે છે.

हासोस्थि सन्दर्शनमक्षियुग्म, मत्युज्ज्वलं तर्जनमङ्गनायाः ।
कुचादि पीनं पिशितं घनं तत्, स्थानं रतेः किं नरकं न योषित् ॥

સ્ત્રીનું હસવું, તેનાં હાડ ચામ, તેનું દર્શન, તેનાં નેત્રો, તેના ચંચળ હાવભાવ તથા એવાં બીજાં ભોગનાં સ્થળો નરકજ છે.

यानं क्षितौ यानगतं च देहं, देहेऽपि चान्यः पुरुषो निविष्टः ॥
ममत्वबुद्धिर्न तथा यथास्व-देहेति मात्रं रत मूढतैषा ॥१॥

માટીના પિંડમાંથી ચલનવલન કરતો શરીરરૂપી એક રથ થયો છે, તે રથની અંદર વળી કોઈ બીજો ચેતન પુરુષ દાખલ થયો છે. સુજ્ઞ મનુષ્ય એવા શરીરપ્રત્યે "આ મ્હારૂં શરીર" એવી મમતા બાંધતો નથી.

**માતાનો બોધ—બાળકને તે ધારે તેવાં કરી શકે.**

મદાલસા આ પ્રમાણે પુત્રને પારણામાં પોઢાડી, હીંચકા નાંખતી હાલરડાં ગાતી હતી. કુંવરનું શરીર જેમ જેમ મોટું થવા માંડયું તેમ તેમ તેનું જ્ઞાન વધવા લાગ્યું. તે કુંવર નવ વર્ષનો થયો ત્યારે રાજાએ તેને ગુરુકુળમાં ભણવા મોકલ્યો. પરંતુ દૈવયોગે તે વિદ્યા ભણી, સન્યાસ લઈ વનમાં ચાલ્યો ગયો. પછી મદાલસાને બીજો પુત્ર પ્રસવ્યો. રાજાએ તેનું નામ **સુબાહુ** રાખ્યું. એ સાંભળીને પણ ઉપર પ્રમાણે હાલરડું ગાઈ બોધ કરવા લાગી. તે પણ ગુરુકુળમાં રહી, જ્ઞાન મેળવી, જંગલમાં તપ કરવા ચાલી નીકળ્યો. પછી તેને ત્રીજો પુત્ર અવતર્યો. રાજાએ તેનું નામ **શત્રુમર્દન** રાખ્યું. તે સાંભળીને પણ મદાલસા હસી ને તેને પણ ઉપર પ્રમાણે બોધ કરવા લાગી. ઋતુધ્વજે તેને સંસ્કાર કરી, ગુરુને ઘેર ભણવા મોકલ્યો, ત્યારે તેણે પણ બ્રહ્મચારીની અવસ્થાથીજ સંન્યાસ ધારણ કરી વનવાસનું પ્રયાણ કર્યું. પછી તેને ચોથો પુત્ર અવતર્યો, તેનું નામ રાજાએ **શત્રુજીત** રાખ્યું. ત્યારે પણ મદાલસાને હસવું આવ્યું અને પ્રથમની પેઠે બોધ કરવા લાગી. તે પણ બ્રહ્મજ્ઞાની થઈ વનમાં ચાલ્યો ગયો.

એ પ્રમાણે પાંચમા, છઠ્ઠા તથા સાતમા કુંવરને નામકરણ સંસ્કાર કરતાં મદાલસાને હાસ્ય ઉત્પન્ન થયું ને સર્વેને એકજ તરેહનો ઉપદેશ દઈ એવા આત્મનિષ્ઠ બનાવ્યા કે તે વિરક્ત થઈ સંસારના બંધનમાં પડયાજ નહિ. છેવટ આઠમો પુત્ર થયો ત્યારેપણ મદાલસાને તો પોતાના વૈરાગ્ય શીલ—સાધુસ્વભાવ પ્રમાણે હસવુંજ આવ્યું. તે સમયે રાજા

ઋતુધ્વજે તેને કહ્યું કે "હવે આ પુત્રનું તમને ગમે તે નામ પાડો; કેમકે મારાં પાડેલાં નામ તમને પસંદ નથી."

**પુત્રોનાં નામ અને વ્યવહાર વિચાર.**

મદાલસા બોલી,–"આપની આજ્ઞા માથે ચઢાવવી, એ મારો ધર્મ છે ને તેથી હું તેનું નામ **અલર્ક** રાખું છું."–રાજા હસીને બોલ્યો,–"અલર્કનો તો કાંઈ અર્થજ નથી; એવું નકામું નામ તે શું રાખવું ?" મદાલસા બોલી,–નામતો માત્ર વ્યવહાર માટે જ છે; કેમકે તે વિના બોલવા–ચાલવાનું બને નહિ. તે વ્યવહાર જેમ બીજાં નામોથી તેમ "અલર્ક" નામથી પણ ચાલી શકશે. જો **અલર્ક** નામ કામનું નથી તો તમે રાખ્યાં તે સર્વે નામો પણ નકામાંજ છે; કેમકે "ક્રાન્તિ" નામ એક પ્રકાશમાન્ ધર્મનું છે ને આત્મા તો નિર્ધર્મિક એટલે ધર્મરહિત છે. બીજું 'સુબાહુ' નામ સુંદર ભુજાવાળાનું છે; ને આત્મા તો ભુજારહિત છે. ત્રીજું "શત્રુમર્દન" નામ, શત્રુને મારનારનું છે, પણ આત્માનો તો કોઈ શત્રુજ નથી કેમકે તે એકજ છે. એ પ્રમાણે સર્વે નામોનો વિચાર કરી જોઈયે તો તે અર્થ વગરનાંજ છે, ને જ્યારે એમ છે ત્યારે પછી અલર્ક નામ રાખવાથી શી હાનિ ? વ્યવહાર તો તેથી પણ ચાલશે." રાજા–"તમે કહ્યું તે સર્વ ઠીક છે, પરંતુ જો સર્વ નિવૃત્તિ માર્ગજ ગ્રહણ કરી લે તો સંસારનો વ્યવહાર અટકી પડે. ઈશ્વરે આ સર્વ સંસાર ઉત્પન્ન કર્યો છે, ને તે પ્રમાણિકપણે ચલાવવો, એ પોતાનું કર્તવ્ય આપણે કદી ભૂલી જવું ન જોઇયે. વાસ્તે આ આઠમા પુત્રને તમે એવી તરેહનો ઉપદેશ કરો કે જેથી મારી પાછળ રાજગાદી તથા રાજકુળ જળવાઇ રહે"

## રાજનીતિનો બોધ અને ગૃહસ્થાશ્રમ મહિમા.

મદાલસાએ તે ઉપરથી એ પુત્રને નીતિશાસ્ત્રનો બોધ કર્યો. કુંવર સમજવા જેવડો થયો ત્યારે તે કહેવા લાગી કે,–"પુત્ર! તું જ્યારે રાજા થાય ત્યારે તારો ધર્મ સમજી પ્રજાનું રૂડી રીતે પાલન કરજે. રાજાએ સગાં–સંબંધીઓનો તથા મિત્રોનો પણ વિશ્વાસ કરવો નહિ; એટલુંજ નહિ પણ તેથી ઉલટું એટલે વખતે શત્રુઓનો પણ આદર રાખવો. સહુથી પહેલાં કામ, ક્રોધરૂપી શત્રુઓને દબાવી, પછી બીજા શત્રુઓને તાબે કરી લેવા. પ્રજાને તથા સેવકોને વશ કરી, પછી શત્રુસામે યુદ્ધ કરવું. જે રાજા પોતાની પ્રજા તથા નોકરોને વશ કર્યા સિવાય શત્રુને જીતવા ઈચ્છે છે તે મૂર્ખ છે. સૂર્ય જે પ્રમાણે આઠ મહિના ધીરે ધીરે પૃથ્વીપરથી જળને ખેંચે છે તે પ્રમાણે સમાધાનીથી રાજાએ પ્રજા પાસેથી કર લેવો. કાળરૂપ ઈશ્વર જે પ્રમાણે સર્વનો સરખો ન્યાય કરે છે, તે પ્રમાણે રાજાએ ધનવાન તથા નિર્ધનને તેનાં પાપકર્મનો દંડ બરાબર આપવો."

કુંવર અલર્કના પુછવાથી પછી મદાલસાએ તેને ચારે વર્ણ તથા ચારે આશ્રમના ધર્મો કહ્યા. તેણે કહેલા બ્રહ્મચારી ધર્મોનો સારાંશ એ કે,–"તરુણ વિદ્યાર્થીએ સ્ત્રી સામી દૃષ્ટિ પણ ન કરવી; મન ઇન્દ્રિયને વશ રાખવાં; ગૃહસ્થાશ્રમ માંડવાને લાયક વય થાય ત્યારેજ સુશીલા એટલે સારાં કુળ–શીલવાળી કન્યા સાથે પ્રજોત્પત્તિ કહેતાં સારા વંશજ અર્થે પરણવું. પ્રત્યેક મહિનાની આઠમ, ચૌદશ, અમાસ તથા પૂનેમે પૂર્ણ બ્રહ્મચર્ય પાળવું અને તેલનું મર્દન પણ કરવું નહિ. એ પ્રમાણે જે નથી વર્તતા તેનું આયુષ્ય અલ્પ થાય

છે. ગૃહસ્થાશ્રમ માંડી માતાપિતાની, આચાર્યની અને અતિથિની સેવા કરવી. વ્યવહારમાં ધનની મુખ્ય જરૂર પડે છે, તે ધન; ધર્મપૂર્વક ઉપાર્જન કરવું. ધર્મથી ઉત્પન્ન થયેલા શુદ્ધ દ્રવ્યથીજ ચિત્તની શુદ્ધિ થાય છે. કહેવત છે કે 'જેવું અન્ન તેવું મન;' માટે અધર્મીનું અન્ન પણ ખાવું નહિ; કેમકે તે અન્નમાં અધર્મ-કર્મની અસર ઉતરે છે ને તેથી ચિત્તવૃત્તિ બગડી પાપમાં પ્રવૃત્તિ થાય છે. નિરંતર સારે માર્ગે ઉદ્યમદ્વારા ધન મેળવવું ને તેમાંથી માતાપિતાનો, અતિથિનો, તથા આચાર્યનો ભાગ કાઢી, તે તેને આપી પ્રસન્ન રાખવાં. કમાણીનો ચોથો ભાગ ધર્મમાં વાપરવો; અર્ધો ભાગ કુટુંબનું પાલન કરવામાં ખર્ચવો ને ચોથો ભાગ અનામત રાખી વધાર્યા કરવો, કે જેથી વૃદ્ધાવસ્થામાં તંગી ન પડે. ધનના પ્રમાણમાંજ ધર્મ કરવો, પણ ગજા ઉપરાંત ધર્મ કરવાથી તે અધર્મરૂપ થાય છે. **આ ગૃહસ્થાશ્રમ સર્વથી મોટો ને ઉત્તમ છે;** કેમકે તેથીજ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ત્રણે આશ્રમનું પાલન થાય છે; માટે તે બરાબર સંભાળી, ચિત્તની શુદ્ધિ માટે પછી વાનપ્રસ્થ અને છેવટ સંન્યાસ-આશ્રમ લેવો. હે વત્સ! આ પ્રમાણે જે ગૃહસ્થાશ્રમ ધારણ કરી જગતનું પાલન કરે છે તેનો જયજયકાર થાય છે."

અલર્કની પ્રવૃત્તિ અને ઉન્નતિ.

માતા મદાલસાનો એ પ્રમાણે ઉપદેશ સાંભળી, અલર્ક ગુરુકુળમાં ભણી ગણી યોગ્ય વયનો થયો ત્યારે તેના પિતા ઋતુધ્વજે એક શીલવતી કન્યા સાથે તેને પરણાવ્યો. અલર્ક તેથી ગૃહસ્થાશ્રમી અથવા સદ્‌ગૃહસ્થ થયો એટલુંજ નહિ

પણ પિતાને રાજકાજમાં એટલો સહાયક થઇ પડચો કે તે નિવૃત્તિનું સુખ અનુભવવા લાગ્યો. પછી રાજાએ તેને સર્વ વ્યવસ્થા સ્વાધીન કરી વનમાં જવાની તૈયારી કરી ને સતી મદાલસા પણ તે સાથે જવા તૈયાર થયાં. પરંતુ તેને એક વિચાર ઉત્પન્ન થયો કે "મારા સાતે પુત્રો તો એવા જ્ઞાનવાન થયા છે કે તેમને ફરી આલોકમાં આવવું નહિ પડે; પરંતુ જો આ અલર્ક સંસારની ભૂલવણીમાં પડચો તો તેને ફરી જન્મ લઇ અજ્ઞાન માતાનું ધાવણ ધાવવું પડશે, તે સારૂં નહિ." પછી એક ચીઠીપર ઉપદેશનાં વચન લખી, તે કાગળ સોનાનાં માદળિયામાં મઢાવી પુત્ર અલર્કને આપી કહ્યું કે "ગૃહસ્થાશ્રમથી જ્યારે તને કંટાળો આવે ત્યારે આ માદળિયું ઉખેળી વાંચી જોજે એટલે તારૂં દુઃખ દૂર થશે." પછી તે પતિ-પત્ની વનમાં ગયાં. અલર્કે એવું તો ધર્મરાજ્ય ચલાવ્યું કે તેનો સુયશ દશે દિશાઓમાં ફેલાઈ ગયો. તેણે શાસ્ત્રની મર્યાદા પ્રમાણે સંસારનું સુખ ભોગવ્યું, તેથી પુત્ર પૌત્રાદિક થયાં ને તે સર્વને પાળી પોષી મોટાં કર્યાં. અંતે જ્યારે સંસારનો સર્વ વ્યવહાર મિથ્યા, નિરસ અને કંટાળા ભરેલો લાગ્યો, ત્યારે માતાએ આપેલું પેલું માદળિયું ઉખેળી વાંચતાં તેને આત્મજ્ઞાનનો અનુભવ થયો ને સંસારમાં છતાં સંસારના બંધનથી મુક્ત થઈ પરમપદને પામ્યો.

### પદ્મિની અને મદાલસા-સત્યનો જય.

મહાસતી મદાલસાએ આ પ્રમાણે પોતાના આઠ પુત્રોને આત્મજ્ઞાનનો ઉપદેશ આપી, તેમને સંસારના બંધનથી મુક્ત કર્યા; કેમકે તે જેવી પતિવ્રતા તેવીજ મહા પંડિતા હતી. આ સતી પંડિતાનું ચરિત્ર, અતિ પવિત્ર અને જય-

દેવ કવિની સાધ્વી સ્ત્રી પદ્મિનીના આખ્યાન સાથે પતિપ્રેમ અને વિરહ વ્યથાના સંબંધમાં મળતું છે; કેમકે સાત્વિક રાજાની રાણીએ એક વાર જ્યારે તેના પતિપ્રત્યેના પ્રેમની પરીક્ષા કરવા જયદેવ ગત થયાની ખોટી ખબર આપી, ત્યારે તે સાંભળતાંજ પદ્મિની મરણ શરણ થઇ અને જયદેવે અતિ દુઃખી સ્થિતિમાં પછી તેને "ગીત ગોવિન્દ" ગાઈ સજીવન કરી હતી. તેજ પ્રમાણે મહાસતી મદાલસા તથા રાજા ઋતુધ્વજના સંબંધમાં એવી કથા છે કે તે દંપતીનો દ્વેષ કરનારા એક રાક્ષસે મુનીનો વેશ લઇ સિંહે તેનું ભક્ષણ કર્યાની અસત્ય વાત ફેલાવી, સતીને મહા સંતાપ ઉત્પન્ન કર્યો. તેમજ બીજા પ્રસંગમાં મદાલસાના વિયોગે ઋતુધ્વજને પણ ઘણું દુઃખ ભોગવવું પડ્યું; પરંતુ અંતે "સત્યનો જય" એ પ્રમાણે તે દંપતી ઇશ્વરકૃપાથી પાછાં ભેગાં મળી સુખી થયાં હતાં.

આ ઉપરથી સમજી શકાશે કે દુનિયામાં ઈર્ષા, દ્વેષ સ્વાભાવિક છે, પરંતુ આપણે પોતાના વર્તનમાં શુદ્ધ રહીશું તો આવેલાં વિઘ્નો આપોઆપ દૂર થઇ અંતે સુખજ મળશે. આ કથામાં ગમે તેવી અતિશયોક્તિ કે અપવાદ લેનાર પણ તે દંપતીઓમાં કેવો અચળ, અપૂર્વ અને ઇશ્વરી પ્રેમ હતો, તે કબૂલ કર્યા વિના રહેશે નહિ. આપણે એ આદર્શ દંપતીની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે ને એજ પવિત્ર પ્રેમ મેળવવા સદા ઉત્સુક રહેવું જોઇયે. મદાલસા ને ઋતુધ્વજ સંસારપ્રેમી તેમજ વ્યવહારમાં નિપુણ હતાં. મદાલસા મોટી રાજરાણી છતાં, સાસુ સસરાની સેવા ઘણા આદરસહિત કરતી; સાસુ સસરો પણ તેને જોઈ ઘણાં

પ્રસન્ન રહેતાં, અને પુત્રવધૂરૂપે તેનું મન કોઇ રીતે દુખાય નહિ તેની ઘણી કાળજી રાખતાં હતાં.

### મદાલસાની સખી કુંદળાનો ઉપદેશ.

પરણીને મદાલસા જયારે સાસરે ગઈ ત્યારે તેની સખી કુંદળાએ તેને તેમજ રાજા ઋતુધ્વજને કહ્યું કે :–"ધર્મ-પત્નીની પાલના કરવી એ પતિનો ધર્મ છે; તેમજ પતિની આજ્ઞામાં રહી પતિવ્રત ધર્મનું પાલન કરવું એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. જે ઘરમાં પતિ–પત્નીનાં મન એકત્ર થઇ જાય છે તે ઘરમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થો નિવાસ કરે છે માટે સ્ત્રી–પુરૂષે હમેશાં એકમેકને આધીન થઇ રહેવું જોઇયે. સ્ત્રી વિના એકલો પુરુષ દેવ પિતરાદિક કર્મમાં પ્રવૃત્ત થઇ શકતો નથી, તેમજ સ્ત્રીથી પુરુષ વિના ધન ઉપાર્જન થઇ શકતું નથી. ધન વિના ધર્મ થતો નથી ને ધર્મ વિના મોક્ષ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પદાર્થોની પ્રાપ્તિનું સાધન સ્ત્રી–પુરુષનો પ્રેમજ છે; માટે બેઉએ પોતાનું બધું આયુષ્ય પ્રેમયુક્ત બનાવી કદીપણ કલેશ કરવો નહીં. જ્યાં દંપતી સદા પ્રસન્ન રહે છે ત્યાં લક્ષ્મીનો તથા સર્વ શુભ ગુણોનો વાસ થાયછે."

આ વ્યાખ્યાનમાંથી મુખ્ય સાર એ લેવાનો છે કે સતી મદાલસાએ, સંસારના સુખ વૈભવથી સંપન્ન છતાં, પોતાના પુત્રોને નાના પ્રકારનાં લાડ લડાવવાને બદલે જ્ઞાનનોજ પવિત્ર બોધ આપ્યો, ત્યારે આપણે નાનાં બાળકોને પારણામાંથીજ કેવાં અપવિત્ર અને તુચ્છ વિચારોથી ભરેલાં વિચિત્ર ગીતો ગાઇયે છીયે, તેનો વિચાર કરવો જોઇયે. તે

ગીતમાં ઘણી સ્ત્રીઓ પરણી તેથી માત્ર સુખજ ભોગવવાનું, ઘણાં ઘણાં આભૂષણો પહેરવાનું, વિવિધ પદાર્થો ખાવાનું તથા કાકી મામી વગેરેને હીણવા જેવું વર્ણન આવે છે, કે જે અત્રે નમુના દાખલ કહેવું પણ મને ઉચિત લાગતું નથી. આ હાલરડાંને ફાગ-ફટાણાં કહીએ તો ચાલે. નાનાં બાળકો જોકે આ પ્રમાણે નાની વયમાં કશું સમજે નહિ, પણ કુદરતી રીતે સ્વભાષા જેમ તે ધીમે ધીમે શીખી જાય છે, તેમ તેમ ધીરે ધીરે તેના કોમળ હૃદયપર ગીતોના સંસ્કારની કેવી સચોટ છાપ બેસી જાય છે તે આપણી નવી પ્રજાની રીતિ સ્થિતિથી જોઈ શકાય છે. માટે અનીતિસૂચક ગીતો તથા જોડકણાંને બદલે સર્વ માતાઓએ પોતાની પ્રજાને સદ્‍ગુણસંપન્ન, સત્યાગ્રહી અને સુખી બનાવવી હોય તો હમેશાં શુદ્ધ પ્રેમનાં, સત્ય શૂરાતનનાં, તથા અમૂલ્ય શીખામણનાં એવાં ગીતો ગાવાં કે જેથી ભવિષ્યમાં તેનું સ્મરણ થતાં બાળકોમાં ઉચ્ચ ભાવના અને ઉચ્ચ વિચારોની જાગૃતિ થાય તથા ભવિષ્યમાં તેમનો આલોક પરલોક સુધરે.*



* રાજકોટ શ્રી સ્વામિનારાયણના નવા મંદિરમાં આ ભાષણ આપ્યું; તા. ૮-૧૨-૧૨ રવેઉ.



# રામમહિમા અને સીતા સુબોધ.

(શિખરિણી.)

" મણી વિદ્યા સંગીત, ગગનમણિ માનો દિનમણી;
મણી વિદ્વાન રાજ્યે, શ્રવણમણિ વાર્તા હરિતણી.
મણી ગૃહે શ્યામા, નિશિમણિ ગણાયે નિશિમણી;
મણી સૃષ્ટિ કેરા, જય જય રઘુના કુળમણી."

(ડા. ધા.)



શ્રી રામકૃષ્ણાદિની જયંતીને દિવસે, ઉપવાસાદિ વ્રત કરી તેમનાં ગુણ-કીર્તન કરવાનો સંપ્રદાય સેંકડો વર્ષો થયાં આપણામાં ચાલુ છે. હાલ તેનું અનુકરણ કરી પ્રાચીન અર્વાચીન મતવાદીઓ તરફથી જયંતીઓ ઉજવવાનો જે પ્રચાર ચાલુ થયો છે, તે પણ આનંદદાયક છે; કેમકે એથી રામદાસ, તુકારામ, નામદેવ, નરસિંહ મહેતા જેવા ભગવદ્ભક્તોની તથા સ્વામિશ્રી દયાનંદ સરસ્વતી અને ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર જેવા સુધારક અને સદ્બોધ પ્રવર્તક મહાત્માઓની ઓળખ થતાં આપણામાં નવી જાગૃતિ આવે છે.

આજે ઈશ્વરાવતાર શ્રીરામચંદ્રજીની જયંતીનો દિવસ, ભારતવર્ષને માટે ઘણો માંગલિક હોવાથી તે વિષે વિવેચન કરવાનો વિચાર કર્યો છે. આ પરમાત્મસ્વરૂપનું ચરિત્ર, કેટલું બોધક અને આદર્શરૂપ છે, તે તુળસી, વાલ્મિક

વગેરેની રામાયણોથી જોઇ શકાય છે. રાજ્ય પદ્ધતિમાં રામ-રાજ્યની બરોબરી કોઈ કરી શક્યું નથી, અને માતાના, પિતાના, સ્ત્રીના તેમજ પ્રજાના ધર્મોનું પાલન કરવામાં જેની સરખામણી થઇ શકતી નથી, એવા રઘુકુળતિલક શ્રીરામ-ચંદ્રજીનું ચરિત્ર અતિ આનંદદાયક છે. જેના ચરણસ્પર્શથી અહલ્યા શિલા મટી સ્ત્રીરૂપને પામી હતી, જેના નામ સ્મરણથી અનેક ભક્તો ભવસાગરના પારને પામી ગયા, જેણે દેવ, મુની તથા યજ્ઞાદિકનું રક્ષણ કર્યું, અને જેણે અનેક દુષ્ટ દૈત્યોને સંહારી, સૃષ્ટિને સુખી કરી, એવા શ્રીરામચંદ્રજીનો જન્મ, ત્રેતાયુગના છેવટના ભાગમાં અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથની રાણી કૌશલ્યાની કૂખે (ચૈત્ર શુદિ નોમને દિવસ) મધ્યાન્હ સમયે થયો હતો. શ્રીકૃષ્ણની જયંતી જન્માષ્ટમી, વામદેવની વામન દ્વાદશી, અને નરસિંહાવતારની નરસિંહ ચતુરદશી; એ ત્રણ જયંતીઓ કહેવાય છે, તેમ આ રામનવમી પણ મોટી જયંતીજ છે.

**રામરાજ્ય**—આજે રામચંદ્રજીના જન્મની એજ રામ-નવમી અથવા રામજયંતી છે; આજે એનો એજ ભારતવર્ષ દેશ છે, આજે એનો એ સૂર્ય પ્રકાશે છે, એનો એજ ચંદ્ર આજની રાત્રિને પ્રકાશીત કરી રહ્યો છે, અને સંક્ષેપમાં સૃષ્ટિના સઘળા પદાર્થ એના એજ હોવા છતાં જીવ સૃષ્ટિમાં કેટલો મોટો ફેરફાર દૃષ્ટિએ પડે છે? કહે છે કે શ્રી રામના સમયમાં માણસો દુઃખ અને રોગને ઓળખતાં નહિ; અનીતિ અનાચારને ઓળે જતાં નહિ અને બારણાંને સાંકળ અથવા તાળાં નહોતાં. આ ઉપરથી એ વખતે ધર્મનો મહિમા કેટલો મોટો હશે તે સહજ કલ્પી શકાશે.

આજ આપણી સ્થિતિ કેવી થઈ રહી છે? મન, અસંતોષ અને રૂઢીનાં ખોટાં બંધનોથી બળે છે; અંતઃકરણ અનીતિનાં આલય (ઘર) જેવાં થઇ રહ્યાં છે; ધર્મની શ્રદ્ધા અને આસ્થાની ઇમારતો ડગમગી રહી છે; વિશ્વાસ અને પ્રમાણિકપણાના પાયા શિથિલ થઇ ગયા છે અને ટુંકામાં જોઇએ તો શરીર રોગ તથા ચિંતાથી જર્જરિત થઈ ગયાં છે. મતલબ કે એના એજ દેશમાં અને એનાં એજ સાધનોનાં વર્તુળ વચ્ચે આપણી સ્થિતિમાં કાળબળે અતિ મોટો અંતરાય પડી ગયો છે. એ અંતર શાથી પડયો ને તે ટાળવાના ઉપાય શા; તેનો વિચાર કરી ખરા સિદ્ધાંતને અનુસરવામાં આવે તોજ આપણી મૂળ ઉન્નતિને સાધી શકાય.

આજના જમાનામાં રાજાઓ જેમ એક કરતાં વધુ રાણીઓ પરણે છે તેમ પ્રાચીનકાળે પણ થતું હતું, તેથી પુણ્યધામ અયોધ્યાની ગાદીએ વિરાજતા રઘુવંશી દશરથ રાજાને પણ કૌશલ્યા, સુમિત્રા ને કૈકેયી એ ત્રણ રાણીઓ હતી. આજની નાની વહૂઓમાં જેમ લાડકાપણાની ખોટી હઠ અને ઉદ્ધતાઇનાં લક્ષણો હોય છે, તેમ ન્હાની કૈકયીમાં પણ હતાં. કૌશલ્યા, ગુણ ગંભીર અને સુમિત્રા પરમ સુશીલ હતાં. ત્રણે રાણીઓ પરસ્પર પરમ સંતોષથી સગી બ્હેનની પેઠે વર્ત્તતી હતી. આ ત્રણે પત્નીઓ છતાં રાજા દશરથને સંતતિ નહીં હોવાથી ઘણા યજ્ઞ, યાગ તથા તીર્થો કર્યાં ને છેવટ ચાર પુત્ર થયાઃ—કૌશલ્યાની કૂખે જ્યેષ્ટ પુત્ર શ્રીરામ, સુમિત્રાના ઉદરથી, વચેષ્ટ વીર લક્ષ્મણ તથા શત્રુઘ્ન અને કૈકેયીને પેટે ભ્રાતૃભક્ત ભરતનો જન્મ થયો. આ ચારે

પુત્રોમાં રામનું તેજ અદ્ભુત અને અલૌકિક હતું. બાળ વયથીજ તેની સુશીલ, જ્ઞાન પ્રશાંત અને ગૌર છબીનાં દર્શન કરી સર્વનાં મન પ્રસન્ન થતાં હતાં. તેણે વિદ્યાભ્યાસ કરતાં જ્ઞાની ગુરુ વસિષ્ઠનો અખંડ પ્રેમ પ્રાપ્ત કર્યો અને રાજ વ્યવહાર તથા પરમાર્થનાં શાસ્ત્રમાં કુશળતા મેળવી; તથા તે પછી ઋષીઓના યજ્ઞમાં વિઘ્ન કરનારા દાનવોને મારી, રાજાઓને છાજતી "ગોબ્રાહ્મણ પ્રતિપાલ"ની મહાન્ પદ્વી દીપાવી હતી; એટલુંજ નહિ પણ સીતાસ્વયંવરમાં ત્રણસો મનુષ્યોથી પણ માંડ માંડ ઉપડે એવું ધનુષ્ય તોડી, પોતાની વીરશ્રીથી સર્વેને છક્ક કરી નાખ્યા હતા.

આવા પ્રતાપી રામ પણ પોતાના ઓરસ પુત્ર હોવાથી રાણી કૈકેયીએ દાસી મંથરાની ખટપટથી કપટજાળ રચી, તેને બાર વર્ષ વનવાસ મોકલવાનું રાજા દશરથ પાસેથી વચન માગી લીધું; કે જેવી ખટપટ આજપણ રાજકુટુંબોમાં સંભળાય છે. એ રાજ્યલોભ કેવો અયોગ્ય અને દુખકર્ત્તા છે, તે આ રામ ચરિત્રમાંથી જાણી શકાય છે, તેમજ સતી સીતાએ કેવી પતિભક્તિ દર્શાવી વનવાસમાં રામ સાથે જવાની પ્રીતિ દર્શાવી તે તેમનાં ભાષણથી જાણવામાં આવે છે.

**સતી સીતાજીનું ભાષણ**—વનવાસનાં દુઃખો વર્ણવતાં રામ સીતાને ઘેર રહેવા કહે છે ત્યારે સાધ્વી સીતા તેને વિનવે છે કે,—"હે નાથ! તમારા વિના આ સ્વર્ગ-નગર મને નરક સમાન લાગે છે; માતા, પિતા, બહેન, ભાઈ, કુટુંબ, સાસુ, સસરો, ગુરૂજન, સ્વજન અને સુશીલ તથા સુખદાયી પુત્ર,—ઈત્યાદિ જગતમાં જેટલા જેટલા સ્નેહ અને સંબંધો છે તે સઘળાં સ્ત્રીને પતિની ગેરહાજરીમાં

અત્યંત પરિતાપદાયી છે. સ્ત્રીને શરીર, ધન, ઘર, પૃથ્વી, નગર અને રાજ્ય એ સર્વ પતિ વિના શોકના સમાજરૂપ છે; ભોગ રોગ સમાન છે; ભૂષણ ભાર કરતારાં છે અને સંસાર યમલોકની પીડા તુલ્ય છે. હે પ્રાણનાથ! મને આપના વિના આખા જગતમાં ક્યાંય પણ કશું સુખદાયી લાગતું નથી. જેમ જીવ વિના દેહ અને જળ વિના નદી શોભે નહિ પણ ભયંકરજ ભાસે, તેમ પતિ વિના સ્ત્રી પણ શોભે નહિ. આપનું શરદ ઋતુના ચંદ્ર જેવું નિર્મળ મુખ જોવાનું મળે એજ મને પરમ સુખ, અને તે આપની સાથે આવવાથીજ મળશે. વળી આપની સાથે રહેવાથી પશુ પક્ષીઓ મને પરિજન જેવાં લાગશે; વન નગર જેવું જણાશે. વલ્કલ વસ્ત્રો મને રેશમી વસ્ત્ર જેવાં કોમળ લાગશે અને પર્ણશાળા, દેવતાઓના નિવાસ જેવી સુંદર લાગશે. ઉદાર વનદેવીઓ અને વનદેવતાઓ શું સાસુ—સસરાનો અર્થ નહિ સારે? અને આપની સાથે રહેવાથી દર્ભની અને પાંદડાની શય્યા શું મને કોમળ સુંદર શય્યા જેવી નહિ લાગે? કંદ, મૂળ અને ફળનો આહાર અમૃત સમાન સ્વાદિષ્ટ લાગશે અને નાના મોટા પહાડો, અયોધ્યાના મહેલો જેવા સુશોભિત લાગશે. જેમ ચક્રવાકી દિવસને જોઈ ક્ષણે ક્ષણે હર્ષિત રહ્યા કરે છે, તેમ હું આપના ચરણકમળને જોઈ પ્રત્યેક ક્ષણમાં આનંદયુક્ત રહીશ. આપનાં દર્શન કરી માર્ગમાં ચાલતાં મને જરાપણ કંટાળો આવશે નહિ; પગે ચાલવાથી આપને જે પરિશ્રમ પડશે તે હું પોતે સેવા કરી મટાડીશ; હું શું સુકુમાર શરીરવાળી અને આપ વનને લાયક છો? શું આપ જોગને ને હું ભોગને યોગ્ય છું? કદી નહિ...

### રાજા જનકનો પુત્રીપ્રત્યે પ્રેમ.

સીતાજીની આવી સુશિલતા અને ધર્મ પાલના જોઇ રામ સાથે વનમાં જવાનું નક્કી થયું, ત્યારે તેઓ પોતાના પિતા રાજા જનકની રજા લેવા ગયાં. તેમને તપસ્વીની જેવા વેશમાં જોતાંજ જનક રાજાને મનમાં અત્યંત પ્રેમ તથા સંતોષ ઉત્પન્ન થયો. તેઓ કહેવા લાગ્યા કે "હે પુત્રી! તમે પિતાનાં અને સસરાનાં બંને કુલોને પવિત્ર કર્યાં છે; જગતમાં સર્વ લોકો તમારી ઉજ્વળ કીર્તિ ગાશે; તમારી કીર્તિરૂપ નદીએ ગંગાજીને પણ જીતી લીધી છે; કેમકે ગંગાજીએ તો એક બ્રહ્માંડમાંજ ગતિ કરી પૃથ્વીપર હરિદ્વાર, પ્રયાગ તથા સાગરસંગમ, એ ત્રણ મોટાં સ્થાન કર્યાં છે, પણ તમારી કીર્તિ તો કરોડો બ્રહ્માંડોમાં ગતિ કરી પહોંચી ચુકી છે." પુત્રીપ્રત્યે પિતાનો આ સંતોષ, આશીર્વાદ અથવા ધન્યવાદ કંઇ ઓછો નથી. સતી સીતાજીનો મોટામાં મોટો ગુણ તો એ યાદ રાખવા જેવો છે કે પોતે એક રાજપુત્રી અને મહાન દેવાંગના છતાં, સઘળાં સુખો તજી પતિ સાથે વનવાસમાં સુખ માન્યું અને પતિ રહિત રાજમંદિરે રહેવામાં દુઃખજ ગણ્યું. આ વખતે ભરતભૂમિ રસકસથી ઉભરાતી અને નવું જીવન તથા નવું ચેતન મેળવી પોતાનાં બાળકોને પોષતી. પરંતુ તેજ ભૂમિ આજે એવી સતીઓના અભાવે જાણે સૂની પડી ગઈ છે!

સતી સીતા વનમાં જવા તૈયાર થયાં ત્યારે બીજી તરફ લક્ષ્મણ પણ મોટા ભાઈની સેવા કરવા સાથે જવા હઠ પકડી બેઠા. બંધુના સુખે સુખ અને બંધુના દુઃખે દુઃખ માનનારા ભાઇને એ વેળા ઘણું સમજાવવામાં આવ્યા, પણ તે એકના

બે ન થયા ત્યારે તેને પણ સાથે લેવા ઠરાવ થયો. પછી વિયોગ વેદનાથી માંદા પડેલા રાજા દશરથને દિલાસો દઈ સ્વધર્મની મહત્તા જણાવી, રાજ્યવૈભવ કરતાં ધર્મપાલનમાંજ વિશેષ આનંદ માની ત્રણે જણાં વનમાં ચાલ્યાં.

### સતી શિરોમણી અનસૂયાનો ઉપદેશ.

અરણ્યમાં અત્રી ઋષીના આશ્રમે સીતાજી તેમની પત્ની અનસૂયા પાસે ગયાં ત્યારે એ મહા સતીએ આશીષ દઈ પોતાની પાસે બેસાડી કહ્યું કે,—" હે રાજકુમારી ! માતા, પિતા, ભાઈ તથા બીજાં સગાંઓ માપેલું સુખજ આપે છે, પણ પતિ તરફથી જે સુખ મળે છે તે માપી ન શકાય તેટલું ( અપરિમિત ) છે. હે જાનકી ! જે સ્ત્રી પતિનું સેવન ન કરે તેને અધમજ જાણવી.

धीरज धर्म मित्र अरु नारी,
आपद काळ परख यह चारी.

અર્થાત્—ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રી એ ચારની પરીક્ષા દુઃખના વખતમાં થાય છે. પતિ વૃદ્ધ, રોગી કે રંક હોય તોપણ સ્ત્રીએ તેનું અપમાન કરવું નહિ; સ્ત્રીઓને માટે મોટામાં મોટો એજ ધર્મ, એજ વ્રત, અને એજ નિયમ છે; વાસ્તે મન–વચન–કર્મથી તે નિયમ છોડવો નહિ. જગતમાં પતિવ્રતાઓ ચાર પ્રકારની કહી છેઃ–ઉત્તમ, મધ્યમ, નિકૃષ્ટ અને લઘુ. જેના મનમાં એમજ વસે છે કે પતિવિના જગતમાં કોઇ પુરુષ નથી પણ સ્ત્રીઓજ છે, તે ઉત્તમ પતિવ્રતા જાણવી; જે સ્ત્રી પરપુરૂષને બંધુ સમાન, પિતા સમાન અથવા પુત્ર સમાન દેખે તે મધ્યમ પતિવ્રતા ગણાય છે; જે સ્ત્રી કુલ–ધર્મનો વિચાર કરી મર્યાદામાં રહે

તે નિકૃષ્ટ પતિવ્રતા અને જે તક નહિ મળતાં ભયને લીધે ધર્મમાં રહે તેને લઘુ પતિવ્રતા ગણી છે. પતિવ્રતાના આવા ચાર ભેદ શ્રુતિઓએ કહ્યા છે. એમાંના એકે ભેદપૂર્વક નહિ વર્તતાં જે સ્ત્રી પતિને ઠગી પરપુરુષ જોડે પ્રીતિ બાંધે છે તે ૧૦૦ (સો) કલ્પ સુધી રૈરવ નરકમાં પડી રહે છે. થોડા ક્ષણનાં સુખને માટે સેંકડો કરોડ જન્મો સુધીનાં દુઃખોને જે ન સમજે તેનાથી અધમ અને મૂર્ખ કોણ? પરંતુ જે ઉપર કહ્યા પાતિવ્રત ધર્મ પાળે છે, તેતો કશા પણ શ્રમ વગર સર્વોપરિ એવાં પરમપદનેજ પાસે છે.

મુનીપત્નિનો ઉપદેશ માથે ચઢાવી, સીતાજી વનવાસમાં અખંડ પતિસેવા કરવા લાગ્યાં. તે વખત લક્ષ્મણે વડીલ ભાઈની સેવામાં પોતાની શ્રેષ્ઠતા માની બંધુભકિત કરવા માંડી, તેમજ ભરતે પણ શ્રીરામની પાદુકા પોતાના મસ્તક-પર મૂકી, તપ કરવામાં ઉણપ રાખી નહિ. જેવી રામની પિતૃભકિત અને એક પત્નીવ્રત, તેવુંજ સતી સીતાનું શુદ્ધ પાતિવ્રત અને સહનશીલતા; ભરત લક્ષ્મણની તેવીજ બંધુ-ભકિત અને હનુમાનની સ્વામિભકિત. આ સર્વ ભકિતભાજન માટે અદ્યાપિ કહેવાય છે કે, "શ્રીરામ-લક્ષ્મણ-જાનકી-જે બોલો હનુમાનકી" તે સર્વથા યોગ્યજ છે. તેમાં હનુમાનની જય બોલાઈ તે તેની ઉત્તમ સ્વામીભકિત માટે. અર્થાત્ સારા શેઠવડે નોકરનો પણ કેવો યશ વધે છે તે એ ઉપરથી સમજાય છે.

### સતી સીતાની સહનશીલતા.

ચૌદવર્ષે વનમાંથી આવ્યા પછી સીતા ગર્ભવંતાં હતાં, ત્યારે રામે તેને ફરી વનમાં મોકલ્યાં, તે સમયે કિંચિંત

પણ સતી સીતાનો પ્રેમ, તેમના ઉપરથી કમી થયો નહિ અને કોઇ દિવસ પણ રામ વિરૂદ્ધ એકે વચન ન કહ્યું, એ તેની અપૂર્વ પતિભકિતની બલિહારી છે.

આ વખતના ધર્મમહિમાની કેવી ઉજળી છબી આપણી નજરે તરે છે? એજ ભરતભૂમિમાં આજ ધર્મની કેવી દીન દશા થઇ રહી છે? જમાનાનો કેટલો મોટો ફેરફાર! બહુ બારીક દૃષ્ટિ કરી જોઇયે તો એ વખતના એકે ધર્મ કર્મનો આજે સોમો હિસ્સો પણ જણાતો નથી! આ રામ-ચરિત્રમાં અનેક સારભૂત હેતુ સમાયેલા છે. અત્રે સંક્ષેપે વિચાર આપતાં ઇચ્છીશું કે આપણો પુરુષવર્ગ શ્રીરામ જેવો પિતૃભક્ત થઇ સ્વધર્મને અનુસરે, સ્ત્રીઓ સીતાજી જેવી સાધ્વી થઇ, સંસાર સુખરૂપ બનાવે, વસિષ્ઠ અને વાલ્મિક જેવા ધર્મગુરુઓ શિષ્યોનો ઉદ્ધાર કરે, સેવક અને પરિ-ચારક વર્ગ, હનુમંત જેવા આજ્ઞાંકિત ભક્ત નિપજે, આપણી માતાઓ કૌશલ્યા તથા સુમિત્રા જેવી માયાળુ થાય, ભાઇઓ ભરત અને લક્ષ્મણ જેવો પરસ્પર ભાવ રાખે અને રાજાઓ શ્રીરામચંદ્રજીની પેઠે ધર્મ તથા ન્યાયનું રાજ્ય પ્રવર્તાવે.

રૂપકની નજરે જોઇયે તો ભારતભૂમિ આ દુનિયાનું નંદનવન અથવા અલકાપુરી છે. અયોધ્યાનગરી જેવી સમૃદ્ધિ-વાન્ ભૂમિ દેશના પુરુષાર્થરૂપ રામના વનવાસથી નિસ્તેજ (શ્રીહિન) થઇ પડી છે. લક્ષ્મીરૂપ સીતાજીનો સોનાની લંકા જેવા મુલકોમાં નિવાસ છે. હનુમાન જેવા અડગ અનુચરો અને પુરુષાર્થી બંધુઓ જ્યારે તેની શોધખોળ કરી સંપત્તિરૂપ સીતાજીને ઘેર લાવશે ત્યારે અયોધ્યારૂપી ભરતભૂમિમાં

# દયા-ધર્મ.



(દોહરો)

" નવ કદિ શોભે ભૂષણે, ઘડ્યાં મણી ને હેમ;
પરદુઃખે અશ્રુ ગળ્યાં, રહે શોભિતાં જેમ."



આ દુનિયાના હિતને માટે શાસ્ત્ર અથવા સદ્‌ગુરુ પ્રણીત અનેક ધર્મ પ્રવર્ત્તિ રહ્યા છે; પરંતુ તે સર્વનો સામટો વિચાર કરીએ તો દયા જેવો એકે ધર્મ નથી અથવા ધર્મનું યથાર્થ સ્વરૂપ જોવું હોય તો તે દયાજ છે. મહાત્મા તુલસીદાસજી કહે છે કે,-

પ્રાણાંતે પણ દયા છોડવી નહિ અને અહંકાર કરવો નહિ; કેમકે જ્યાં દયા નથી ત્યાં ધર્મજ નથી. તેમ છતાં પૃથ્વીના પટપર કેટલાક એવા ધર્મ-પંથ પડયા છે કે જેઓ મનુષ્ય સિવાયના જીવોને મારવામાં પાપ સમજતા નથી ! ખરી રીતે તેઓ ધાર્મિક નહિ પણ અધર્મી અને મદાંધ છે; દયાનું લેશ સ્વરૂપ પણ તેઓ જાણતા નથી. જો પોતાનુંજ હૃદય તપાસી વિચારે તો તેમને અવશ્ય ખાતરી થાય કે "એક ઝીણામાં ઝીણા જંતુમાં પણ જીવ છે, તેને મારવાનું પાપ છે ને જેવો મને મારો આત્મા પ્રિય છે, તેવો તેને પણ પોતાનો આત્મા પ્રિય છે; પરંતુ હું તેને મારા થોડા સુખ કે વ્યસનને ખાતર મારૂં છું, તો મને પણ તે કોણ

જાણે કેટલા દુઃખના કારણુરૂપ થઇ પડશે ?" જેને આવો વિચાર ઉપજે તે નિર્દય થઈ બીજાને દુઃખ દે નહિ. દયાહિન જીવને ઠાઠમાઠ કરતો જોઇ સાધુ કબીરદાસજી બોધે છે કે,—

દયા ધર્મ નહિં મનમેં, મુખડા ક્યા દેખે દર્પનમેં.

ભાવાર્થ—દયા ધર્મ તો છે નહિ ને ખાલી આરસીમાં મોઢું શું જોયા કરે છે ! છતાં અનાદિકાળથી કર્મજાળના બંધનમાં આ આત્મા રઝળ્યા કરે છે, તેથી તેને ઘડીભર પણ ખરૂં સુખ મળતું નથી. આવી જે સ્થિતિ તેનું નામ અધોગતિ છે. એ અધોગતિમાં પડતા આત્માને ધરી રાખનાર જે વસ્તુ તેનું નામ ધર્મ. ધર્મ તત્વના ભિન્ન ભિન્ન ભેદ ઘણા છે, જેમાં મુખ્ય બે છેઃ—એક વ્યવહાર–ધર્મ અને બીજો નિશ્ચય–ધર્મ. વ્યવહાર ધર્મમાં દયા મુખ્ય છે ને દરેક મહા વ્રત્તો દયાની રક્ષા માટે છે. દયાના મુખ્ય આઠ ભેદ પાડવામાં આવ્યા છે;–૧. દ્રવ્ય–દયા, ૨. ભાવ–દયા૩. સ્વદયા, ૪. પરદયા, ૫. સ્વરૂપ–દયા, ૬. અનુબંધ–દયાં, ૭. વ્યવહાર–દયા, ૮. નિશ્ચય–દયા.

### આઠ પ્રકારની દયાનો વિચાર.

દ્રવ્ય–દયા એટલે કોઇપણ પ્રાણીને દુઃખ ન થાય તેની ખૂબ કાળજી રાખવી; ભાવ–દયા એટલે દુઃખ પામતાં પ્રાણીને ઉપદેશ દઈ સુખનો માર્ગ બતાવવો; સ્વદયા એટલે આત્મા અનાદિ કાળથી મિથ્યાત્વ વડે બંધાયો છે, તત્વ પામતો નથી અને ધર્મનું પાલન કરતો નથી, એવું વિચારી ધર્મમાં પ્રવેશ કરવો; પરદયા એટલે છ કાયા જીવની દયા કરવી. સ્વરૂપ–દયા એટલે સૂક્ષ્મ વિવેકથી સ્વરૂપ વિચારવું,

અનુબંધ-દયા એટલે સાંભળવાં ન રૂચે પણ પરિણામે હિતકારી હોય તેવાં બોધક વચનો અંતઃકરણની લાગણીપૂર્વક કહેવાં; વ્યવહાર-દયા એટલે ઉપયોગપૂર્વક અને યથાવિધિ દયા રાખવી અને નિશ્ચય-દયા એટલે શુદ્ધ સાધ્ય ઉપયોગમાં જે એકતા-ભાવ અને અભેદ-ઉપયોગ તે.

એ આઠ પ્રકારની દયા વડે વ્યવહાર-ધર્મ ધ્યાનમાં રાખી, સ્થૂળ અને સૂક્ષ્મ જીવોનું રક્ષણ કરવામાં બિલકુલ બેદરકાર રહેવું નહિ. આપણાથી ઘણીવાર ઉતાવળે ચાલતાં, અણગળ પાણી પીતાં, ખંખેર્યા વિના બળતણ બાળતાં અને ધાન્ય તપાસ્યા વિના રાંધતાં સૂક્ષ્મ જીવોની હિંસા થાય છે; માટે પાણી, બળતણ, દાણાદુણી તેમજ ઠામ વાસણ, હમેશાં સ્વચ્છ રહે તે ઉપર ખૂબ ધ્યાન રાખવું; આંગણાંમાં પાણી ઢોળવાથી તેમજ એઠું ભરી રાખવાથી પણ અસ્વચ્છતા, અગવડ અને આરોગ્યમાં રોગવૃદ્ધિ થાય છે, વાસ્તે ઘરકામ કરતાં, બેસતાં ઉઠતાં, જમતાં રમતાં, દરેક કામમાં ખૂબ સંભાળ અને શાંતિ સેવવી જોઈએ. રાત્રિભોજનનો સમય પણ બને તેટલો વહેલો રાખવો. વૈદકશાસ્ત્ર કહે છે કે શરીરમાં રહેલાં બે પ્રકારનાં કમળો સૂર્ય અસ્ત થતાં સંકોચાઇ જાય છે અને તે સમયે એટલે રાત્રિભોજન વેળા તેમજ વહેલાં પ્રભાતે જમવાથી ઝીણા જંતુઓનું અજાણતાં પણ ભક્ષણ થઇ જાય છે અને તે મહારોગ કર્ત્તા છે. જૈન ધર્મે આ વિષયમાં ઘણું કરી બતાવ્યું છે ને આપણા આયુર્વેદનો પણ એજ અભિપ્રાય છે, માટે ભોજનના સમયમાં આપણે અવશ્ય સુધારો કરવો જોઇએ.

### લક્ષ્મીનું, કુટુંબનું અને અધિકારનું અભિમાન.

દયા–ધર્મનો વાસ્તવિક વિચાર, આચારમાં મુકવાને બદલે આપણે ખોટી મોટાઈ અથવા ખોટી મહત્તાના મદમાં એટલાં ગર્ક થઇ ગયાં છીએ કે દયા–ધર્મ શું તેનો ખ્યાલ પણ કરતાં નથી. એ મહત્તા કેવી મિથ્યા છે તે હવે કહું છું:—કેટલાક લક્ષ્મીથી મહત્તા માને છે, કેટલાક પુત્રોવડે મહત્તા માને છે અને કેટલાક અધિકાર મલવાથી મહત્તા માને છે. પણ આ સર્વ માન્યતા વિવેકીઓની દૃષ્ટિએ કેવળ મિથ્યાજ છે અને તેથીજ તેને મહત્તાને બદલે લઘુતા કહીએ તો વધારે યોગ્ય ગણાય. જુઓ! લક્ષ્મીથી સંસારમાં ખાન–પાન, નોકર ચાકર અને સુખ–વૈભવ ઇત્યાદિ સર્વ મળે છે એ ખરૂં, પણ લક્ષ્મી પ્રાપ્ત કરવાને કેવાં ને કેટલાં પાપ કરવાં પડે છે? આવ્યા પછી અભિમાન, બેભાનતા અને મૂઢતા આવે છે અને તે પ્રસંગે સારાસાર વિચાર પણ વિરલાઓનેજ રહે છે. તેઓ (થોડા અપવાદરૂપી સજ્જન ધનિકો) વધારે નમ્ર થઇ દાન દેવામાં લક્ષ્મીનો ઉપયોગ કરે છે અને પોતાના આચરણને લેશ પણ કલંકિત થવા દેતા નથી. ધનની મહત્તા આ રીતે જળવાય તોજ ધન પ્રાપ્ત થયેલું સાર્થકય ગણાય. કુટુંબની મહત્તાનું પણ તેમજ છે. તેના પાલનપોષણ માટે અનેક દુઃખ થતાં પાપ સહન કરવાં પડે છે અને અનેક ઉપાધિઓથી તેનું ઉદર ભર્યા સિવાય ચાલતું નથી. પરંતુ ઉત્તમ ધનવાનની પેઠે જેનામાં દૈવી સંપત્તિના સારા સંસ્કાર હોય છે, તેવાં કુટુંબોજ જનસમુદાયનું હિત કરવામાં સાધનરૂપ થાય છે, માટે તેવાં કુટુંબો બનાવવા ધાર્મિક કેળવણીનો પ્રસાર કરવો જોઈએ. પુત્રની મહત્તા અથવા પુત્ર લાભથી થતો

આનંદ એ પણ મનમોહક છે. પુત્ર સુપાત્ર હોય તો પોતાની બાળવયમાંથીજ પિતાનો સંસારભાર ઉપાડી, ધર્મમાર્ગમાં પ્રવેશ કરવાને સાધનરૂપ થાય છે, પરંતુ આ માયિક અને સ્વાર્થી સંસારમાં થોડાનીજ તે ધારણા પાર પડતી જણાય છે. "પિતાનું નામ" કહી પુત્રમાં ભલે આનંદ માનીએ પણ તેથી અચળ નામ કોઈનું રહ્યું નથી કે રહેવાનું નથી, માટે એનો પણ મોહ મૂકી સ્વધર્મમાં ચિત્ત પરોવવું જોઇએ. અધિકારની મોટાઈ તો દેખીતીજ છે. રત્ન થોડાં તેમજ થોડાજ નરો એવા હોયછે કે જે રાજા–પ્રજાનું હિત સાધનારા અને ધર્મ–નીતિનો પ્રકાશ કરનારા છે. એવા અમલદાર મળેલી સત્તાને શોભાવે છે અને દુનિયામાંથી અનીતિ, લાંચ તથા અનાચારને નિર્મૂળ કરે છે.

ઉપર કહેલી ત્રણે મહત્તાની ઉંચી નીચી ગતિ તપાસી, આત્માની મહત્તા અને સમતા મેળવવા આપણે ખાસ ધ્યાન આપવાનું છે. એ મહત્તા સત્ય વચન, દયા, ક્ષમા, પરોપકાર અને સમતામાંજ રહી છે, માટે સંસારના કોઈ પણ પદાર્થમાં નહિ લોભાતાં તે વડે બનતે પ્રયત્ને દયાધર્મનું પાલન નિરંતર કરવુંજ જોઇએ.

### સંસારનું સ્વરૂપ અને સમાધાન.

શાસ્ત્રકારોએ સંસારને સમુદ્રની, અગ્નિની અને અંધારાની ઉપમા આપી છે; તેનું કારણ એ કે સંસારરૂપી મહાસાગરમાં નાના પ્રકારનાં વિષયરૂપી અનેક મોજાંઓ ઉછળે છે ને તે મોહરૂપી ચક્કર ખવરાવે છે. થોડું જળ છતાં સમુદ્રમાં ઉભા રહેવાથી જેમ ઘુંચી જવાય, તેમ સંસારના લેશ પ્રસંગમાં પડતાં પણ તૃષ્ણારૂપી કાદવ ઘુંચવી

નાખે છે. વળી તે બહારથી શીતળ છતાં જેમ તેમાં વડવાગ્નિનો વાસ છે તેમ સંસારમાં સદા માયારૂપી અગ્નિ બળતોજ છે, છતાં સ્વધર્મરૂપી નાવ અને સત્સંગરૂપી નાવિક મળે તો એ મહાસાગરથી તરવું કઠિન નથી. સંસારને બીજી ઉપમા અગ્નિની આપી છે. કેમકે અગ્નિથી જેમ મહા તાપ ઉત્પન્ન થાય છે, તેમ સંસારરૂપી અગ્નિમાંથી આધિ, વ્યાધિ અને ઉપાધિ એવા ત્રણ તાપ ઉત્પન્ન થાય છે. અગ્નિથી બળતો જીવ જેમ હાયવરાળ કરે છે, તેમ સંસારથી અકળાતો જીવ અનંત દુઃખ અને ત્રાસથી પીડા પામે છે. વળી જેમ ઘી અને ઇંધણાથી અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ મોહરૂપી ઘી અને વિષયરૂપી કાષ્ટ હોમાતાં તેનો વધારો થાય છે. આ પ્રબળ અગ્નિને શાંત પાડવાનો ઉપાય એ જ છે કે તે ઉપર વૈરાગ્યરૂપી જળનું સિંચન કરવું. સંસારને ત્રીજી ઉપમા અંધકારની આપવામાં આવી છે; કેમકે જે પ્રમાણે અંધારામાં અસત્ય વસ્તુ સત્ય ભાસે છે તે પ્રમાણે પ્રાણીઓ આડાં અવળાં ગોથાં ખાયછે. આ સ્થિતિમાં સારાસાર વિચાર રહેતો નથી, છતાં તત્ત્વજ્ઞાનરૂપી દીવો હાથ આવે તોજ સત્ય વસ્તુ મેળવી સુખી થવાય; માટે નિરંતર સુવિચાર કરી સાર શોધવામાં લક્ષ રાખવું.

## દયા-ધર્મની ચાલુ સ્થિતિ.

પુષ્પ પાંખડી દૂભતાં કે ફળ મૂળ તોડતાં પાપ અને હિંસા માનનારા અને પોતાને ધાર્મિક કહેવરાવનારા કેટલાકો ગરીબ મનુષ્યનું અપમાન કરતાં, પરાયાં ધનમાલનાં ધણી થઈ બેસતાં અને મોટાઈના મદમાં અયોગ્ય પગલાં ભરતાં, ઇશ્વરથી પણ ડરતા નથી ! માળી જેમ બાગમાંથી

નિરુપયોગી ઘાસ, કાંટા નિંદી, ઝાડ–વૃક્ષની રક્ષા કરે છે, તે પ્રમાણે તેવા દુર્ગુણી મનુષ્યો કદી ધનવાન હોય તોપણ તેથી નહિ દબાતાં યુકિત પ્રયુકિતથી તેમને નિંદી કાઢવા જોઇએ.

સામટી રીતે જોઈએ તો આપણો આખો દેશ દયા-પાત્ર છે; દુષ્કાળ, આગ અને અકસ્માતથી વારંવાર ઘણાં મનુષ્યો દુઃખી થઇ પડયાં છે. આવે વખતે શ્રીમાન્ સરકાર તેમજ ઉદાર ગૃહસ્થો ઉઘરાણાં કરી મોટી મદદ કરે છે. તેવાં કામમાં સૌએ બને તેટલો ફાળો આપવા હમેશ આગળ પડવું જોઇએ અને દરેક શુભાશુભ પ્રસંગે રૂઢિના ખર્ચો કમી કરી, દયા દાનમાં વધારો કરવો જોઇએ.

સાંપ્રત આપણી પ્રત્યેક કોમની સ્ત્રીઓની સ્થિતિ ઘણી દયાજનક થઇ પડી છે. સંગીન કેળવણી નહિ મળવાને લીધે પદે પદે તેઓને પરાધિનતા અને આપદા પડે છે. સુખના દિવસમાં ભવિષ્યનો વિચાર કરવામાં આવતો નથી, એ પણ મોટી ભૂલ છે. સ્ત્રીઓને વ્યવહારિક કેળવણી આપી આગળ કરવામાં આવશે ત્યારેજ કુટુંબની તેમજ દેશની ઉન્નતિ થશે. કેટલાક વિદ્વાનોએ જમણા અંગને શ્રેષ્ઠ ગણી ડાબાની અવગણના કરી છે, એટલુંજ નહિ પણ ડાબું સ્થાન સ્ત્રીને આપી વામાંગ સાથે વામાંગીની વિરૂદ્ધ ઘણું લખ્યું છે; પરંતુ વૈદક વિદ્યાએ સિદ્ધ કર્યું છે કે મનુષ્યનું હૃદય છાતીની ડાબી બાજુએ છે અને સ્ત્રી, પુરુષના હૃદય સ્થાને છે. શરીરમાં હૃદયજ મુખ્ય છે, માટે હૃદય પ્રમાણે સ્ત્રીજાતિ પ્રત્યે સદ્ભાવ રાખી દયાથીજ વર્ત્તવું જોઇએ.

## દયા–ધર્મનું મુખ્ય લક્ષણ ભ્રાતૃભાવ છે.

દયા–ધર્મનું મુખ્ય લક્ષણ ભ્રાતૃભાવ છે, વાસ્તે કોઈ

પણ નાત, જાત કે કોમનો ભેદ રાખ્યા વિના સર્વેને યથાશકિત મદદ કરવી. દુષ્ટ દુર્ગુણીથી સાવધ રહેવાની અને તેના ભોગ ન થઈ પડવાની જરૂર છે, છતાં બનતે યત્ને તેમને સુધારી દુર્ગુણીનું પણ હિત થાય તેવા ઉપાય લેવામાં પ્રમાદ રાખવો નહિ. દયાદૃષ્ટિથી દેશમાં ઠામઠામ ધર્મશાળા, ઔષધશાળા, અનાથાલયો (ઑર્ફ્નેજો) અન્નક્ષેત્રો, બોર્ડિંગ હાઉસો અને સદાવ્રત વગેરે ખાતાં સ્થાપન થયાં છે. તેનો મુખ્ય હેતું એજ છે કે,

जनान कृपयतो भद्रे सर्वात्मा प्रियते हरि !

**અર્થ**:—મનુષ્યોપર કૃપા (દયા) રાખવાથી સર્વાત્મા પ્રભુ પ્રસન્ન થાય છે.

(દોહરા.)

નગ્ન શરીરે અવતર્યા, અંતે નગ્ન સ્થાન;
જન્મ મરણ મુક્તિ મળે, ધર્મ ન દયા સમાન. ૧
ખંતે ખર્ચો વાપરો, હામ દામ ને ઠામ;
નહિ તો પસ્તાવું થશે, ધર્મ ન દયા સમાન. ૨
દેવ દયા દૃષ્ટિ કરી, દે છે સૌખ્ય નિધાન:
એ દૃષ્ટાંત દિલે ધરો, ધર્મ ન દયા સમાન. ૩
ભૂખ્યાને ભોજન અને, તરસ્યાને જળપાન;
માંદાને ઔષધ કરો, ધર્મ ન દયા સમાન. ૪
દુઃખિયાંની વ્હારે ચઢી, આપો હિંમત દાન;
આધી વ્યાધિ મટાડજો, ધર્મ ન દયા સમાન. ૫
ન્યાય નીતિ એ સૂચવે, દુષ્ટ દંડનું સ્થાન;
તોપણ રાજ્ય સમાજમાં, ધર્મ ન દયા સમાન. ૬
દયા–ધર્મના ભાવમાં, પ્રભુભક્તિનું ભાન;
એથી સૌ સજ્જન કહે, ધર્મ ન દયા સમાન. ૭

દયાળુ બીજો દેવ છે, દિલમાં કરુણાવાન;
લોભ, દંભ, સ્વારથ રહિત, ધર્મ ન દયા સમાન. ૮

આપો જેહ અપાય તે, લહો આજની લ્હાણુ;
કાલ ખબર નહિ કોઇને, ધર્મ ન દયા સમાન. ૯

દેહરૂપ દેવળ વિષે, પ્રાણરૂપ ભગવાન;
ઘટ ઘટ સમદષ્ટિ કરો, ધર્મ ન દયા સમાન. ૧૦

ઇશ્વર છે ને છેજ છે, જો એનું ઉર ધ્યાન,
કા—ન ગમે તે ઇશને, ધર્મ ન દયા સમાન. ૧૧



* આ લેખ મું. સ. તા. ૨૬–૩–૧૦ ના અંકમાં પ્રગટ થયો છે.



# શ્રી કૃષ્ણનો ઉદ્ધવપ્રતિ ઉપદેશ.



( ગીતિ. )

શ્રીકૃષ્ણે ઓધવને, બોધ કરી જે સ્વધર્મ સમજાવ્યો;
વ્યાસ કથિત ભાગવતે, ભક્તજનોને પદે પદે ભાવ્યો. ૧

ભક્તિ રસિક નરનારી, સાંભળિ તેનો લહો રૂડો અર્થ;
અજ્ઞાન ગાંઠ છોડી, ગ્રહણ કરો જે મહાન ગુણ ગર્થ. ૨.

ચાર વર્ણ છે ગુણથી, જન્મતણું તો નકામ અભિમાન;
ગણિકા વાલ્મિક વ્યાસે, ગુણથી કેવાં કર્યાં જુઓ કામ. ૩

કુવચન બાણો ફેંકી, ફોકટ શઠ લે ગરીબના શાપ;
ધિક તે ધન સંપત્તિ, આપે જે દુર્મતિ ગતિ પાપ. ૪

તે સબળા જન કરતાં, નિર્બળ નિર્ધન અતી ઘણા સારા;
કામ–ક્રોધ–સ્પર્ધા ને, દંભ દોલથી સદૈવ ડરનારા. ૫

સ્વારથની આ દુનિયા, સગા–સંબંધી સજ્યો સકળ સાથ;
ઇશ્વર પ્રીતે તેથી, સુકૃત કીજે અવશ્ય નિજ હાથ. ૬

આજ કાજ કરવાનું, કાલ ઉપર તે કદી નહિં રાખો;
કાલ ભરોસે ભૂલ્યા, હૃદયે તેના રવાજ અભિલાખો. ૭

શું પરનું પોતાનું એકજ સમજી ન પાપ આચરવું;
કાન પ્રભુજી રીઝે, તેવું સહુનું ભલું ભલું કરવું. ૮

माधवो माधवो वाचि, माधवो माधवो हृदि ।
स्मरन्ति साधवः सर्वे, सर्वकार्य्येषु माधवम् ॥

### ઉદ્ધવ અને ગોપીઓની ભક્તિ.

શ્રી કૃષ્ણચંદ્રની કીર્તિ એટલી પ્રસિદ્ધ છે કે શ્રી કૃષ્ણ કોણ હતા અને એણે કેવાં વિચિત્ર ચરિત્રો કર્યાં, તે વિષે વિવેચનની આવશ્યકતા નથી; પરંતુ ઉદ્ધવના સંબંધમાં જણાવવું જોઇએ કે તેઓ શ્રી કૃષ્ણના પરમ સખા અને ભકત હતા. છતાં મનુષ્ય સ્વભાવ પ્રમાણે જ્યારે એને જ્ઞાનનો ગર્વ ઉત્પન્ન થયો ત્યારે સ્ત્રીજન પણ કેવાં જ્ઞાની, ગુણી અને પ્રેમી હોય છે તેનો અનુભવ કરાવવા, મથુરાથી શ્રી કૃષ્ણે તેમને જ્ઞાનનો બોધ આપવાને બહાને ગોપીઓ પાસે ગોકુળ મોકલ્યા. અંહી ઉદ્ધવે તેમને શ્રી કૃષ્ણનો સહજ સંદેશો કહેતાં તેઓ કહેવા લાગી કે,—

( કવિત્ત )

સિંહપેં ખવાવો ચાહે જલમેં ડુબારો ચાહે,
શૂરીપેં ચઢાવો ઘોરી ગરલ પિયાયબી;
બિચ્છુસેં ડસાવો ચાહે સાંપપેં લિટાવો,
હાથી આગેં ડરવાવો ચેતી ભીતિ ઉપજાયબી;
આગમેં જરાવો ચાહે ભૂમીમેં ગડાવો,—
તીખી અનીપેં ધત્રાવો મોહી દુખ નહિ પાયબી;
બ્રજ જન પ્યારે કાન, કાન યહ બાત કહો,—
તુમસો વિમુખ તાકો મુખ ન દેખાયબી.

ભાવાર્થ:—ગોપીઓ કહે છે કે જોઈયે તો અમને જળમાં ડુબાવી દો, જોઈયે તો અમને શૂળીપર ચઢાવી મારો, જોઇએ તો અમને ઝેર ઘોળી પાઓ, જોઇયે તો અમને વીંછુ કરડાવો, જોઇયે તો અમને સર્પ દંશ કરાવો,

જોઈયે તો અમને હાથીના પગ તળે ચગદાવો, જોઈયે તો અગ્નિમાં બાળી ભસ્મ કરો, જોઈયે તો અમને ભોંયમાં ભંડારો અથવા જોઇયે તો અમને ઝીણી અણી ઘોંચી અસારો જીવ લ્યો,—એ સર્વ સહન કરવાને અમે તૈયાર છીએ. તેનું અમને કશું દુઃખ નથી પણ વ્રજ જનને વ્હાલા જે શ્રીકૃષ્ણ, તેને એટલું કહો કે તમારાથી વિમુખ એટલે વેગળાં રાખવાનું દુઃખ અમને ન દેખાડો.

ગોપીઓની આ ઉજ્વળ ભક્તિ જોઈ ઉદ્ધવ તો છકજ થઇ ગયા, અને બોધ આપવાની વાત બાજુ મુકી પાછા મથુરા આવ્યા. પછી તેમને શ્રીકૃષ્ણે આત્મજ્ઞાનનો બોધ કર્યો. એ બોધ સર્વને મનન કરવા યોગ્ય હોવાથી તેનો ટુંક સારાંશ અત્રે કહેવાની રજા લઇશઃ—

ભક્તિ અને સત્સંગ.

ભક્તિનો મહિમા વર્ણવતાં શ્રીકૃષ્ણ કહે છે કે હે ઉદ્ધવ! મોટી અગ્નિની જ્વાલા જેમ કાષ્ટને બાળી ભસ્મ કરી નાખે છે, તેમ ઇશ્વરની શુદ્ધ ભક્તિ સર્વ પાપોનો નાશ કરે છે. એ શુદ્ધ ભક્તિનું વર્ણન કરતાં શાસ્ત્રકારો કહે છે કે શરીરમાં જ્યાં સુધી રૂવાડાં ઉભાં થાય નહિ, ચિત્ત પીગળી એક રસ થાય નહિ, અને આંખમાંથી આનંદનાં આંસુ ટપકે નહિ, ત્યાં સુધી તે શુદ્ધ ભક્તિ છે એવું કહેવાય નહિ. શુદ્ધ ભક્તિ, અંતઃકરણની શુદ્ધિ કરે છે, વાસ્તે તે પ્રાપ્ત કરવાની જેમને ઈચ્છા હોય તેમણે પ્રથમ સત્સંગ કરવો જોઇએ. લંપટ મનુષ્યોના સંગથી જેટલું બંધન તથા ક્લેશ થાય છે, તેટલું બંધન તથા દુઃખ બીજા કશાથી થતું નથી. વાસ્તે કુસંગ તજી સત્સંગ કરવો. સત્સંગને સૂર્યથી પણ વધારે પ્રતાપી

કહ્યા છે, કેમકે સૂર્ય જ્યારે સારી પેઠે ઉદયને પામે છે ત્યારે બહારની ચક્ષુ ઇંદ્રિયને સતેજ કરે છે; પણ સત્સંગી સજ્જનો તો સગુણ–નિર્ગુણ જ્ઞાનરૂપી ઘણી આંખો આપે છે, તેથી તે આત્મા તથા ઇશ્વરરૂપ છે. સર્વ સંગોને ટાળનારો એવો સત્સંગ, જે પ્રમાણે મનને વશ કરે છે તે પ્રમાણે યોગ, સંન્યાસ, તથા વેદોનું અધ્યયન પણ મનને વશ કરતાં નથી. વળી સુવર્ણ જેમ અગ્નિમાં તપાવવાથી પોતાના સર્વ મેલનો ત્યાગ કરી મૂળ સ્વરૂપને પામે છે, તેમ ચિત્ત પણ ભક્તિના યોગે પોતાની સર્વ વાસનાઓનો ત્યાગ કરી ઇશ્વરરૂપ થાયછે. કહ્યું છે કે,–

(દુહો.)

પશુકી તો પનિયાં ભઇ, નરકા કછૂ ન હોય;
નર ઉત્તમ કરણી કરે, તો નારાયણ સ્હોય.

મતલબ કે મુવા પછી પશુ કહેતાં ઢોરનાં ચામડાની પખાલ બને છે પણ નર એટલે માણસના શરીરનો તો કાંઈ પણ ઉપયોગ થતો નથી. તેમ છતાં મનુષ્ય જો સારાં કામ કરે તો તે ઈશ્વરરૂપ થઈ શકે. તેટલામાટે જ ભક્તરાજ પ્રહ્લાદે દૈત્યપુત્રોને ઉપદેશતાં કહ્યું છે કે,—

कौमार आचरेत प्राज्ञो धर्मान् भागवतानिह ।

ભાવાર્થ—ડાહ્યા મનુષ્યે બાલવયથીજ ઇશ્વરસંબંધી કર્તવ્યોનો વિચાર કરવો; પરંતુ કેટલાકોનું એવું માનવું છે કે વૃદ્ધ થઇશું ત્યારે નિરાંતે ઈશ્વરભક્તિ કરશું. આ માન્યતા કેટલી ભૂલ ભરેલી છે? કેમકે વૃદ્ધાવસ્થા સુધી આ શરીર રહેશે, એ કાંઈ નક્કી નથી. એવું જાણતાં છતાં મનુષ્યો આવરદાના ખોટા વિશ્વાસે પોતાનું ખરૂં કર્તવ્ય કરી લેતાં

નથી. કદાચ ધારિયે કે વૃદ્ધાવસ્થા સુધી શરીર રહ્યું, તોપણ તે વખતે તન મન એટલાં શિથિલ થઈ જાય છે કે તેથી કોઈ કામમાં ઉત્સાહ આવતો નથી. માટેજ શ્રીકૃષ્ણ ઉદ્ધવને પુછે છે કે–

### ચાર વર્ણ અને તેના ગુણ–ધર્મ.

મરણધર્મવાળાં મનુષ્યો, વિષય માત્ર દુઃખને આપનારાજ છે એવું જાણે છે, છતાં પશુની પેઠે તેમાં લોભાઇ રહે છે તેનું કારણ શું? ભગવાન્ શ્રીકૃષ્ણ તેનું સમાધાન કરતાં કહે છે કે જેને વિવેક નથી એવા મનુષ્યોમાં "હું" એવી અભિમાનરૂપી મિથ્યા બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેને રજોગુણને લીધે "હું આ ભોગ ભોગવીશ" એવા સંકલ્પ-વિકલ્પ થયા કરે છે. પરંતુ જે વિવેકી છે તે તો પોતાના મનને નિયમમાં રાખે છે, અને આળસનો ત્યાગ કરી, સાવધાનપણે ઈશ્વરમાં ચિત્ત ચોંટાડે છે. એવા ભકતોને અથવા માયાથી મનને જે રોકી શકે તેમને યોગી જાણવા.

શમ, દમ, તપ, પવિત્રતા, સંતોષ, ભક્તિ, દયા તથા સત્ય એ બ્રાહ્મણ જાતિનો સ્વભાવ છે; તેજ, બળ, ધૈર્ય, શૌર્ય, સહનશીલતા, ઉદારતા, ઉદ્યમ, સ્થિરતા, ગુણીપ્રત્યે માનદૃષ્ટિ અને ઐશ્વર્ય એ ક્ષત્રિયોનો સ્વભાવ છે; આસ્તિકતા, દાનશીલતા, ગુણીજનની સેવા, નિષ્કપટપણું અને ધનની વૃદ્ધિ છતાં વધારે મેળવવાની ઇચ્છા, એ વૈશ્યોનો સ્વભાવ છે, તથા ગુણી મનુષ્યોની અને ગાયોની નિષ્કપટપણે સેવા કરવાથી જે મળે તેમાં સંતોષ રાખવો, એ શૂદ્રનો ધર્મ છે.

વર્ણાશ્રમ ધર્મનું આવું ઉંચું ગૌરવ બાજુ મૂકી, હાલ આપણે નાતજાતના કેવા સાંકડા અર્થમાં જાતિભેદને વળગી

રહ્યાં છીએ તેનો આપણે હવે વિચાર કરવો જોઇયે. તેમજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સંબંધી જે ગુણો વર્ણવ્યા તે એકમેકમાંથી ગ્રહણ કરી આપણા આચાર, વિચાર અને વ્યવહારમાં સુધારો કરવો જોઇયે. એ સ્થિતિયે પહોંચવાને સંપ તથા નિરભિમાન બુદ્ધિની મુખ્ય જરૂર છે. કેમકે કુસંપ અને અભિમાનનું પ્રબળ હાલ એટલું વધી પડયું છે કે લોકો મર્મ વચન બોલવામાં કેટલું મોટું પાપ કરે છે, તેનો વિચાર પણ કરતાં નથી. આ વિષયમાં શ્રીકૃષ્ણ ઉદ્ધવને બોધે છે કે, દુર્જિનોનાં વચનોથી ભેદાઈ ગયેલાં પોતાનાં અંતઃકરણને શાંત કરવાને સમર્થ એવો કોઈ મહાત્મા આ જગત્માં નથી; કેમકે તીક્ષ્ણ વચનરૂપી બાણોથી જે પીડા થાય છે, તે મર્મસ્થાનોને ભેદી, અંદર પેસી ગયેલાં બાણો કરતાં પણ વધારે ખટકે છે.

મ્હારે ખેદપૂર્વક કહેવું જોઈયે કે આપણે ઘણીવાર મર્મ-વચન અથવા મહેણાંના જે બોલ બોલી કલેશ ઉત્પન્ન કરીએ છીએ, તેપણ આવાજ ત્રાસદાયક છે. માટે જેમ બને તેમ જીભને વશ કરી, સત્ય તથા કોમળ શબ્દો બોલવાની ટેવ પાડવી; કેમકે એ મોટો સદાચાર છે.

### ધનથી થતા અનર્થ.

આ ઠેકાણે કહેવું જોઇયે કે ધન અથવા સંપત્તિ બે પ્રકારની છેઃ—એક દૈવી ને બીજી આસુરી. દૈવી સંપત્તિ જેને પ્રાપ્ત થાય છે, તે દયા–ધર્મનાં તથા પરોપકારનાં કામો કરે છે અને આસુરી સંપત્તિ જેને પ્રાપ્ત થાય છે તેમાંથી (૧) ચોરી, (૨) હિંસા, (૩) મિથ્યા ભાષણ, (૪) દંભ, (૫) કામ, (૬) ક્રોધ, (૭) વિસ્મયતા, (૮) મદ, (૯) ભેદ-

બુદ્ધિ, (૧૦) વૈર, (૧૧) અવિશ્વાસ, (૧૨) સ્પર્ધા, (૧૩) વ્યભિચાર, (૧૪) જુગાર અને (૧૫) મદિરાપાન, એ પંદર અનર્થો ઉત્પન્ન થાય છે. વાસ્તે સન્માર્ગે ઉદ્યમ કરી દૈવી સંપતિની ઈચ્છા કરવી, પણ આસુરી સંપત્તિને તો ઓછાયે પણ જવું નહિ. કેમકે આસુરી સંપત્તિ આવતાંજ અભિમાનને વશ થઈ કુવચન બોલનાર અને ધનમદથી અધર્મ કરનારની કેવી ગતિ થાય છે, તે વિષયમાં કહ્યું છે કે,—

**ધનની ગતિ અને ધનવાનનો પશ્ચાત્તાપ.**

પૂર્વે માળવામાં એક મોટો શ્રીસંત રહેતો હતો. તેણે ખેતી તથા વેપારથી અઢળક ધન મેળવ્યું પણ એટલો તો તે કામી, ક્રોધી અને લોભી હતો કે કોઇનો વચનથી પણ સત્કાર કરતો નહિ, તેમ પોતાના પેટમાં પણ પૂરૂં ખાતો નહોતો. આથી તેનાં અકળાયેલાં કુટુંબીઓ તથા નોકર ચાકરો તેનું હિત ન કરતાં ઈર્ષા કરવા લાગ્યા, અને યક્ષની પેઠે કેવળ ધનનોજ સંગ્રહ કરનાર તથા ધર્મ અને સુખનો લેશ પણ અનુભવ ન લેનાર તે મનુષ્ય ઉપર સર્વનો અત્યંત કોપ ઉતર્યો. કેટલુંક ધન ચોર ચોરી ગયા, કેટલુંક ધન સગા-સંબંધીઓ ખાઇ ગયા, કેટલુંક ધન આગ-પાણીથી નાશ પામ્યું, અને કેટલુંક ધન રાજાએ લૂટી લીધું. ધન નાશ પામતાં ધર્મથી તથા સુખથી તે રહિત થયો અને પછી કુટુંબીઓ તેને તજી જતાં અત્યંત ચિંતામાં પડયો. ગળામાં ખેદનાં આંસુ ભરાઇ આવ્યાં, અને છેવટ વૈરાગ્ય ઉપજતાં મનમાં કહેવા લાગ્યો કે મેં ખરેખર બહુજ ખોટું કર્યું, કારણ કે મ્હારા આત્માને પણ મેં વૃથા દુઃખજ દીધું છે. ધનને માટે મેં ઘણો શ્રમ કર્યો પણ તે ધન ધર્મને માટે

અથવા સુખને માટે ઉપયોગમાં આવ્યું નહિ. શાસ્ત્રકારો કહે છે કે કદર્યે મેળવેલું ધન કદી સુખકારક થઇ શકતું નથી, અર્થાત્ જીવતાં સુધી દેહને તથા મનને સંતાપ પમાડે છે અને મરી ગયા પછી નરકવાસ આપે છે. વળી શ્વેત કોઢ જેમ સુંદર રૂપનો નાશ કરે છે, તેમ થોડો પણ લોભ યશસ્વીઓના શુદ્ધ યશનો અને ગુણી જનોના વખાણવા લાયક ગુણોનો નાશકર્ત્તા થઇ પડે છે. ધન મેળવતાં, મેળવેલા ધનને વધારતાં, રક્ષણ કરતાં, વાપરતાં, તેનો નાશ થતાં તથા તેનો ઉપયોગ કરતાં, મનુષ્યોને પરિશ્રમ, ત્રાસ, ચિંતા તથા ભ્રમ વિના બીજું શું પ્રાપ્ત થાયછે? ભાઇઓ, સ્ત્રીઓ, માબાપ તથા સ્નેહી-સંબંધીઓ જે સંપીને સાથે રહેલાં હોય છે તે સર્વ એક કોડીને માટે તુરત શત્રુ થઇ ઉભે છે. સગાઓ થોડા ધનને માટે એક બીજાની સ્પર્ધા કરવા માંડેછે, અત્યંત ક્રોધમાં આવી જાયછે, એકમેકના સ્નેહને તુરત છોડી દે છે, એટલુંજ નહિ પણ વખતે અને તે વળી એકમેકનો નાશ કરેછે!! માટે સ્વર્ગના તથા મોક્ષના દ્વારરૂપ આલોકને પામીને સુજ્ઞ મનુષ્યે અનર્થના ધામરૂપ આસુરી ધનની આસક્તિ કરવી ઉચિત નથી. જે મનુષ્ય દેવ, ઋષિ, પિતૃ, પ્રાણી તથા જ્ઞાતિ ઈત્યાદિને (ધનના ભાગીને) અન્નાદિક આપી સંતોષતો નથી, પરંતુ કેવળ સંઘરીજ રાખે છે, તે અંતે નરકે જાય છે. ધનની તૃષ્ણાથી હું પ્રમત્ત થઇ પડયો હતો. તે મારૂં ધન, અવસ્થા તથા બળ (જેથી કુશળ પુરુષો સંસારથી તરી જાય છે) તે સર્વ નાશ પામ્યાં. હવે શરીરે વૃદ્ધ થયેલો એવો હું શું કરૂં? ધનની ઇચ્છા કરવી એ નિષ્ફળ છે, છતાં વિવેકી મનુષ્યો પણ શામાટે તેની વ્યર્થ તૃષ્ણાથી

દુઃખી થતાં હશે તે સમજાતું નથી. આ પ્રમાણે બોલતો તે માળવાનો મહા શ્રીમંત મનુષ્ય જે અત્યંત દરિદ્રી થઈ પડયો હતો, તે અહંતા-મમતા છોડી સંન્યાસી થઇ ગયો. લોકો તેની નિંદા કરતાં ન ધરાયાં ત્યારે તેને માર મારવા લાગ્યાં; પરંતુ તે સહન કરી ઇશ્વરના ગુણ ગાતો કહેવા લાગ્યો કે,–

**મનનેજ જીતવું-તેના ચાર પ્રકાર.**

સુખ દુઃખનું કારણ એક મનજ છે. તે મન આ સંસારરૂપી ચક્ર ચલાવ્યા કરે છે અને પોતાના મહાન બળવડે ગુણોની વૃત્તિયોને ઉત્પન્ન કરતું છતાં ક્રિયા-સંગથી રહિત અને જીવનો નિયંતા થઈ કેવળ અખંડ જ્ઞાનવડે સર્વને જોયા કરે છે. એ મનને જીતવું તેનુંજ નામ સમાધિ છે ને વ્રત, નિયમ તથા બીજાં સર્વ ઉત્તમ કર્મ કરવાનો હેતુપણ મનોનિગ્રહ અથવા મનને વશ કરવું એજ છે. મન બળવાન્ કરતાં બળવાન્ અને ભયંકર કરતાં પણ ઘણું ભયંકર છે. મનને તાબે થયેલાં મનુષ્યો, અત્યંત કલેશ કરી દુઃખી થાય છે ને જે તેને જીતી શકે છે તેના સુખની તો સીમા નથી; કેમકે લોકો, દેવતાઓ, આત્મા, ગ્રહ, કર્મ કે કાળ, કોઈ સુખ-દુઃખ દેતાં નથી પણ એક મનજ સર્વ સુખ-દુઃખનું કારણ છે. ભકતો તથા મુમુક્ષુઓ, તેટલામાટે આહાર, વિહાર, નિદ્રા તથા કાયાને અલ્પ કરે છે ને એકાંતવાસ સેવે છે. માટે હે ઉદ્ધવ! મનનો નિગ્રહ કરો. મન મારવાની શક્તિ મેળવવાને તેટલામાટે મુખ્યત્વે શું સાધન કરવાં, તે આપણે જાણવું જોઇયે. ગીતાજીમાં પણ કહ્યું છે કે,–

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवदृढम्।

મન મહા ચંચળ છે ને તે અંતરાત્માને ઘણું જર્જર

કરી નાખે તેવું છે. માટે—

असंशयं महाबाहो, मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय, वैराग्येण च गृह्यते ॥

અર્થઃ–હે મહાબાહો ! ખરેખર મન ચંચળ છે. તેને વશ કરવું એ ઘણુંજ કઠણ છે, પરંતુ અભ્યાસથી અને વૈરાગ્યથી તેને વશ કરી શકાય છે

મનને વશ કરવાનો પહેલો ઉપાય એ કે, ધર્મશાસ્ત્રના અભ્યાસમાં તેને રોકી દેવું; બીજો ઉપાય એ કે તે અભ્યાસવડે વૈરાગ્યવૃત્તિ જાગૃત કરવી; મતલબ કે જેના પ્રત્યે આપણો અત્યંત પ્રેમ હોય તેવાં સુખો અથવા સુખદાયક ( પ્રેમી ) મનુષ્યોના વિયોગે મન ઉદાસ થઇ વિષય–સુખ ઉપરથી ઉપરામ પામીને પરમાર્થ તરફ વળે છે. તેવી વૈરાગ્ય વૃત્તિ મનને વશ કરે છે ને ચંચળતા દૂર થાય છે. મનને વશ કરવાનો ત્રીજો ઉપાય એ કે સર્વશક્તિમાન ઇશ્વરનો અગાધ મહિમા, જે આખા વિશ્વમાં વ્યાપી રહ્યો છે તે તરફ દૃષ્ટિ કરવીઃ–આકાશમાં સૂર્ય, ચંદ્ર તથા તારાઓ, પૃથ્વીપર મહાન સમુદ્રો, ધોધબંધ વહેતી નદીઓ, મોટા મોટા પર્વતો, વનસ્પતિઓ, પશુઓ, પક્ષીઓ,–ઈત્યાદિનું ધ્યાનપૂર્વક અવલોકન કરવાથી હૃદયમાં અપાર આનંદ ઉત્પન્ન થઈ, ઈશ્વરનું અદ્દભુત સામર્થ્ય, વિલક્ષણ યોજના અને મૂર્તિમાન સૌંદર્ય નજરે તરે છે. તેજ ક્ષણે ઈશ્વરચરણમાં પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે, તેના પ્રત્યેનો શુદ્ધ પ્રેમ ઉભરાવા માંડે છે અને ચોતરફ એ સર્વવ્યાપકમાં અંતરાત્મા એકરસ થઇને આ સર્વ સંસાર અસાર–તુચ્છ તથા નિરસ ભાસે છે. મનને કબજે કરવાનો ચોથો ઉપાય એ કે, જે આપણું બૂરૂં ચાહતું

હોય અથવા બૂરૂં કરતું હોય તેને વિષે પણ સૌજન્યતા તથા ક્ષમા રાખી, કપટભાવ છોડી દેવો; એટલુંજ નહિ પણ કેવળ નીતિ તથા સત્યનેજ વળગી રહેવું. આ પ્રમાણે સુદૃઢ થવાથી જીવ શાંતિમાં રહેછે અને આલોકનાં સુખની ખોટી લલૂતા દૂર થઈ, મન સ્થિરતાને ધારણ કરેછે. એથી કામ-ક્રોધાદિક ષડ્રિપુઓનું પ્રબળ વધતું નથી. માટે મન વશ કરવા ઉપલા ઉપાયો કર્યા કરવા.

શ્રીકૃષ્ણ ભગવાનનાં આ અમૃત વચનોમાં અનેક ઉપદેશ સમાયલા છે, માટે સત્સંગ-સાધનવડે ભોગ-વિલાસની લલૂતા ઓછી કરવી; ઇશ્વરભક્તિમાં દૃઢતા રાખવી; ચારે વર્ણે ઉત્તમ ગુણો ગ્રહણ કરવા; પોતાથી કોઇને પણ બને તેટલું સુખ આપવું, પરંતુ દુઃખ દેનારા થવું નહિ. ધન-ધાન્યાદિ સંપત્તિ મળે તો તેથી અથવા તન-મનથી પણ નિરંતર પરોપકાર કરવો અને સર્વ સાથે સરળતા તથા સુજનતા રાખી, મનોબળ વધારી સત્યસુખ પ્રાપ્ત કરવું.*



* રાજકોટ શ્રીસ્વામિનારાયણના નવા મંદિરમાં આ વ્યાખ્યાન આપ્યું હતું, જન્માષ્ટમી, વિ. સં. ૧૯૬૮.



# ગુરુમહિમા અને સ્ત્રીશિક્ષક.

(દોહો.)

"ગુરુ ગોવિંદ દોનું ખડે, કિસકું લાગું પાય;
બલિહારી ગુરુ દેવકી, (જિન) ગોવિંદ દિયો બતાય."

બહેનો ! આ ગુરુમહિમા, ઈશ્વર જ્ઞાન આપનાર સાધુ મહાત્માઓને જ લાગુ પડેછે, એમ સમજશો નહિ. દુનિયાના ખારા ખરાબાવાળા જે હાનીકર્તા માર્ગમાંથી બચાવી અભય આપનાર, અન્ન આપનાર અને વિદ્યા ભણાવનાર એ સર્વ ગુરુ કહેવાય છે. ગમે તેવા સારા માઠા પ્રસંગમાંથી ગુણ શોધી જ્ઞાન પ્રાપ્ત કરવું, એટલુંજ નહિ પણ ઘણી ઘણી અડચણ કરનારને પણ ગુરુ ગણી તેમાંથી બોધ લેવો એ ગુણગ્રાહીનું લક્ષણ છે.

### ગુરુદત્તના ચોવીશ ગુરુ.

તત્વજ્ઞાની ગુરુ **દત્ત** એવા જ પોતાના ગુણશીલ સ્વભાવથી પૃથ્વી, પવન, આકાશ, પાણી, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, કબૂતર, અજગર, સમુદ્ર, પતંગ, મધમાખ, હાથી, ભમરી, હરણ, માછલી, પિંગળા વેશ્યા, સમડી, અજ્ઞાન બાળક, કુંવારી કન્યા, તીર બનાવનાર, સાપ, કરોળિયો, તથા ભિંગારી એ ચોવીશને ગુરુ મની તેમાંથી બોધ લીધો હતો. તે પ્રમાણે આપણે, ૧. પૃથ્વી પાસેથી નિંદા-સ્તુતિની નિસ્પૃહતા અને પહાડો પાસેથી દૃઢતા શીખવી. તથા તે પરનાં વૃક્ષો જેમ ફળ મૂળ આદિ બીજાને આપે

છે, તેમ આપણે પરોપકારી થવું. ૨. **પવન** પાસેથી સ્વાદાસ્વાદની સ્તુતિ–નિંદાનો ત્યાગ. ૩. **આકાશ**–એમાં; સૂર્ય છે ને તેનો પ્રકાશ ચોફેર ફેલાઇ રહ્યો છે. તે પ્રકાશ, સ્થાનનો નાશ થવાથી પાછો સૂર્યમાં મળે છે ને કોઇનાપર પડવાથી જેમ તેનું તેજ ઘટતું નથી તેમ ઈશ્વરની શક્તિ આકાશ પ્રમાણે સર્વમાં છે ને જીવના મરવાથી તે શક્તિની હાની ન થતાં પોતાના તેજથી સદાય પ્રકાશે છે, એ જ્ઞાન આકાશને જોઈ મેળવવું. ૪ **પાણી** જેમ નિર્મળ હોઇ જગતની મલિનતાને ટાળે છે, તેમ જ્ઞાનીએ શુદ્ધ ચિત્તે બોધ કરી બીજાઓને સુધારવા. ૫ **અગ્નિ**ની પેઠે જે મળે તેમાં આનંદ માની, દાતાને દોષમુક્ત કરવો. ૬ **ચંદ્ર**–તેની કળા જેમ વધે ઘટે છે, છતાં પોતાના સ્વરૂપે રહે છે, તેમ પરમાત્માનો પ્રકાશ અનેક જન્મમાં છતાં પોતે અલગ અને પોતાની મેળે પ્રકાશે છે, એ જાણવું. ૭ **સૂર્ય** જેમ જળને સોશી પાછું વૃષ્ટિ થઈ આપી દે છે, તે પ્રમાણે "મળેલી સંપત્તિ ખર્ચાઈ જશે તો હું નિર્ધન થઇ જઈશ" એવો લોભ ન રાખતાં તેનું દાન કરવું. વળી સૂર્યબિંબ જળમાં પડવાથી જેમ ઘણા સૂર્ય દેખાય છે; પરંતુ સૂર્ય તો એકજ છે, તેમ પરમાત્મા ઈશ્વરનો પ્રકાશ સર્વમાં છતાં તે પોતે એકજ છે, એવું જ્ઞાન સૂર્યથી મેળવવું. ૮ **કબુતર**ની પેઠે માયાના બંધનથી મુક્ત રહેવું. ૯. **અજગર**ની પેઠે જ્ઞાની મનુષ્યે મળેલી સ્થિતિમાં સંતોષ માની શાંત અને સુખરૂપ રહેવું. ૧૦. **સમુદ્ર**ના જેવી ગંભીરતા રાખવી અને હાનીલાભનો હરખ-શોક ન કરવો. ૧૧. **પતંગ**ની પેઠે સ્ત્રી–પુત્રાદિકના મોહમાં ફસાઇ ન પડાય તે માટે સાવચેત રહેવું. ૧૨.

**મધમાખીએ** સંઘરી રાખેલું મધ જેમ બીજાને હાથ જાયછે, તેમ લોભીઆનું ધન બીજા ભોગવે છે, માટે લોભવૃત્તિ ન રાખવી, એ ગુણ મધમાખી પાસેથી લીધો. **૧૩. હાથી** જેમ બનાવટી હાથિણીના મોહમાં ભૂલાવો ખાઇ બંધાઇ જાય છે તેમ જ્ઞાનીએ મોહપાશથી બંધન ન થાય તે માટે સાવધ રહેવું. **૧૪. મધુમાખ** લોભી થઈ મધ એકઠું કરે છે, અને મધુઆ તે લઇ જાય છે; એ જોઇ કોઇપણ વસ્તુનો ઘણો સંગ્રહ ન કરતાં ઉદાર દીલે ખર્ચવું. **૧૫ હરણ** જેમ મધુર રાગ સાંભળી બંધનમાં પકડાઈ જાય છે, તેમ જ્ઞાની મનુષ્યોએ બનાવટી મીઠા બોલમાં ફસાઈ ન પડવું. **૧૬ માછલી**–એ ખાવાની લાલચે જાળમાં બંધાઈ જીવ ખોય છે, માટે જીભને વશ ન થવું **૧૭. વેશ્યા પિંગલા**–પોતાનો હલકો ધંધો મૂકી પ્રભુનું સ્મરણ કરી જેમ મુક્તિ પામી, તેમ આપણે જ્ઞાની થઈ સુધરવા પ્રયાસ કરવો. **૧૮ સમળા** ખાવાનું લઈ ઊડતી હતી, તેને બીજી સમળાઓ મારવા આવતાં તેણે ખાવાનું નાખી દીધું, તેમ માયા અથવા જરને જોખમ જાણી તેથી વિરક્ત રહેવું. **૧૯ અજ્ઞાન બાળક** જેમ કોઈપણ જાતના વિકારને વશ ન થતાં સદા આનંદ-રૂપ રહે છે, તેમ જ્ઞાનીએ નિરંતર પ્રસન્ન રહેવું. **૨૦ કુમારિકા** છોકરી જેમ એકલી ઘરમાં ચોખા ખાંડતાં, હાથ-માંના કંકણોનો ખડખડાટ સાંભળી એક પછી એક ફોડતી ગઇ ને છેવટ જ્યારે એકજ રહ્યું ત્યારે ખડખડાટ ન થયો, તે પ્રમાણે જ્ઞાનીએ બનતે યત્ને એકલાં રહી પ્રભુનું સ્મરણ કરવું. **૨૧ તીર બનાવનાર**–એ જ્યારે પોતાના ધ્યાનમાં હતો, ત્યારે પાસેથી રાજાની સ્વારી નીકળતાં તે તરફ પણ

નજર ન કરી, તે પ્રમાણે જ્ઞાનીએ સર્વ ઇંદ્રિયો વશ રાખી, પ્રભુનું ધ્યાન કરવું. **૨૨ સાપ**–એ પોતાને માટે ઘર ન બનાવતાં ઉંદરના દરમાં રહે છે, તેમ જ્ઞાનીએ ઘરબારના લોભમાં ન પડતાં જ્યાં રાત પડે ત્યાં રહેવું. **૨૩ કરોળીઓ**–એ પોતાના મોંમાંથી તાંતણો કાઢી પાછો ખાઈ જાયછે, તે પ્રમાણે જ્ઞાનીએ પરમેશ્વરને ઓળખી, તેનાથી ચોરાશી લાખ યોનિ ઉત્પન્ન થઈ, અંતે જીવાત્મા તેમાંજ સમાઈ જાય છે, એવું સમજી ઘટ ઘટ વ્યાપક પ્રભુનાં ધ્યાનસ્મરણમાં લીન રહેવું. **૨૪ ભ્રમરી**–એ માટીમાં ઘર બાંધીને તેમાં દાખલ થવાનાં કાણાં રહેવા દે છે; પછી ઝીણાં જીવડાં વગેરે લાવી તેને ડંખ મારી, માંય મુકી, કાણાં માટીથી પૂરી દે છે, ને પછી કેટલેક દિવસે પેલા ડંખના સ્મરણથી પેલાં જીવડાં જેમ ભમરીરૂપ થઇ જાયછે, તેમ જ્ઞાનીએ ઈશ્વરમાં ચિત્ત ચોડી ઈશ્વરસ્વરૂપ થઈ જવું.

સંસાર વ્યવહારમાં વારંવાર જ્યારે માઠો અનુભવ થાય છે, ત્યારે દુર્જનને પણ આપણે ગુરુ ગણી, તેથી થયેલાં નુકશાનને "ગુરુ દક્ષિણા" માનીએ છીએ. એવી ગુરુદક્ષિણા વારંવાર દેવી ન પડે ને દુર્જનોની કપટ જાળનો ભોગ થઈ ન પડાય, તે માટે સાવધ રહેવાની તેમજ વૃદ્ધ વડીલોનાં કડવાં વચનો સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવાની ઘણી જરૂર છે. આજ કાલ ગુરુનો કંઇ તોટો નથી; પણ ખરો માર્ગ બતાવનાર સદ્‌ગુરુતો વિરલાજ છે. તેવિષે કહ્યું છે કે.–

**गुरवो बहुवः सन्ति, शिष्यवित्तापहारकाः ।**
**त्वमेकं दुलभं मन्ये, शिष्यहृत्तापहारकम् ॥**

ભાવાર્થ—શિષ્યનું ધન હરનારા ગુરુઓ તો ઘણા હોય છે, પણ શિષ્યના હૃદયમાં થતા તાપને ટાળનાર એવો તો એક ગુરુ પણ ગોત્યો મળતો નથી; વાસ્તે ગુરુ કરતાં બહુ સંભાળ રાખવી ને જેને તેને ઝટ ગુરુ બનાવી અંધશ્રદ્ધાથી દોરાવું નહિ. ખરા ગુરુ કેવા હોય છે તેવિષે કહ્યું છે કે:—

**गुरवो निर्मलाः शान्ताः साधवो मितभाषिणः ।**
**कामक्रोधविनिर्मुक्ताः, सदाचाराजितेंद्रिया ॥**

ભાવાર્થ—તે ગુરુ તો સદા શાંત, નિર્મળ, ભલા, થોડું બોલનાર કામ–ક્રોધથી રહિત અને સદાચારવડે ઇંદ્રિયોને જીતેલી એવા હોય છે.

બહેનો ! આપ સર્વનું જીવન વિદ્યાસાથે શરૂ થઇ, ભવિષ્યમાં પણ વિદ્યાના વ્યવહારમાંજ જોડાયલું જાણી, આપના પ્રત્યે સર્વને પૂજ્ય બુદ્ધિ ઉપજે છે; કેમકે તમે પણ ગુરુસ્વરૂપ છો. માતા માત્ર પોતાની બાળકીનેજ જન્મ આપી તેનું જતન કરે છે, પરંતુ આપ તો જન્મ નહિ આપ્યા છતાં સર્વ બાળકીઓને વિદ્યારૂપી જીવિતદાન દેનાર તથા નાત–જાતના ભેદ વગર ઉચ્ચ માર્ગે ચઢાવનાર મહાન્ માતાજ છો. ભણેલાંની ચાર આંખો કહેવાય છે, કેમકે તે બહારની બે ચર્મચક્ષુઓ ઉપરાંત હૃદયની બે જ્ઞાનચક્ષુઓવડે અગમ-નિગમ જોઇ શકે છે. અને અભણ મનુષ્ય જ્યારે પશુતુલ્ય પોતાનું જીવન પૂરૂં કરે છે. ત્યારે ભણેલ માણસ સંસારના સર્વ વ્યવહારનો હેતુ તથા ઇશ્વરસંબંધી અપૂર્વ જ્ઞાન મેળવી મનુષ્ય જીવિત્વનું સાર્થક્ય કરી શકે છે. આ ઠેકાણે ભણતરનો અર્થ કેવળ વાંચવું, લખવું કે હિસાબો ગણી જવ

એટલોજ નથી, પણ ઉપર કહ્યા પ્રમાણે ઉચ્ચ આચરણ શીખી, ઇશ્વરને ઓળખવા ને તેને પ્રસન્ન રાખવા કેમ વર્તવું, તે સંબંધી જ્ઞાન મેળવવાનો છે. પેટ પડેલી પુત્રીઓને માતા જેમ પાળી પોષી, તેનું સારૂં થવા સદોદિત કાળજી રાખે છે, તે પ્રમાણે નાદાન છોકરીઓને અમૂલ્ય જ્ઞાનદાન દઇ તેને ઉત્તમ ભગિની, સુશીલ ગૃહિણી, અથવા કુશળ માતા શી રીતે બને, તે માટે ખંત રાખી તેને શિક્ષણ આપવાનું મહાન કામ સ્ત્રીશિક્ષકોનાજ હાથમાં છે. એથી જે શ્રમ પડે છે, તેની કિંમત મળતા પગારથી થઈ શકતી નથી, પરંતુ પરમેશ્વર પોતે આપની એ સેવાથી પ્રસન્ન થઈ તેનો બદલો સંપૂર્ણ આપશેજ, એવું ખાતરીથી સમજી, ઉત્સાહથી હાથ ધરેલું કામ કરવાનું છે. આપના ગુણો આખા જગત્‌માં ઘેર ઘેર પ્રસાર પામશે અને આપનાજ દરેક ગુણનું અનુકરણ એક નિર્દોષ નાની બાળકી જેવી કોમળ કળીમાંથી અનેક કુટુંબ-રૂપી વૃક્ષમાં ઘેર ઘેર પ્રસરી રહેશે. એથી શિક્ષકનો દરજ્જો અને જશ જેમ અતિ મોટો છે, તેમ તેની જવાબદારી અને જોખમ કંઇ ઓછાં નથી. આપના સમૂહમાંથી સંખ્યાબંધ બાઇઓ જેમ વારંવાર સ્ત્રીશિક્ષક તરીકે બહાર પડી, પોતાની પદવીપર નવીન લોકોનાજ પ્રસંગમાં જાયછે, તેમ આપનું પણ એક નવી સૃષ્ટિમાંજ જવું થશે. હાલ જે મોટી સંખ્યામાં સર્વે સાથે રહી, એક એક પ્રત્યે માન અને મમતા ધરાવોછો, તેમાં નિરંતર વૃદ્ધિ કરતાં રહેજો. દુનિયાના કુસંપ, કંકાસ, અનીતિ, અને ત્રાસ,આપે ટાળવાના છે. એક શાસ્ત્રકાર અથવા ધર્માચાર્ય કરતાં શિક્ષકનો દરજ્જો ઉતરતો નથી; કિંતુ તેથી પણ

વિશેષ છે; કેમકે શિક્ષક જો મનરૂપી ક્ષેત્ર બરાબર ખેડી તૈયાર કરે નહિ તો તેમાં ધર્મનાં કે જ્ઞાનનાં બીજ ઊગે નહિ; ને ધર્મના જ્ઞાનવિના સઘળું વ્યર્થ જ. કેટલાક અજ્ઞાની લોકો આવા મહાન્ ઉદ્યોગને ઉતરતો ગણે છે, તે તેમની સમજશક્તિનીજ ખામી સમજવી; કેમકે દુનિયાની જે જે પ્રજાઓ ઉંચી સ્થિતિયે પહોંચી છે, તે તેના શિક્ષકોના પરિશ્રમનેજ આભારી છે. યુરોપનાં એક નાનામાં નાનાં ગામડામાં જેટલું તેના પાદરી (ધર્મગુરૂ)નું માન હોય છે, તેટલુંજ તેના માસ્તર તથા શિક્ષકનું પણ માન તથા પ્રતિષ્ઠા છે. આપણા દેશમાં તો છેક વેદના વારાથીજ ગુરુ, આચાર્ય અને શિક્ષકની ઘણી પ્રતિષ્ઠા છતાં, હાલ તેની જે અવજ્ઞા થતી જણાય છે, તેમાં સઘળો દોષ લોકોનો કાઢવા જેવું નથી; કેમકે તે વખતના શિક્ષકો ઉદર નિમિત્ત પગારને ખાતર, અથવા પેટની વેઠ ગણીને ભણાવતા નહોતા; પણ તેમના દિલમાં પોતાનાં સંતાનો જેટલી ઉંડી લાગણી હતી, ભણતર ઉપરાંત તેની આરોગ્યતાની તથા ભાવી જીંદગીની દરેક પ્રકારની તેઓ કાળજી રાખતા હતા અને તેઓ વળી એવુંજ સમજતા કે, “અહા ! પરમેશ્વરે મને બાળકોને ભણાવવા-રૂપી મહાન્ પરોપકાર કરવાની કેવી સરસ તક આપી છે ? હાલ જે ટોળું મ્હારી પાસે બેઠું છે, તે થોડા વરસમાં ઉમ્મરે પહોંચી સંસારમાં પડશે, તે વખતનાં તેમનાં સુખ દુ:ખનો પણ હું જવાબદાર છું, માટે મારે તેની કાળજી કરવીજ જોઇયે.” આજે તો આ ભાવના ગુરુમાં કવચિત્ જોવામાં આવેછે ને કેટલેક સ્થળે તો શીખવવામાં પણ સંકોચિત વૃત્તિ જોઈયે છીએ ત્યારે અત્યંત સંતાપ થાય છે.

એક વિદ્વાન્ કહે છે કે આપણો ભાવી જમાનો સારો નરસો બનાવનાર શિક્ષક છે. મૂર્ખ કે વિદ્વાન્, ધર્મી કે અધર્મી, શૂર કે કાયર, ધનવાન્ કે દરિદ્રી—માણસની સઘળી સ્થિતિને શિક્ષકનું મુખ્ય અવલંબન છે. માટે તે અવલંબન અથવા આધારરૂપ પોતાના ઉદ્યમને દરેક શિક્ષકોએ પૂર્ણ પવિત્ર તથા સર્વોપરી ગણી, દૃઢતાથી તેમાંજ નિમગ્ન રહેવું; અને પરમાર્થી મનુષ્યો જેમ પોતાનું જીવતર સફળ કરવા નાનાવિધ ઉદ્યોગોમાં એકચિત્તે મચ્યા રહે છે, તે પ્રમાણે આપણે બાળકોને કેળવવામાં, પોતે જાતે મેળવેલી કેળવણીમાં વધારો કરી તેને ખીલવવામાં તથા જેથી જગતનું શ્રેય થાય તેવા પ્રયત્નો કરવામાં પાછળ રહેવું યોગ્ય નથી. અજ્ઞાનીને અને ગરીબને માટે જેમ કાળજી કરવાની છે, તેમજ દુઃખી અને દુર્ગુણીના ઉપર પણ દયા કરી, જે ઇશ્વરપદની ઓળખ કરાવે છે, તેને ગોવિંદ (ઇશ્વર) કરતાં ગુરુપદની બલિહારીનું ઉપલું કથન લાગુ પડે છે.*



* રાજકોટ ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં આ વ્યાખ્યાન આપ્યું હતું, તા૦ ૨૪-૧૧-૧૦ ગુરુવાર.



# સતી અને પાર્વતી.

(દુહો.)

ઉમા-અંબિકા-ઈશ્વરી, ગૌરી-ગિરિજા-સાર;
ભવા-ભવાની-મંગલા, અજા-શુચી અવતાર.



સતીપાર્વતીની કથા, પ્રત્યેક સ્ત્રીમંડળને ઘણી પ્રિય છે; કેમકે તેમાં સ્ત્રીધર્મનો બોધ વિશેષ છે. આવાં આખ્યાનો જનસમૂહમાં જાણીતાં છતાં વારંવાર તે મોટા આદરથી ગવાય છે, કેમકે તેમાં સમાયલો ઉપદેશ ઘણી અસર કરે છે ને તે પ્રમાણે વર્ત્તતાં, ત્વરાથી થોડો પણ લાભ થયા વિના રહેતો નથી.

આજે મહા શિવરાત્રિનું પર્વ હોવાથી ઘણાંઓ વ્રત રાખી ધ્યાન, સ્તવન, પૂજન, દર્શન આદિ કરે છે, તેથી સતી પાર્વતીના ગુણોનું વિવેચન સાંભળવાની સર્વને રૂચિ ઉપજશે, એવી આશા છે.

આપણા શાસ્ત્રકર્ત્તાઓએ આખા વર્ષમાં જપ, તપ તથા વ્રત કરવાની મુખ્ય ત્રણ રાત્રિઓ મુકરર કરી છે, જેને મોહરાત્રી, કાળરાત્રી તથા મહારાત્રી કહેવામાં આવે છે:— આશો શુદિ ચોદશ તે મોહરાત્રી, જેનું બીજું નામ શરદ પુનેમ છે; આશો વદિ ચોદશ, તે "કાળરાત્રી" જેને કાળી ચૌદશ કહેવામાં આવે છે, અને ત્રીજી "મહારાત્રી" એટલે માઘ વદિ ચૌદશ જેને મહા શિવરાત્રી એવું નામ આપ્યું છે.

દરેક માસની વદિ ચોદશે શિવરાત્રી આવે છે પણ તે સર્વમાં આજની શિવરાત્રી મોટી છે.

શિવજીનાં શંભુ, શંકર, ત્ર્યંબક, ત્રિપુરારી, કામરિપુ, રૂદ્ર ઇત્યાદિ સહસ્ર (હજાર) નામ છે, તે પ્રમાણે પાર્વતીનાં પણ ગૌરી, અંબા, ઉમા, ભગવતી, મહામાયા, વગેરે ઘણાં નામો છે. પાર્વતીનું પ્રથમ જન્મનું નામ "સતી" હતું ને બીજા જન્મનું નામ "પાર્વતી" હતું. પહેલો જન્મ દક્ષપ્રજાપતિની પત્ની શ્રીદેવિની કૂખે થયો હતો ને શિવજીવેરે પરણ્યાં હતાં; બીજો જન્મ હિમાલયની સ્ત્રી મેનાના ઉદરથી થયો હતો ને તે અવતારમાં પણ શિવનુંજ પાણિગ્રહણ કર્યું હતું.

બાળપણે રાજા પાસે તેમણે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો, અને તે સાથે ન્યાય, વિજ્ઞાન, યોગ જેવા કઠિણ ગ્રંથો ઉપરાંત નૃત્ય-સંગીતનું જ્ઞાન મેળવ્યું હતું. તે જ્યારે યોગ્ય વયનાં થયાં ત્યારે પાઠશાળામાં કન્યાઓને ભણાવતાં અને ભાષણો આપી સ્ત્રીઓમાં ઉંચા ગુણોની જેથી છાપ પડે એવો પ્રયાસ કરતાં હતાં. લગ્નને યોગ્ય જ્યારે તેમની ઉમ્મર થઇ ત્યારે બાર વર્ષ તપ કર્યું, છતાં તે તપનું ફળ ન મળ્યું ત્યારે ચિતામાં પડી તેમાં પોતાની કોમળ કાયા હોમી દેવા તત્પર થયાં; તેટલામાં શિવ પ્રત્યક્ષ આવી મળ્યા અને વિધિવત્ લગ્ન કરી, કૈલાસને વિષે સાસરે ગયાં. પોતાના સદ્‌ગુણથી, સદાશિવપત્નિ સહુને ઘણાં પ્રિય થયાં અને પ્રેમપૂર્વક દિવસ નિર્ગમન કરવા લાગ્યાં; કેમકે પતિની ઇચ્છા એજ સતીનું આચરણ હતું અને સતીની ઇચ્છા એજ પતિનું કર્તવ્ય હતું. પરસ્પર પ્રેમ એટલો જામ્યો કે

શરીર જુજવાં છતાં "શિવ-પાર્વતી"–"ઉમા-મહેશ્વર" વગેરે તેમના નામો જેમ શબ્દોથી જોડાયેલાં છે, તેમ તેમનાં અંતઃકરણ પણ એકરસ થઇ ગયાં હતાં. તેમ છતાં સુજ્ઞ માણસ પણ વખતે કુસંગ અથવા અજ્ઞાનને વશ થઇ ભૂલનો ભોગ થઇ પડે છે, અને જે ભાવિ (બનવાનું) મોટા દેવતાઓ અને દેવાંગનાઓના ભાગ્યમાં સર્જિત હોય છે, તે પ્રમાણે સતી (પાર્વતી)ના સંબંધમાં પણ બન્યું! સીતા સરખાં સતીને જેમ માયાવી મૃગચર્મની સોનેરી કાંચળી પહેરવા ઇચ્છા થતાં દીયરને તેની પાછળ દોડવા આગ્રહ કર્યો હતો, તેમ આ સતીને પણ વનવાસમાં સીતાથી વિખુટા પડેલા રામને છળવાની ઇચ્છા થતાં, જે માર્ગે થઇને રામ આવતા હતા તે માર્ગે પોતે સીતાનું રૂપ ધારણ કરી ચાલ્યાં! રામ તે પ્રપંચ તુર્ત સમજી ગયા, તેથી હાથ જોડી પુછ્યું કે, "તમે એકલાં વનમાં શામાટે ફરો છો?" આ ગૂઢ વચન સાંભળી સતી સંકોચાયાં અને પતિ પૂછશે તો શો ઉત્તર આપીશ, એવી ચિંતામાં પડયાં. પછી ત્યાંથી શિવપાસે જતાં તેમણે પૂછ્યું: "તમે કેવી રીતે રામની પરીક્ષા લીધી?" ત્યારે બીકથી ખરેખરી હકીકત કહી નહિ. શિવના હૃદયમાં આથી ઘણો ખેદ ઉપજ્યો, તથાપિ મોટું મન રાખી સતીને તેની ભૂલ ન જણાવતાં, એક પણ કડવું વચન કહ્યા વગર, જેથી તેને સુખ ઉપજે એવીજ વાતો કરવા માંડી; પરંતુ જેણે વાંક કર્યો હોય તેનું મન પોતાની મેળેજ માંહેને માંહે ધુંધવાય છે, તેમ સતીના ચિત્તમાં ઘણોજ પરિતાપ થવા લાગ્યો, અને પોતે રામનું અપમાન કરી, સ્વામીના વચનને મિથ્યા ગણ્યું તેથી "તેઓ મ્હારાપર ગુસ્સે થયા છે,"

એવા વિચાર આવવા લાગ્યા. પછી પરમેશ્વરની પ્રાર્થના કરી માગવા લાગ્યાં કે "મેં જો મનથી, ક્રિયાથી અથવા વચનથી શ્રીસદાશિવમાંજ પ્રેમ રાખ્યો હોય અને એજ સાચું વ્રત પાળ્યું હોય તો હે અંતર્યામી પ્રભુ! તમે એવું કરો કે જેથી વિનાકષ્ટે મારૂં મૃત્યુ થાય!" એ પ્રમાણે મનમાં બોલતાં બોલતાં પતિને પગે પડી પાસે બેઠાં.

આ સમયમાં જ તેના પિતા દક્ષપ્રજાપતિએ એક મ્હોટા યજ્ઞનો આરંભ કર્યો હતો અને ત્યાં જવા માટે મોટા મોટા સિદ્ધ, ગાંધર્વ, તથા બ્રહ્માદિ દેવો વિમાનમાં સજ્જ થયા હતા. આ જોઈ તેના મનમાં એવો વિચાર આવ્યો કે "પતિની હાલ મારાપર જોઇયે તેવી પ્રીતિ નથી તો થોડા દિવસ યજ્ઞ-પ્રસંગને બહાને પિતાને ત્યાં જઈ આવું." પછી રજા માગી, ત્યારે સદાશિવે કહ્યું કે, "તમે ઉત્સવમાં જાઓ તેથી હું ખુશી છું, પણ તમારા પિતાએ જે પ્રમાણે પોતાની બીજી દીકરી-ઓને તેડાવી છે તે પ્રમાણે તમને તેમજ મને દ્વેષ રાખી આમંત્રણ કર્યું નથી; વાસ્તે મને લાગે છે કે તેણે આપણું અપમાન કર્યું છે; માટે ન જવું. તેમ છતાં જો તમે ત્યાં જશો તો સ્નેહશીલ જળવાશે નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કે મિત્ર, માલેક, પિતા અને ગુરુ એ ચારને ઘેર આમંત્રણ વિના પણ જવું જોઇએ, પરંતુ તેઓ જો વેર બુદ્ધિ રાખતા હોય તો તેને ત્યાં જવાથી અશુભજ થાય." એવું ઘણું ઘણું સમજાવ્યું પણ તે સતીના ધ્યાનમાં ઉતર્યું નહિ અને પિતાને ઘેર ગયાં.

હવે દક્ષપ્રજાપતિને ઘેર જોઇયે. તો ત્યાં યજ્ઞની મોટી ધામધુમ થઇ રહી હતી, પણ તેના ત્રાસને લીધે સતીને

કોઇએ માન આપ્યું નહિ અને બોલાવ્યાં પણ નહિ. માત્ર માતા શ્રીદેવીએ તેની ખબર અંતર પૂછી. બીજું શું થયું કે યજ્ઞમાં ન મળે શિવનું સ્થાન કે ન મળે ભાગ ! આથી સતીને ઘણું ખોટું લાગ્યું. માએ તેનું ઘણુંએ સમાધાન કરવા માંડયું, પણ તેતો પતિદ્રોહી પિતાને ઘેર જન્મ થવા માટે પશ્ચાત્તાપ કરતાં યોગાગ્નિથી દેહ તજી એટલુંજ બોલ્યાં કે "મને જન્મોજન્મ શ્રીસદાશિવના ચરણમાંજ પ્રેમ હજો."

આપણામાં સાધારણ રીતે આ વાત જાણીતી છે કે અંતકાળે જેવી જેની મતિ હોય છે, તેવીજ તેની ગતિ થાય છે. એ પ્રમાણે સતીના સંબંધમાં બન્યું. આગળ કહ્યા પ્રમાણે શિવજીના મનમાં લાગણી ઓછી નહોતી, તેથી તેઓ પણ દેવીએ દેહ છોડયાનું સાંભળી શોકાકુલ થયા અને એ શોકની શાંતિમાટે પોતે બાર વર્ષ તપ કર્યું. ત્યારપછી સતીનો જન્મ હિમાલયને ઘેર થયો ને "પાર્વતી" નામ પડયું ને ત્યાં તેનાં પગલાંથી સુખ-સંપત્તિ અને લીલા-લહેર થઈ રહી. નારદે તેનું ભવિષ્ય વર્તિ જણાવ્યું કે "આ કન્યા સર્વ શુભગુણોથી સંપન્ન થશે, પતિને પ્રિય રહેશે, માત-પિતાની કીર્તિમાં વૃદ્ધિ કરશે અને જગતને પૂજનીય થશે; પરંતુ તેનું લગ્ન તો એક યોગી તથા અમંગળ વેષ-વાળા નગ્નપતિ સાથેજ થશે !"

નારદનાં વચન સાંભળી પાર્વતી મનમાં રાજી થયાં, પણ લજ્જાને લીધે તે વાત માત-પિતાને જણાવી નહિ, પરંતુ તેઓને તો શિવની વિચિત્રતા જાણી ઘણો ખેદ થયો. નારદ તેના મનનું સાંત્વન કરતા કહેવા લાગ્યા કે "સદાશિવ

ગમે તેવા પણ ભક્તોની ભીડ ભાંગનારા, ભક્તિની ભૂલને ટાળનારા, કૃપાના સમુદ્ર અને ઇચ્છિત વરદાન આપે તેવા છે, માટે પાર્વતી જો તેની ભક્તિ કરશે તો ભવિષ્યમાં તેનું શ્રેયજ થશે એ નક્કી માનજો". હિમાચળના મનનું તેથી સમાધાન થયું, પણ મેનાનું મન માન્યું નહિ, તેથી વારંવાર ચિંતાતુર થઈ એક પછી એક તર્ક વિતર્ક કરતાં નારદના ગયા પછી પતિને કહેવા લાગ્યાં કે "મુનિના વચનમાં મને કાંઇ સમજણ પડતી નથી; ઘર, વર અને કુળ કન્યાને માટે જોઇયે તેવાં ન મળે તો કુંવારી રહે એજ સારૂં; પણ ઉતાવળે નારદનું માનશું તો નાહક લોકોમાં આપણી નિંદા થશે."

હિમાલયે તેના મનનું સમાધાન કરતાં કહ્યું કે, "તમે સઘળો શોક છોડી દ્યો; ભાવિ મિથ્યા થવાનું નથી માટે ભગવાનનું સ્મરણ કરો; જેણે પાર્વતીને બનાવી છે તેજ તેનું કલ્યાણ કરશે. તમને પુત્રીપર પ્રેમ છે માટે તેને સમજાવો કે શિવવર પ્રાપ્ત થાય એવુંજ એ તપ કરે." પછી ઘણીવારે જ્યારે મેનાના મનની ખાતરી થઇ કે મહાશિવ સર્વ કલંકથી રહિત, સદ્‌ગુણના ભંડાર અને માન્ય તે કરવા સમર્થ છે, ત્યારે સર્વ શંકાઓ છોડી પાર્વતી પાસે ગયાં. મનમાં હર્ષ પામેલી મેનાના નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં. પુત્રીને તેણે સ્નેહ સહિત ખોળામાં બેસારી પણ કંઠ ગદ્‌ગદ્ થઇ જવાથી કહેવાનું કશું કહી શકી નહિ. વિદ્વાનો કહે છે કે વિધાતાએ માતાનું મન પાંચ અમૃતમાંથી ઉત્પન્ન કર્યું છે ને આખા જગતમાં માના હેત કરતાં સર્વનું હેત ઉતરતું છે. તેનો પાર્વતીને આ વખતે સાક્ષાત્કાર થયો. પછી તેણે

સેનાને તપના પ્રતાપે ઇચ્છિત સર્વ સિદ્ધ થશે, એવું સમજાવી નચિંત રહેવા બોધ કર્યો.

આ સમયેજ પાર્વતીના પ્રેમની પરિક્ષા કરવા તથા તેના પિતા હિમાલયના સંશયો ટાળવા સદાશિવે ઋષિઓને તેમની કને મોકલ્યા. ઋષિયોએ તેમને નારદના કહ્યા પ્રમાણે વર્તનાર ચિત્રકેતુ, પ્રહ્લાદ તથા હિરણ્યકશિપુને થયેલી હાનીના અનેક દાખલા આપી, તેના વિશ્વાસે નહિ રહેવા સલાહ આપી; એટલુંજ નહિ પણ "શિવ વિચિત્ર વેશને ધરનારા, ગમે ત્યાં ભમનારા અને ઘરબાર વગરના તેમજ ભિક્ષુક હોવાથી તમને કાંઇપણ ગૃહસ્થાશ્રમનું સુખ નહિ મળે," એવી ઘણી વાતો સમજાવી. ઉપરાંત એટલું પણ કહી દીધું કે "હજી અમારૂં કહ્યું માનો તો તમારે વાસ્તે વૈકુંઠવાસી લક્ષ્મીના પતિ શ્રીવિષ્ણુ અત્યંત રૂપાળા, પવિત્ર અને સુખદાયી એવા તૈયાર છે."

પાર્વતી તેના ઉત્તરમાં હસીને બોલ્યાં,—"ભલે મારૂં ઘર વસે કે ઉજડ વળે; પરંતુ લીધેલું પણ હું કદી મૂકનાર નથી. સદાશિવ ભલે અવગુણના ભંડાર હોય અને વિષ્ણુ ભલે સદ્‌ગુણના સાગર હોય, પરંતુ મને તો સદાશિવ ઉપરજ પ્રેમ છે; સદાશિવને વાસ્તે હું જન્મ હારી ચૂકી છું, માટે હવે દોષનો વિચાર કોણ કરે ? જેનું મન જેનાપર રાચે તેને તેનાથીજ કામ હોય છે. જો તમને સગપણ કરી દેવાનોજ આગ્રહ હોય તો જગતમાં વર-કન્યાઓની ખોટ નથી, માટે તેઓનાં લગ્નની વ્યવસ્થા કરો. મારો તો શંકરને વરવાનોજ આગ્રહ છે, વાસ્તે વરીશ તો શંકરનેજ અથવા કુંવારી રહીશ."

સાતે ઋષિઓ પાર્વતીનાં વચન સાંભળી તેની દૃઢતાનાં વખાણ કરતા ત્યાંથી ચાલી નીકળ્યા; બાદ વેદોક્ત વિધિ પ્રમાણે શિવ-પાર્વતીનો વિવાહ થયો. તે દંપતી પરણીને સંસારસુખમાં લેપાઇ ન જતાં જનકલ્યાણનાં કામો કરવા લાગ્યાં. શિવ ભોળા સ્વભાવના હોવાથી પાર્વતી પતિને ઘણાં ઉપયોગી થઇ પડયાં. સેવા, ભકિત, તથા ઉદાર સ્વભાવથી તે મહાશકિત તથા દેવીરૂપ મનાયાં અને પૂજાયાં. કુમારિકાઓ પણ શંકર જેવો સમર્થ વર મળવા હુતાશની વીતતાં ગોરપૂજા કરે છે, જે "ગોર" શબ્દની ઉત્પત્તિ ગૌરી અથવા પાર્વતીમાંથીજ થઇ છે. સતી તથા પાર્વતીના આ ચરિત્ર માંથી આપણને ઘણો બોધ મળે છેઃ—

[૧] શિવ, વિષ્ણુ, રામ, સર્વ દેવને એકજ સમજી, કોઇનો પણ દ્વેષ કરવો નહિ.

[૨] હઠ, હાસ્ય અથવા છળ કરવાનો સ્વભાવ છોડી દેવો.

[૩] પતિ અથવા વડીલથી કોઇપણ વાત છુપાવવી નહિ.

[૪] માબાપને ઘેર પણ જો તેમનો ભાવ ન હોય તો જવાની ઉતાવળ ન કરવી.

[૫] કન્યાઓનાં લગ્ન, નામના કુલીન કરતાં ઘરના ગરીબ પણ ગુણી અને તરુણ વર જોઈ મોટી વયે કરવાં.

[૬] મળેલ વર ઘરમાં સંતોષ રાખવો અને વરે કન્યાને કેળવવી.

[૭] દરેક કામ મનની દૃઢતાથી કરવાં, ખટપટી લોકોની વાતો સાંભળવી નહિ અને એવો નિશ્ચય રાખવો કે,

(દોહરા.)

વરમાંથી ઘર નીપજે, ઘરથી વર ન પમાય;
કેવળ જે ઘરને જુએ, તે અંતે પસ્તાય. ૧
તનની શોભા તરુણપણુ, મનની શોભા મર્મ;
કુળની શોભા શાલતા, ધનની શોભા ધર્મ ૨
ઘરનો મૂકી મોહન, વરપર આપે ધ્યાન;
કહાન તે સુખ ભોગવે, ઉમા મહેશ સમાન. ૩

વિધિએ રચેલા આ અસાર સંસારમાં ચેતન જીવ અને જડ પદાર્થ એકઠા છતાં, રાજહંસ જેમ દૂધમાંથી પાણીને જુદું પાડી દૂધજ પીએ છે, તેમ વિવેકી મનુષ્યો ગુણજ ગ્રહણ કરી તેથી આનંદ મેળવે છે. તેમ છતાં ઘણી વાર જેમ ગુણ બાજુ મૂકી દોષજ જોવામાં આવે છે, તેવું સ્ત્રીજાતિના સંબંધમાં થયું છે. સ્ત્રીજ જગતને જન્મ આપનારી અને ગૃહસ્થાશ્રમનું પાલન કરનારી છતાં જ્ઞાની પુરુષો જે દોષો આપે છે, તેનો હેતુ પોતાના મનને વિષયવશ ન થવા દેવા સિવાય બીજો નથી. વળી વાનપ્રસ્થ, અને સંન્યાસ આશ્રમ પણ ગૃહસ્થાશ્રમનેજ અવલંબી રહ્યા છે ને ગૃહસ્થાશ્રમ સ્ત્રી વિના બનતોજ નથી, એ દેખીતું છે. માટે સ્ત્રીજાતિની નિંદા કરવાનો હેતુ મહા પુરુષોની વાણીમાં સંભવતો નથી. કહ્યું છે કે,—

(દોહરો.)

સતી શૂર અરુ સંતકા, તીનુંકા એક તાર;
જરે મરે સુખ પરહરે, તબ રીઝે કિરતાર.

મતલબ કે સતી સ્ત્રી મરતાં સુધી પણ શીયળમાં ખામી આવવા દેતી નથી, શૂર પુરુષો રણસંગ્રામમાં પ્રજાના

કલ્યાણ અર્થે પ્રાણ અર્પણ કરે છે અને સંત પુરુષો પણ જગતના હિતનેમાટે પોતાના સર્વસ્વનો જ્યારે ભોગ આપે છે, ત્યારેજ એ ત્રણે સતી, શૂર અને સંતઉપર પ્રભુ પ્રસન્ન થાય છે. આ ત્રણમાં સતીને પ્રથમ પદે મૂકી તેનું કારણ એજ કે જગતમાં જે ધર્મવીર, દાનવીર, દયાવીર, ધીરવીર, એવા વીર પુરુષો થયા તે સર્વનો જન્મ સ્ત્રીના ઉદરથીજ થયો છે અને સ્ત્રીને રત્નગર્ભા તથા રત્નની ખાણ કહી તેનાં ઘણાં ઘણાં વખાણ કર્યાં છે; માટે સર્વ સ્ત્રીઓએ ભણી ગણી ઉંચી કોટિએ પહોંચવાનો પ્રયત્ન કરવો જોઇએ. અથવા તેમ જો નહિ કરવામાં આવે તો હાલ જેમ સ્ત્રીને શુદ્રની પંક્તિએ ઉતારી પાડવામાં આવી છે, તેમ દિવસે દિવસ પડતીજ થશે અને ઉત્તરોત્તર તેથી આપણા સંસારની પણ અવનતિજ થવાની. પરમાત્મા પરમેશ્વર આપણ સર્વને સુબુદ્ધિ પ્રેરે અને આપણી સર્વદા ચડતી થાય, એજ મારી આજને શુભ પ્રસંગે અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.*



* રાજકોટ બાવાજી કન્યાશાળામાં વિ. સં. ૧૯૬૮ મહા શિવરાત્રીને દિવસ મળેલી સ્ત્રીસભામાં આ વ્યાખ્યાન આપ્યું હતું.



# દાન-મહિમા.[1]

( દોહા. )

રામચંદ્ર-હરિચંદ્ર-નલ, પર્શુરામ દુખહર્ણ;
કેશવદાસ-દધિચિ-પૃથુ, બલિ રુ ભીષમ કર્ણ. ૧
ભોજ-વિક્રમાદિત્ય નૃપ, જગતદેવ-રણધીર;
દાનિનહુંકે દાનિ દિન, ઇંદ્રજીત[2]-બલબીર.[3] ૨

( સોરઠો. )

દાન ભોગ અરુ નાશ, તીન ભાંતિ ધન જાત હૈ;
કરત દોયકો ત્રાસ, વાસ નાશકો તીસરો. ૧

( साहित्य-रत्नाकर. )


આ જે સંક્રાંતિનું પર્વ અને વર્તમાન દુષ્કાળનો સમય જોઈ ખાસ "દાનમહિમા"નો વિષય પસંદ કરવામાં આવ્યો છે. ઉદાર અને ઉપકારક મનુષ્યોને મન તો સદા પર્વણીજ છે, ને તેઓ તો યથાશક્તિ નિત્ય અને નૈમિત્તિક દાનધર્મ હમેશ કર્યા કરે છે; પરંતુ સઘળા લોકો પોતાની શક્તિ પ્રમાણે પરોપકાર કરવામાં ભાગ લે,

---

૧ રાજકોટ બાવાજીરાજ કન્યાશાળાના મકાનમાં તા. ૧૪-૧-૧૨ ના રોજ આ વ્યાખ્યાન આપ્યું, ત્યારે શહેરના સ્ત્રીવર્ગે સારી સંખ્યામાં હાજરી આપી હતી. ભાષણની અસરથી ગોચારા માટે કેટલીક રકમો ભરાઈ હતી. આ હકીકત "કાઠિયાવાડ ટાઈમ્સ" તથા "મુંબઈ સમાચાર" પત્રમાં પ્રસિદ્ધ થઈ છે. ૨ ઓડછા મહારાજાના કુંવર. ૩ બીરબલ.

એવા હેતુથી આપણા શાસ્ત્રકારોએ તહેવારો મુકરર કરેલા છે. અસ્તુ. આજે આપણે એકઠાં મળી આ બાબત આપણા વિચાર કરશું તો આપણને તેથી થોડો લાભ પ્રાપ્ત થશે નહિ. પંડિતો કહે છે કેઃ—

यत्नेन पालितः पुत्रः, प्रेम्णा पित्रा विवर्धितः ।
यथा तं रक्षयेत्तद्वत्, धर्मो रक्षति रक्षितः ॥

એટલે—પિતાએ બહુ સંભાળથી પાળેલો અને લાડકોડથી મોટો કરેલો પુત્ર, ભવિષ્યમાં તેનું (પિતાનું) જેમ રક્ષણ કરે છે, તેમ પાળેલો ધર્મ, તેના પાળનારનો રક્ષણકર્તા થાય છે. વાસ્તે સહુએ પોતાથી બને તેટલો ધર્મના કામમાં ભાગ લેવોજ જોઇએ.

ઘણા લોકોનું માનવું એવું છે કે ધર્મ કર્મ કંઈપણ ધનવિના ન બની શકે; આ કહેવું છેક ખોટું નથી, પરંતુ ધન અને ધર્મને બનતી રાશ આવતી નથી; તેથી ધાર્મિક કામ બહુ ધીમાં થાય છે. તથાપિ ખરી લાગણીથી કામ કરીએ તો સાધનો મળતાંજ આવે; કેમકે પરમેશ્વરને તે પ્રિય છે. તેમ છતાં ધન ન હોય તો મનથી અને વચનથી પણ દાન-ધર્મ થઈ શકે છે. કોઇ પૂછશે કે કેવી રીતે ? તો હું કહીશ કે દુઃખીને દિલાસો દેવામાં, ભૂલાં પડેલાંને રસ્તે ચ્હડાવવામાં, માંદાને દવાખાને મોકલવામાં, ભૂખ્યાંને અન્નસત્ર બતાવવામાં, તરસ્યાંને પાણી પાવામાં, નિરૂદ્યમીને ધંધે લગાડવામાં અને અભણને સમજ પાડવામાં, —એવાં કેટલાક કામોમાં પાઇ પણ ખર્ચ પડતો નથી અને લોકોનું સારૂં થાય છે. વળી એવા કામમાં કોઈ ધનિકોને કહેવામાં આવે, ને તેના ધ્યાનમાં ઉતરે તો ગરીબોને

આશરો મળવામાં ઝાઝી અડચણ પડતી નથી.

શાસ્ત્રકર્ત્તા કહે છે કે, જે ધન સત્પાત્રોને આપવામાં તથા નિત્યપ્રતિ જે ધનનો સદુપયોગ કરેછે, તેજ તેનું પોતાનું સમજવું; બાકી સંઘરી રાખેલું તે બીજાને માટેજ છે એમ જાણવું; છતાં—

**ग्रासादपि तदर्धं च, कस्मान्नो दीयतेऽर्थिषु ।**
**इच्छानुरूपो विभवः, कदा कस्य भविष्यति ॥**

મનુષ્ય, એક ગ્રાસ એટલે એક કોળીઆમાંથી પણ તેનો અર્ધો ભાગ યાચકોને શામાટે આપતો નથી ? જો એમ ધારતો હોય કે હું સારી પેઠે ધન મળ્યા પછી દાન કરીશ તો તે ભૂલ છે. કારણ કે, પોતાની ઇચ્છા પ્રમાણે કોને વૈભવ મળશે, એ કંઈ કહી શકાતું નથી; વળી પોતાને વૈભવો મળ્યા છતાં જે દાન કરતો નથી ને પોતાના ઉપયોગમાં પણ લેતો નથી, તે ધનનો તેને માલેક ન જાણવો; પણ જેમ એક ખેતરમાં ઉભું કરેલું ઓડું નિર્જીવ રખેવાળ છે, તે પ્રમાણે તેને જાણવો; અને મધમાખીએ એકઠું કરેલું મધ જેમ લોકો લઇ જાય છે તેમ તેવા લોભી માણસની લક્ષ્મી લોકો લૂટી લે છે.

આ સર્વ બીના આપણને ઉદાર થવાનો બોધ આપે છે, વાસ્તે દેશ, કાળ તથા પાત્ર જોઇને સહુએ પોતાથી બને તેટલું દાન કરવું. અમુક જાતિમાં જન્મેલોજ માણસ દાન-પાત્ર છે ને તેનેજ દાન દેવાથી ધર્મ થશે, એવો વહેમ રાખવો નહિ. જે કોઈ ગરીબ, દુઃખી, રોગી, અનાથ હોય તેને આપવું એજ ખરૂં પુણ્યનું કામ છે. બાકી ભર્યામાં ભર વાથી કંઇજ ફળ નથી. કહ્યું છે કે—

वृथा वृष्टिः समुद्रेषु, वृथा तृप्तेषु भोजनम् ।

એટલે કે જેમ સમુદ્રમાં વરસાદ વરસવાથી કંઇ લાભ નથી, તેમ જમેલાને જમાડવું તે પણ નકામું છે; પરંતુ જેનાથી કરેલો ઉપકાર પાછો વાળી ન શકાય તેવા ગરીબને દેવું એજ સાત્વિક દાન છે અને તેજ નિષ્કામ બુદ્ધિનો મોટો મહિમા સમજવો.

લોકો લોભવશ થઇ લાખોની રકમ એકઠી કર્યા કરે છે, ને અમુકના મુવા પછી આટલી રકમ નીકળી એવું આપણે સાંભળીએ છીએ. એવા ધનવાનો જીવિતપર્યંત ઘાણીના બળદની પેઠે જન્મારો બધો અંધારામાં કાઢે છે ને પરોપકારની વાત સાંભળતાજ નથી. પાછળથી આસપાસનાઓ તેનું સઘળું પચાવી પાડે છે અથવા ફાવે તેમ ખર્ચી નાખે છે. ખરી મહેનતે મેળવેલા ધનનો આ રીતે દુરુપયોગ ન થવો જોઇએ. કેટલાકો વળી ખાવા પીવામાં, વરઘોડા કાઢવામાં, તથા નાતવરા આદિ કુલાશમાં હજારોની રકમ ઉડાવી દે છે અને કેટલાક શેઠીઆઓ વળી એવા ચાલો કાઢતા જાય છે કે જેથી થોડી કમાણીવાળાઓને તથા ગરીબોને રૂઢીના ભોગે દુઃખી થવું પડે છે. શ્રીમંત અને બુદ્ધિમાન જનમંડળે આ બાબત દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી, પૈસાનો ગેર ઉપયોગ અટકાવવા તથા પરોપકારમાં તે ખર્ચવાનો ખરેખરો સમય હાલ આવી લાગ્યો છે.

દયા એ ઇશ્વરી અંશ છે ને પરમેશ્વર દયાથીજ પ્રસન્ન થાય છે, માટે ખોટે રસ્તે જતું નાણું જેમ બને તેમ બચાવવું, ને તે કામમાં સ્ત્રીવર્ગે પણ ઉમંગથી મદદ કરવી જોઇએ. ગરીબોની હાલત ઉપર નજર કરી લૂગડાં ઘરેણાંના

—વધુ પડતા ખર્ચો કમી કરી દાખલારૂપ થવું જોઇએ; અને ધાતાળ રૂઢીઓમાં સુધારો કરી, આખી નાતનું અથવા કોમનું જેથી સારી રીતે હિત થાય તેવા ઉપાય લેવા.

દુર્ભાગ્યે હાલ આપણા દેશપર દુષ્કાળનો ડરામણો દૈત્ય ડોકિયાં કરતો સામે આવતો જાય છે. તેને મારી હટાડવા શું વીર ભગિનીઓ તમે કાંઇ ઉપાય નહિ કરો ? હજી દીવાળીને ગયે પૂરા ત્રણ માસ થયા નથી તેટલામાં પાણીની ટીપણી શરૂ થઇ છે; ગાય, બળદ નબળાં તથા માંદાં થવાથી, તથા ગિરનું પાણી માફક નહિ આવતાં કેટલાંક ઘણાંજ અશક્ત થઇ ગયાં છે. પાંજરાપોળમાં તથા સરકારી વાડામાં એકજ વખત નજર કરનારને આ વાતનો ખરો ખ્યાલ આવ્યા વિના નહિ રહે. તેમના સંબંધમાં સંપૂર્ણ ધ્યાન આપવા ઉપરાંત ગરીબોની હાલત વિષે વિચાર કરવાની આપણી ફરજ જેવી તેવી નથી. બળદોને અભાવે ભાર ભરેલાં ગાડાં માણસો તાણે છે; ને તેમને પણ પેટ પૂરતી રોજી મળતી નથી. છપનીઆ કાળમાં પણ કહે છે કે આ પ્રમાણે માણસોની દુઃખી હાલત થઇ હતી. ઇશ્વરકૃપાથી કદાચ આવતે વરસ સારો વરસાદ વરસશે, પણ ઢોરો નહિ હોય તો ખેતી શી રીતે થશે ? આ બાબતનો પુખ્ત વિચાર કરી રાજવંશીઓએ અને સદ્ગૃહસ્થોએ ઢોરોના રક્ષણ માટે ઉઘરાણાં કરવા માંડયાં છે; તેમાં દરેક માણસે પોતાથી બનતી મદદ મોકલવી જોઇએ. કેમકે હાલ મોટો દુષ્કાળ ઘાસચારાનો છે અને અનાથક ઢોરો તેનો ભોગ થઇ પડયાં છે.

જે પશુઓ આપણને ઘી દૂધ પૂરાં પાડે, ખેતી ખેડી અન્ન-વસ્ત્ર તૈયાર કરી આપે, અને ટુંકામાં જોઇએ તો જેની

મહેનતવડે આપણે સર્વ સુખ ભોગવીએ, તેની સ્થિતિ કેવી દયાજનક છે? અરે! તે બિચારાં ઉભા પણ થઈ શકતાં નથી. રહ્યાં નથી.

એ અવાચક ઢોરો જેમ આશ્રયપાત્ર છે, તેમ અયાચક એટલે લાંબો હાથ કરી જે માગી શકે નહિ તેવાં માણસોને અને અબળાઓને છુપી મદદ પહોંચાડવની તજવીજ થવી જોઇએ. એક દયાળુ બંધુએ સદરમાં વસતાં આવાં નિરાધાર માણસોની તપાસ કરાવી મદદ આપવા ખુશી બતાવી છે, તેમજ એક પરધર્મી બાઇએ ૩૦૦ દેશી સ્ત્રીઓના હાથનું ભરતકામ ખરીદી, તે છેક વિલાયત મોકલી મદદ આપવાનું ચાલુ કર્યું છે. પરોપકાર કરવાની આ રીતિ થોડી વખાણવાલાયક ગણાય નહિ. પરદેશીઓ આપણી નિરાધાર બાઈઓને આમ મદદ આપવા નીકળે અને આપણા શ્રીમંત શેઠો પોતાની મોજમજાહમાં મસ્ત રહે એ કેટલી શરમની વાત! કહ્યું છે કે,

बुभुक्षितः किन्न करोति पापं।
क्षीणा जना निष्करुणा भवन्ति॥

ભૂખ્યો માણસ કયું કરતો નથી? ભૂખ્યા જનોમાં દયા રહેતી નથી. મતલબ કે આવે પ્રસંગે ક્ષુધાથી હારણ થઈ લોકો ન કરવાનાં કામો કરે તો તેથી કેવી ને કેટલી ખરાબી થાય? શહેરી શ્રીમંતો અને સદ્દગૃહસ્થો આ બાબતથી વાકેફ થઇ સ્વદેશી ભાઈબહેનોના લાભ માટે કંઇપણ પ્રયત્ન કરવા હજુ જલદીથી બહાર આવશે તો તેમણે અન્નદાન સાથે અભયદાન આપેલું ગણાશે, એટલું જ નહિ ભૂખમરાથી થતાં પાપો મટાડી મોટું પુણ્યદાન કર્યું ગણાશે.

દુકાળ-સંકટ-નિવારણ-કામો ઉઘાડી સરકારે જેમ પોતાનો હાથ લાંબો કર્યો છે, તે પ્રમાણે થોડાક શ્રીમંતોએ

ઘરો બાંધવાનું શરુ કરી ગરીબોની રોજી ચાલુ કરી છે. પણ તેને હાલ જે રોજ મળે છે, તે સુકાળના વરસ કરતાં કંઇક ઓછું કહેવાય છે. શ્રીમંતોએ ગરીબોની તંગ સ્થિતિનો આ પ્રમાણે લાભ ન લેવો જોઇએ; પણ એક બે શ્રીમંતોએ જેમ પોતાના નોકરોને દુકાળનિમિત્ત પગારમાં ખાસ વધારો કરી આપ્યો છે, તે પ્રમાણે મજુરોનાં રોજમાં વધારો કરી આપવાથી એ પણ દાન કર્યું ગણાશે.

સુખ વૈભવ નાશવંત છે; અને માણુસ આ દુનિયામાં ચાર દિવસનો મેમાન છે માટે એક વિદ્વાન કહે છે કેઃ—

विद्यमान धने भोक्ता दान भोग विवर्जितः ।
पश्चान्नास्ति यो ब्रूयात् सोऽक्षयं नरकं व्रजेत् ॥

ધન છતાં પણ જે લોભથી દાન કરતો નથી, તેમ ભોગવતો નથી અને નાશ થયાપછી "નથી" એમ કહે છે તે નરકે જાય છે. વાસ્તે અનુકૂળ હોય ત્યારે તેનો ઉપયોગ કરી લેવો જોઇએ. જગતકર્ત્તા પરમેશ્વરે આપણને એક ટ્રસ્ટી તરીકે આ દુનિયામાં મોકલ્યા છે; છતાં જે મનુષ્ય સર્વ પોતાનું જ સમજે છે તે મોટી ભૂલ કરે છે. માટે સર્વ સંપત્તિ પરમાત્મા પ્રભુની જ માની, તેને ગમતાં કાર્યોમાં ખર્ચીએ તો જ તેની કૃપાને પાત્ર થવાય; ને તે માટે સ્વહસ્તે બને તેટલો પરોપકાર કરવો એજ ખરો ધર્મ, ખરૂં પુણ્ય અને ખરેખરૂં દાન સમજવું.

( શાર્દૂલ. )

દેજો દાન ગરીબ દીન જનને, લેજો દુવા તે તણી,
કે'જો અમૃત તુલ્ય મિષ્ટ વચનો, સંતાપ વાણી સુણી;
પામ્યાં માનવ જન્મ ધન્ય કરજો, પીડા પરાઈ હણી,
છે એ માણકબાઇના મનતણી, આશા ભરી માગણી. ૧



# સતી દ્રૌપદીએ સત્યભામાને સૂચવેલું પતિ–વશીકરણ.

( દોહા )

વશીકરણ યહ મંત્ર હૈ, નારાયણ સુણ સાર;
રૂપ–રાગ–આધીનતા, સેવા ભલી પ્રકાર.

(साहित्य.)



સંસારનું બંધારણ ગમે તેવું પ્રતિકૂલ છતાં મનુષ્યમાત્ર સુખના અનુકૂળ શોધમાં લાગેલાં છે; પરંતુ સત્ય સુખ શું? તે જ્યાં સુધી તેઓના જાણવામાં આવતું નથી, ત્યાં સુધી દુઃખનીજ પ્રાપ્તિ થાય છે. શાસ્ત્રકારોએ તેથી સંતોષ, સમતા અને સદાચાર-નેજ સુખનાં સાધન માની, તેમાંજ ચિત્ત લગાડવા બોધ કર્યો છે; કેમકે એથી નાના પ્રકારના ક્લેશો નિવૃત્ત થઇ, શાંતિ મળે છે. આમ છતાં સાધારણ સ્ત્રીઓજ નહિ પણ મહા મોટી દેવાંગના અથવા દેવપત્નીઓ સુધાં, સુખની તૃષ્ણામાં તણાઇ કેવા સંકલ્પ વિકલ્પ કરે છે તે સતી દ્રૌપદીને શ્રીકૃષ્ણ પરમાત્માનાં પ્રિય પટરાણી સત્યભામા-એ પૂછેલા પતિ–વશીકરણના ઉપચાર વગેરે પ્રશ્નોથી જાણી શકાય છે. એ પ્રસંગે સતી શિરોમણીએ તેમના મનનું કરેલું સમાધાન આપણે ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે; કેમકે તેમાં સ્ત્રી–ધર્મનો સમાવેશ કરવામાં આવ્યો છે અને મંત્ર–તંત્ર વગેરે અયોગ્ય ઉપચારથી કેવી હાની થાય છે તે પણ બતાવ્યું છે.

સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું કે—"તમારા પતિ મોટા લોકપાળ જેવા શૂર અને શરીરે સુદૃઢ છે અને તે તમારા ઉપર કોઈ દિવસ ક્રોધ કરતા નથી તેનું કારણ શું? તમે એવું કયું વ્રત્ત કરીને, કયું તપ કરીને અથવા કયા મંત્ર-તંત્રના પ્રભાવે પતિને વશ કર્યા છે તે કહો; કેમકે મારા પતિ શ્રીકૃષ્ણ સર્વથા-મારે વશ રહે એવું હું ઇચ્છું છું."

દ્રૌપદીએ ઉત્તર આપ્યો કે-"હે યશસ્વીની સત્યા! સંસારસુખનાં લોભી થઈ પતિને વશ કરવાના ઉપાય પૂછવા, એ તમારા જેવાં બુદ્ધિશાળી અને શ્રીકૃષ્ણનાં પટરાણીને બિલકુલ છાજતું નથી. એ માર્ગ તો દુરાચારી સ્ત્રીઓનો છે; કેમકે 'પોતાની સ્ત્રી મંત્ર-તંત્ર અથવા વશીકરણના ખોટા પ્રસંગો સાધે છે,' એવું જ્યારે પતિના જાણવામાં આવે, ત્યારે સર્પવાળા ઘરમાં વાસ કરનાર મનુષ્ય જેમ ઉદાસ અને ચિંતાગ્રસ્ત થાય છે, તેમ તેવી સ્ત્રીઓના પતિને પણ સંતાપ ઉપજે છે. એવા ઉપચારથી પતિ વશ થતો નથી, પણ ઉલટું મહા અનિષ્ટ પરિણામ આવેછે. શત્રુઓ તેવી સ્ત્રીઓને ઔષધ આપી, તેના પતિને ભયંકર રોગ ઉત્પન્ન કરેછે; એટલુંજ નહિપણ વશીકરણનાં મૂળીઆંને નામે એવાં વિષ સુધાં આપે છે, કે જે વિષ અથવા ઝેરી ચૂરણો જીભ ઉપર મૂકતાં કિંવા શરીરે ચોપડતાંજ મનુષ્ય મૃત્યુ પામે! કેટલીક મૂર્ખ સ્ત્રીઓએ આવા ઉપચાર કરી પોતાના પતિને જલંદરના રોગી કરી મૂકયા છે; કેટલાકને કોઢીઆ કર્યા છે; કોઇને પતિયલ બનાવ્યા છે; કોઈને જડ જેવા મૂઢ બનાવી દીધા છે; એટલુંજ નહિ પણ કોઈની આંખો અને કોઇના કાન તેથી નાશ પામ્યા છે. વાસ્તે સ્ત્રીઓએ કોઇ દિવસે એવાં વશીકરણનો સ્વપ્નમાંપણ વિચાર કરવો નહિ.

### પવિત્ર વર્તન એજ ખરૂં વશીકરણ.

અહંકાર, કામ, ક્રોધ તથા ઈર્ષાનો ત્યાગ કરીને કેવળ સેવા કરવાની ઈચ્છાથીજ હું મનને નિત્ય આત્મામાં અર્પણ કરી, પતિના ચિત્તને રંજન કરૂં છું; અપશબ્દ ન બોલી જવાય તેને માટે સદા સાવધ રહું છું; કોઇપણ સ્થળે ઉભાં રહેતાં, આસપાસ દૃષ્ટિ કરતાં તથા બેસતાં ઉઠતાં ઘણી સભ્યતા રાખુ છું; ચાલતી વખતે પણ આડું અવળું જોતી નથી; કટાક્ષ ફેંકવાની કુચેષ્ટા કરી મનોભિપ્રાય જણાવવાનું સાહસ કરતી નથી; ગમે તેવા દેવ, મનુષ્ય, ગાંધર્વ, તરુણ, રૂપવંત કે ધનિક પુરૂષપ્રત્યે મ્હારૂં મન કદી ખેંચાતું નથી અને હું નિરંતર મ્હારા પતિનીજ સેવામાં નિમગ્ન રહું છું. પતિ પહેલાં હું સૂતી નથી, પતિ પહેલાં જમતી નથી અને પતિની ઈચ્છા વિરુદ્ધ શણગાર સજતી નથી.

### સગાઓ પ્રત્યેના ધર્મ અને ઉચ્ચ રીતભાત.

વીરપુત્રની જનની, સત્યવાદિની, આર્યા સાસુ કુંતાજીનું કોઇ દહાડો હું વાંકું બોલતી નથી; તેમને પીવા માટે પાણી, જમવાને ભોજન, પહેરવાને વસ્ત્રાદિ હું જાતે તેમની સેવામાં હાજર કરૂં છું; કોઈ પણ વસ્ત્રો, આભૂષણો અથવા ખાનપાનના વિષયમાં હું તેમનાથી વિરુદ્ધ વર્તતી નથી; પણ વારવાર તેમની સલાહ પ્રમાણેજ ચાલું છું. કોઇની સાથે વાત કરતાં છણકો કરતી નથી; દુષ્ટા સ્ત્રીઓનો સંગ રાખતી નથી અને હમેશાં આળસ તજી અનુકૂલ રહું છું. વળી વાતચિતમાં પણ કોઇની ઠઠ્ઠા મશ્કરી કરતી નથી; નિત્ય બારણાં ઉપર ઘણીવાર ઊભી રહેતી નથી; તેમજ ઉપવનોમાં ઘણો વખત રોકાતી નથી. વધારે હસવાથી, વધારે રીસાવાથી અને ભૂલો કે અપરાધો કરવાથી હું બહુ સાવધ

રહુંછું, તેમજ નિત્ય સત્ય વદવામાં અને પતિસેવામાં પરાયણ રહુંછું. પતિ વિના મને એકલું રહેવું સોહાતુંજ નથી; પતિ જ્યારે કંઈ કામસર પરગામ જાય છે, ત્યારે હું મારે શરીરે પુષ્પનાં આભરણો પણ પહેરતી નથી; શરીરે ચંદનના લેપ કરતી નથી અને સૌભાગ્ય ચિહ્ન (ચુડી, ચાંદલા) સિવાય સર્વ વસ્તુઓનો ત્યાગ કરી બ્રહ્મચારીની પેઠે વર્તુંછું.

**આવશ્યક નિયમ, પતિભક્તિ અને સાદાઇ,**

પતિ જે જે પદાર્થ પીતા નથી કે જે જે પદાર્થ ખાતા નથી તે સર્વનો હું પણ ત્યાગ કરૂંછું, અને શાસ્ત્રમાં કહેલા ઉપદેશ પ્રમાણે નિયમપૂર્વક વર્તુંછું. સારી રીતે શણગારીને હું હમેશ સાવધ રહુંછું; પતિનું પ્રિય તથા હિતકર કરવામાં તત્પર રહુંછું તથા પૂર્વે મારી સાસુજીએ કુટુંબીઓ પ્રત્યે વર્તવાના જે જે ધર્મો મને કહ્યા હતા તે સર્વ (ભિક્ષા, બલિદાન, શ્રાદ્ધ, તથા પર્વ ઉપર કરવામાં આવતા સ્થાલિપાકો, માન્ય પુરુષોની પૂજા સત્કાર વગેરે) ધર્મો મ્હારા જાણવામાં હોવાથી તે સર્વ રાત્રિ-દિવસ સાવધાન રહી યથાર્થ રીતે પાળુંછું; નિયમ તથા વિનયનું એકાગ્ર ચિત્તે સેવન કરૂંછું અને પતિને ઘેર આવતા જોઇ ઊભી થઇ, માનપૂર્વક આસન તથા જળ આપી સત્કાર કરૂંછું.

ઘરનાં વાસણો અને તમામ પદાર્થો સ્વચ્છ રાખુંછું, ધાન્યને સોઈ ઝાટકી વીણી સાફ કરૂંછું અને સમયસર રાંધી સર્વને જમાડુંછું.

**દ્રૌપદીની વ્યવહારકુશળતા.**

ઘરનાં દાસ દાસીઓની હું પોતે વ્યવસ્થા રાખુંછું. પતિને કેટલી આવક છે, કેટલો ખર્ચ છે ને શું બાકી રહે છે, તે સર્વનો હિસાબ રાખુંછું. એથી કરી ભારતવર્ષમાં શ્રેષ્ઠ એવા

મારા પતિ, સઘળા કુટુંબનો ભાર મારા ઉપર મૂકી ઉપાસનાદિક કાર્યોમાં નચિંતાઈથી તત્પર રહેછે. વળી બળવાન્ સ્ત્રીઓથી પણ ભાગ્યેજ બને તેવાં દરેક કામ હું જાતે કરી, પૈસાસંબંધી બાબતમાં પણ માહિતગાર તથા ચોક્કસ રહું છું. હે **સત્યભામા**! એજ મારૂં વશીકરણ છે. દુરાચારી સ્ત્રીઓના દુષ્ટાચારો હું કદી કરતી નથી અને તે પ્રમાણે વર્તવાની મને ઇચ્છા પણ થતી નથી."

**સત્યભામા** આ સાંભળી દ્રૌપદીને નમન કરી વિનયપૂર્વક કહેવા લાગ્યાં કે,—"હે **યજ્ઞસેનનાં** પુત્રી **પાંચાળી**! મેં તમને અયોગ્ય પ્રશ્ન પૂછયા તે માટે ક્ષમા કરો; કેમકે સખીઓનાં હાસ્યયુક્ત ભાષણોમાં કેટલીકવાર ઇચ્છાપૂર્વક એવી વાતો નીકળે એ સ્વાભાવિક છે."

**સુખ ભોગવવું સહેલું નથી; તન-મનનો ભોગ.**

દ્રૌપદીએ કહ્યું કે,—"હે સાધ્વી **સત્યભામા**! સહેલાઈથી સુખ મળતું નથી, પરંતુ પતિવ્રતા સ્ત્રી દુઃખો ભોગવીને સુખ મેળવે છે, માટે તમે નિત્ય સ્નેહથી, પ્રેમથી, કાયક્લેશ ભોગવવાથી તથા અનેક ઉપચારોવડે શ્રીકૃષ્ણની સેવા કરો, એટલે એ આપોઆપ તમનેજ વશ થશે. વળી પતિની સેવા પોતે જાતે કરવી અને તે કોઈ વાર્તા કહે તે ગુપ્ત હોય કે ન હોય તોપણ તમારે કોઇની આગળ કહેવી નહિ; પતિના સ્નેહી, મિત્રોને ભોજન કરાવવું અને એમના શત્રુઓનો ત્યાગ કરવો; અયોગ્ય મનુષ્યોનો કદી આદર ન કરવો, તેમજ ક્રૂર સ્વભાવની, પરનો પરાભવ કરવામાં કુશળ, પુષ્કળ ખાનારી, ચોરી કરનારી અને ચપળ મનની સ્ત્રીઓ સાથે પણ સ્નેહ કદાપિ કરવો નહિ.

### દ્રૌપદી સંબંધી વિશેષ હકીકત

સતી દ્રૌપદીનું ચરિત્ર અનેક વાતે સ્ત્રીજાતિએ ખાસ મનન કરવા યોગ્ય છે. તેના પિતા દ્રુપદ રાજાએ રચેલા સ્વયંવર પ્રમાણે કર્ણે મચ્છવેધ કર્યો તોપણ તે સારથીપુત્ર હોવાથી તેની સાથે બાળલગ્ન નહિ કરવાનો તેનો નિશ્ચય, ઉચ્ચ કુળાભિમાન અને બાળલગ્ન પ્રતિબંધક હોવાથી આર્ય-સંસારને અનુસરવા યોગ્ય છે. વળી અર્જુન, સુભદ્રાને પરણી લાવ્યા ત્યારે તેને હેતથી છાતી સાથે દાબી સોકને "બહેન" કહેવામાં પ્રાચીન સ્ત્રીઓનાં મન–બુદ્ધિ કેવાં વિશાળ હતાં તે દ્રૌપદીનું ઉચ્ચ આચરણ દર્શાવી આપે છે. આજે સાસુ, નણંદ કે દેરાણી જેઠાણીને પણ જ્યાં ત્યાં બનતું નથી એ શું થોડું દુઃખજનક છે? દ્રૌપદી શ્રીકૃષ્ણને પૂર્ણપ્રેમથી પૂજનારી હતી અને યજ્ઞવેદીમાંથી ઉત્પન્ન થઈ, રાજકુળમાં ઉછરી પટરાણી પદને પામી હતી; એટલુંજ નહિ પણ પોતે એક રાજરાણી અને રાજકન્યા હોવા છતાં, પોતાના ઉગ્ર ક્રોધને બહુ યુક્તિથી દબાવી દેતી હતી અને વળી રિસાળ તથા મમતી છતાં, પતિને સંતોષ આપતી હતી. કોઈવાર યુધિષ્ઠિરની સરળતાથી તેને દોઢડાહ્યાં જેવું લાગતું તથાપિ તે કદી ઉદ્ધત કે અમર્યાદ થઈ, એક પણ અયોગ્ય વચન ઉચ્ચરી નથી. સીતાજીનું રાવણે હરણ કર્યું ત્યારે તેમણે પડેલું દુઃખ રડયાંજ કર્યું, પણ દ્રૌપદીએ તો હિંમતથી દુઃખની સામે ટક્કર લઇ પોતાનું રક્ષણ કર્યું હતું. મહા સતિ દ્રૌપદીના ચરિત્રમાં ઉપલા ઉપદેશ ઉપરાંત અનેક બોધ–સાર આગળ પડતો છે. આપણી બહેનો પોતાનો સંસાર સુધારી તેનું યોગ્ય આચરણ કરે, એજ હું ઇચ્છું છું.



# મનુષ્યજન્મ અને સત્સંગ.



दुर्लभं त्रयमे वैतद्देवानुग्रह हेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुष संश्रयः ॥

અર્થઃ—મનુષ્યનો જન્મ, મોક્ષની ઇચ્છા અને મહા પુરુષોનો આશ્રય, એ ત્રણે દુર્લભ છે. જો દૈવનો અનુગ્રહ હોય તોજ એ મળે છે.

પ્રત્યેક માણસના કર્ત્તવ્યના મુખ્ય ચાર ભાગ પાડી શકાયઃ-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ; પરંતુ હાલ જોઇયે તો આચારમાં માત્ર અર્થ એટલે ધન, અને કામ એટલે સંસારવાસનામાં સર્વેનું ચિત્ત ચોંટેલું છે; મતલબ કે પુરુષો ધનને માટે દોડદામ કરી રહ્યા છે અને સ્ત્રીઓને સંતતિનીજ પ્રબળ અપેક્ષા લાગેલી છે. પવિત્ર અથવા ન્યાયમાર્ગે ઉત્પન્ન થતું ધન અને નિર્દોષ સંસારસુખ અથવા સંતાનની અપેક્ષા કોઈરીતે નિંદિત નથી; અર્થાત્ એ બે પદાર્થ માટે જો યોગ્ય માર્ગ લેવામાં આવે તો પહેલો ધર્મ અને છેલ્લો મોક્ષ જે સર્વોત્તમ કહેવાય છે, તે મેળવવાને તેથી ઘણી સુગમતા થઈ પડે. તેમ છતાં આપણું જીવિત, બરાબર વિચાર કરી જોઇએ તો ધનની અથવા સંતાનની પ્રાપ્તિને માટેજ નથી; કેમકે એ બેઉ નાશવંત અને દુઃખકારક છે. બચ્ચાંઓ માટે ખોરાક મેળવવા પશુ પક્ષી, ઓછી મહેનત કરતાં નથી, અને સંસારિક સુખ દરેક અવતારમાં સર્જિત છે, પણ ધર્મ

અને મોક્ષ એ તો મનુષ્યજન્મ વગર મળતાં નથી, તેથીજ આ દેહને દુર્લભ એવો નરદેહ કહ્યો છે. અને તે વળી ચોરાશી લાખને સર્વાળે કેટલાં બધાં વર્ષ પ્રાપ્ત કર્યા પછી મળે છે, એનો વિચાર કરી આ અવતાર આપણે ખોટાં સુખોના લોભમાં નહિં ગુમાવતાં બને તેટલા સત્સંગથી આગળ વધવા પ્રયત્ન કરવો જોઇએ.

### ધર્મનું સ્વરૂપ અને સત્યરૂપી તપ.

સત્સંગવિના કદી ધર્મલાભ થતો નથી. ધર્મનું ટુંકું સ્વરૂપ જોઈએ તો જગત્કર્ત્તા ઈશ્વરનો વિચાર કરવો, તેના ગુણમાત્ર ગાવા, તેમાંજ દૃઢ શ્રદ્ધા રાખવી અને પ્રાણીમાત્રને "आत्मवत् सर्व भूतेषु" એટલે દરેકને પોતાના જેવાં ગણી તેમના પ્રત્યે દયાથી તથા માયાથી વર્ત્તવું જોઈએ. "ધર્મ" શબ્દ "धृ" એટલે ધારણ કરવું એમાંથી નીકળ્યો છે. મતલબ કે ધર્મનો અર્થ ધારણ કરનાર અથવા આખા જગત્‌ને ઉપાડનાર એવો થાય છે. "ધર્મ ધર્મ" આપણે સૌ વારંવાર બોલીએ છીએ ને જે જેને ગમે તે તેમાં ધર્મ માને છે, પણ ધર્મનો ખરો અર્થ જાણવામાં ન આવે ત્યાંસુધી તેનો ઉપયોગ ન થઇ શકે. જેવી રીતે ક્રોધની, શાંતિની કે ક્રૂરતાની માણસના મન ઉપર શી અસર થઇ છે તે ઉંડા ઉતર્યા વગર સમજાતું નથી, તેવીજ રીતે ધર્મનો ગહન અને ગંભીર અર્થ વિચાર્યા વગર જાણી શકાતો નથી. ધર્મને બહાને એથી અનેક તરેહનાં ધતિંગ ચાલે છે અને આપણા સંસારને તેથી ઓછો ધક્કો લાગ્યો નથી. ધર્મના સંબંધમાં વિદ્વાનો વળી કહે છે કે જેથી કોઇના પણ ચિત્તને સુખ શાન્તિ થાય અને તેવા કામમાં લાગવું તેનું નામ ધર્મ. હવે સુખ સંબંધી વિચાર કરીએ તો રૂચિની વિચિત્રતા

પ્રમાણે કોઈને પરમેશ્વરના ધ્યાનમાં સુખ લાગે છે, કોઈને પંચ વિષયમાં સુખ લાગે છે, કોઇ વિદ્યા ભણવામાં સુખ અનુભવે છે અને કોઇ પારકું અનિષ્ટ ઈચ્છવામાં અથવા બુરૂં બોલવામાંજ સુખ માને છે ! બારિકીથી જોઇએ તો આપણા પોતાના મનને જેથી ખરી શાન્તિ વળે એજ સુખ સમજવું. વિષયોમાં સુખ માનવાથી પરિણામ વિપરીત આવે છે, કેમકે તે સુખ ક્ષણભંગુર અથવા ધુમાડો જેમ હાથમાં ન આવે તેવું છે. અર્થાત્ તે સુખ નહિ પણ સુખનો આભાસ હોવાથી ધર્મ ગણાય નહિ; પરંતુ ધર્મથી જે સુખ મળે છે તે તો નિત્ય, અવિનાશી એટલે કોઈ દિવસ નાશ ન પામે તેવું હોય છે, અને પાપથી જે સુખ મળે છે તે તો ક્ષણિક અને પરિણામે દુઃખજ ઉત્પન્ન કરે છે, તેથી કહેવાય છે કે " ધર્મે જય અને પાપે ક્ષય. " વાસ્તે ખરો ધર્મ મેળવવા ઇચ્છા હોય તો આપણે દયા, ક્ષમા અને સત્ય વગેરે સદ્‌ગુણો જ સેવવા જોઈએ.

(દોહરા.)

જહાં સત્ય ત્યાં ધર્મ છે, જહાં સત્ય ત્યાં યોગ;
જહાં સત્ય ત્યાં શ્રી રહે, જહાં સત્ય ત્યા ભોગ. ૧
સત્ય નાવ કરિ જે ચઢે, આ ભવસિંધુ અપાર;
આપ તરે પરને વળી, દિયે ઉતારી પાર. ૨

સત્યના અભાવે આપણી મોટી ખરાબી થઇ છે અને સહજ વાતમાં પણ જ્યારે અસત્યનો આશરો લેવામાં આવે છે, ત્યારે શરીરની નિર્બળતા સાથે આપણા મનની પણ કેટલીબધી નિર્બળતા છે તેની પરીક્ષા થાય છે. બીજા દેશોની પ્રજાઓ વેપાર રોજગારમાં, વિદ્યાકળામાં અને રાજકાજમાં જ્યારે આગળ વધતી જાય છે, ત્યારે આપણો

દેશ પરસ્પરના અવિશ્વાસ અને અભાવને લીધે પાછળ પડતો જાય છે. આથી બીજું દુઃખ કયું ? આપણા પ્રાચીન ઋષિ-મુનિઓ, છત્રપતિ રાજકર્ત્તાઓ અને તેમની દેવાંગના જેવી પુજાતી રાણીઓ સત્યના જ પ્રભાવે ઇતિહાસના સોનેરી પૃષ્ઠપર અજર અમર થઈ છે. એકવચની રામ અને દશરથ, સત્યટેકી મહારાજાઓ હરિશ્ચંદ્ર અને નળ, પિતૃભક્ત શ્રવણ; તેમજ સીતા, સાવિત્રી, દમયંતી જેવી સતીઓનાં ચરિત્રો જે આપણને બોધ આપે છે તે ઉપર ધ્યાન નહિ આપવાથીજ આપણું સત્યરૂપી તપ ઘટી ગયું છે, અને તેથીજ આ વિષયમાં સ્ત્રીઓએજ નહિ પણ સર્વેએ પોતાનું કર્ત્તવ્ય સમજી સત્યનું અવશ્ય પાલન કરવું જોઇએ. મૃત્યુનો ભય રાખી કદી પણ ખોટાં કામો ન કરવાં, પણ સ્હેજ વાતમાં ઠપકાને ભયે ખોટું બોલવું અને પોતાનો વાંક સંતાડવો એથી બીજું અયોગ્ય શું ? સત્ય બોલવાથીજ અયોગ્ય કામો કરતાં અટકાય છે અને એથીજ અયોગ્ય અથવા પાપકૃત્યમાં ઘટાડો થતાં માણસ મોક્ષપદ સુધી પહોંચી શકેછે. આપણે મનપર લઇએ તો ઇશ્વરને ગમતાંજ કામો કરીએ અને સત્ય પાળતાં પાછાં હઠીએ નહિ. આપણે ભૂલી ગયાં છીએ કે બધાં માણસો એકબીજાના સંબંધી છે. કેમકે હાડચર્મ સૌનાં જુદાં જુદાં છે પરંતુ મનુષ્યમાત્રની બુદ્ધિ તો એકજ કુટુંબની એટલે તે કંઈ જૂદી નથી. વળી પ્રત્યેક મનુષ્યનો આત્મા, પરમાત્માનો અંશ છે અને તેની ઉત્પત્તિ પરમાત્મામાંથીજ છે. માટે દરેકે ખોટો આડંબર તજી આત્માના ઉમંગવડે સત્ય હોય તેજ બોલવું અને તન-મનથી પ્રમાણિકપણું પાળવું.

## સ્ત્રીઓનાં સામાન્ય કર્ત્તવ્ય,

સ્ત્રીઓના સામાન્ય ધર્મ અને કર્ત્તવ્ય વિષે "સ્ત્રીની યોગ્યતા અને સંસારમાટે સુગમ માર્ગ" વગેરે વિષયોમાં હું કહી ગઇ છું, એટલે અત્રે ટુંકમાં એટલુંજ કહેવાનું કે સંસારના બંધારણ પ્રમાણે બાળકોને અમુક વય સુધી ઉછેરી મોટાં કરવાં, તેને નિરોગી તેમજ ઉત્સાહી બનાવવાં, તેમની બુદ્ધિને ખીલવી વેલાની પેઠે આગળ ચઢાવવી, તેમની મનકામના સારે રસ્તે દોરવી–ઇત્યાદિ માતા તરિકેનાં કર્ત્તવ્યો ઘણાં છે. અને તેમનાપર મોટી જવાબદારી છે. એક વિદ્વાન્ કહે છે તે સત્ય છે કે સ્ત્રી એ જગતની માતા છે અને પરમાત્માએ સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિ સ્ત્રી પાસે જાળવવા તથા ઉછેરવા મૂકી છે. પ્રત્યેક નાની તેમજ મોટી બહેનોએ આ વાતપર પૂરતું ધ્યાન આપવું જોઇએ, કેમકે આપણે નાના બાળકને જેવાં કરશું તેવાં આખો સંસાર થશે અને તે ઉપરજ એટલે ભાવિ પ્રજા ઉપર દેશની ચઢતી તથા પડતીનો આધાર હોવાથી સ્ત્રીઓના હાથમાં કેટલું બધું સામર્થ્ય છે તે આપ સહજ સમજી શકશો.

બાળકોનાંજ નહિ પરંતુ પોતાના તન મન માટે આપણે ઘણાં બેદરકાર છીએ. રોગને તેથી ઉત્તેજન મળેછે અને અયોગ્ય ભોગ–લાલસાથી બાળકોનો તેમજ અબળાઓનો મરો થાય છે. જે ખર્ચ ટાપટીપમાં અને ઘરેણાં ખાતે કરવામાં આવે છે, તેનો અર્ધો ભાગ જો વિદ્યા મેળવવામાં અને શરીરને ઓસડવેસડ વગેરેની માવજત માટે ખર્ચવામાં આવે તો આપણી માનસિક અને શારીરિક સ્થિતિમાં મોટો સુધારો થાય. પોતાનાં કર્ત્તવ્ય દાખલ આ વિષયપર બહેનોનું ખાસ ધ્યાન ખેંચતાં આશા રાખું



# સ્ત્રીઓની હાલની સ્થિતિ.

( રોળાવૃત્ત. )

" આજકાલની નાર, ભણ્યા વિનાની જે તે;
રાખી ગાડા ભાવ, પુજે પાખંડીઓને;
ભણ્યા વિનાની નાર, સ્હેજમાં છક્કડ ખાએ,
ખોઇ બેસતી ધંન, બધી રીતે દુખિ થાએ;
નહિ સ્ત્રિઓનું માન, હિંદુના ઘરમાં ઝાઝું;
મિત્ર ગણે છે કોક, ઘણા મારે છે પાટૂ. "

( નર્મદ. )

## સમયોચિત બોધ.

સંસારના સામાન્ય ધર્મ વિષે છેવટ એટલુંજ કહેવાનું કેઃ—

### ગરબી.

"આ સંસારે સહુની સાથે, નમ્ર વચન ઉચ્ચરીએજી;
સાસુ ને સસરાની સેવા, માત પિતા ગણિ કરીએ,
શાણાં થઇએજી. ૧

કહેતાં પહેલાં કામ કરીને, સૌને વ્હાલાં થઇએજી;
અણુ બોલાવ્યાં કે વણુ કામે, પરઘર કો' દિ ન જઇએ,
શાણાં થઇએજી. ૨

સાદાં તોપણ ધોઇને ધોઇને, ઉજ્વળ વસ્ત્રો ધરીએજી;
કાયાને જન ઝાંખે એવાં, ઝીણાં પટ પરહરીએ,
શાણાં થઇએજી. ૩

પગની પાનીથી બહુ ઉંચી, સાડી અંગ ન ધરીએજી;
અન્ય જુએ નિજ અંગ ઘરેણાં, એવો યત્ન ન કરીએ,
શાણાં થઇએજી. ૪

વય સંપત્તિ પ્રસંગ પ્રમાણે, સાદાં થઇને ફરીએજી;
વિદ્યા–વય–વપુ–ધન કે કુળનો, મદ મત્સર પરહરીએ,
શાણાં થઇએજી. ૫

કુત્સિત વેણુ કહી નવ વદીએ, ખડ ખડ કો દિ ન હસીએજી,
મંદહાસ્ય મીઠી વાણીથી, સાના ગોનમાં વસીએ,
શાણાં થઇએજી. ૬

મોટાં આગળ માઝા મેલી, બહુ બક બક નવ કરીએજી;
જેની સાથે નિશદિન રહેવું, તેશું રોષ ન ધરીએ,
શાણાં થઇએજી ૭

નિર્લજ નીચ તણી સોબતમાં, એક ઘડી નવ રહીએજી;
ધર્માચરણુ કરતાં કદીએ, કષ્ટ પડે તો સહીએ,
શાણાં થઇએજી ૮ †

---

† મુંબઇ આર્યમહિલા સભામાં આ વ્યાખ્યાન આપ્યું હતું, તા. ૭ ઑગસ્ટ– ઈ. સ. ૧૯૦૯.

# સ્ત્રીઓની હાલની સ્થિતિ.

( રોળાવૃત્ત. )

" આજકાલની નાર, ભણ્યા વિનાની જે તે;
રાખી ગાંડા ભાવ, પુજે પાખંડીઓને;
ભણ્યા વિનાની નાર, સ્હેજમાં છક્કડ ખાએ,
ખોઇ બેસતી ધંન, બધી રીતે દુખિ થાએ;
નહિ સ્ત્રિઓનું માન, હિંદુના ઘરમાં ઝાઝું;
મિત્ર ગણે છે કોક, ઘણા મારે છે પાટૂ. "

( નર્મદ. )

બહેનો ! હાલની સ્થિતિનો વિચાર કરી આપણે ઉંચે કેવી રીતે ચઢી શકીએ તેનીજ ઇચ્છા તથા યોજના કરવી જોઇએ. ચાર મજલા ઉપર ચઢવું જેટલું અઘરૂં છે, તેટલું ઉતરવું અઘરૂં નથી. તે પ્રમાણે ઉતરવાનો વિચાર ન કરતાં જ્ઞાન સંપાદન કરી આપણે ઇશ્વરપ્રાપ્તિ સુધી પહોંચવાનો પ્રયત્ન કરવાનો છે, અને તેને માટે "સારાં કામ આડાં સો વિઘ્ન" એ પ્રમાણે આપણને ડગલે ને પગલે જે જે અડચણો આડી આવે છે, તે દૂર કરવાના ઉપાયો લેવા જોઈએ. સંસારની શરુઆત અથવા છોકરા છોકરીનાં વેશવાળ કરતાં તેનાં વય, વિદ્યા, ગુણ વગેરેનો વિચાર કરવાને બદલે 'ઘરેણાં લૂગડાં કેટલાં કરશે અને ઘરમાં કેવી સંપત્તિ છે,' તેનોજ માત્ર વિચાર કરવામાં આવે છે. આનું કારણ કેળવણીની ખામી સિવાય બીજું કાંઈજ નથી.

નાની વયની બાળકીઓનું અપમાન આપણી જ્ઞાતિ સંસ્થાઓમાં ઘણું સાધારણ છે, એટલુંજ નહિ પણ ઉચ્ચ જ્ઞાતોમાં પણ કુમારી કન્યાઓને અપશબ્દો અને માર મારવાની આદત જોતાં દિલગીરી ઉપજ્યા સિવાય રહેતી નથી. કથા અને ઇતિહાસ ઉપરથી જોઇ શકાય છે કે પ્રાચીનકાળે સ્ત્રીઓનો આટલો બધો અનાદર નહોતો; જોકે કેટલાક શાસ્ત્રકારોએ સ્ત્રીઓને ક્ષુદ્ર તથા મૂર્ખ ગણી જ્ઞાન આપવાને પણ નાલાયક ગણી હતી, તોપણ તેજ વચન ગાર્ગી, સુલભા, મૈત્રેયી, કાત્યાયિની, લીલાવતી અને અરૂન્ધતી વગેરેએ કેળવણી વિષયમાં લીધેલા ભાગથી અને લખેલાં પુસ્તકો ઉપરથી ખોટું પડે છે. જો સ્ત્રી કેળવાયલી હોય તોજ પોતાની પ્રજાને કેળવી, સંસાર સુધારી આબાદ કરી શકે છે. સ્ત્રીઓને કેળવણી નહિ મળવાથી ખાવાનું, પહેરવા ઓઢવાનું અને ફરવા હરવાનુંજ માત્ર તેને ભાન હોયછે. તેમને સુધારવા માટે બને તેટલા પ્રયત્ન કરવા જોઇએ, તેમજ પુત્ર–પુત્રીનો ભેદ છોડી દઈ બન્નેની સારી સંભાળ રાખી કેળવવામાં બેદરકાર થવું ન જોઇયે. શાસ્ત્રકારોએ સ્ત્રીજાતિને શક્તિ, દેવી, લક્ષ્મી વગેરે ઉત્તમ ઉપમાઓ આપેલી, તેને ઉંચે દરજ્જે લઈ જવાને બદલે વિના કારણ કેટલેક સ્થળે ઘણો જુલમ ગુજરે છે. સહજ અણબનાવ થાય કે તેના ઉપર શોક લાવવાનું ઉતાવળ ભરેલું પગલું લઈ, અત્યંત ત્રાસ અને હમ્મેશનો ક્લેશ વહોરી લેવામાં આવે છે. એથી આપણા ભાઇઓ પોતાનું સત્ય શ્રેય શું, તે દીર્ઘ દૃષ્ટિથી જોતા નથી, તેમજ ક્ષમા વાપરવામાં કેવા લાભ છે તેનો પણ અનુભવ લેતાં નથી. પ્રત્યેકમાં અવગુણ અપરાધ હોયજ, તથાપિ દયાભાવ

રાખી સુધારી લેવામાં આવે તો જ કંઇક લાભ થાય. પ્રજા થવી ન થવી એ બાબત ઈશ્વરાધીન છતાં, કેટલાકો બીજી સ્ત્રી કરાવવા તત્પર થઈ જાય છે, પરંતુ તેમાં સ્ત્રીનોજ દોષ છે તેની શી ખાતરી ? વાસ્તે ક્ષણિક અને ખોટાં સુખનો વિચાર કરવાને બદલે ગાંઠે ઘણું દ્રવ્ય હોય તો નજીકના સંબંધીને વારસ લેવો, પરંતુ એક સ્ત્રી હયાત છતાં બીજી પરણવી એતો કોઈ રીતે ઉચિતજ નથી. આ વિષયમાં આપણા અનુભવી કવિ નર્મદાશંકર કહી ગયા છે કે,—

બાળ લગ્નથી આપણા સંસારની કેટલીક દુર્દશા થઈ છે ને તે વિષયમાં ઘણી નાતોનો એક મત જોતાં સંતોષ ઉપજે છે, તથાપિ ગામડાઓમાં અને કોઇ કોઈ નાતોમાં એટલા ઢીંગલા ઢીંગલીના લગ્ન થાય છે કે લગ્ન શું તેજ તેઓ સમજતાં નથી, તો લગ્નનો હેતુ અને લગ્નની પ્રતિજ્ઞા વગેરે ક્યાંથી સમજાય ? વાસ્તવિક રીતે જોઇએ તો એવાં લગ્ન તે લગ્નજ ગણાય નહીં.

આઠ વર્ષની ગૌરી, અને એવાં બીજાં જે વચનો વડે આપણા ઉપાધ્યાયો અને કેટલાક મતવાદિઓ બાળલગ્નની હિમાયત કરે છે, તેમને પૂછવું જોઇએ કે સીતા, રૂકિમણી, દમયંતી વગેરે સ્ત્રીઓનાં જો એટલી નાની વયે લગ્ન થયાં હોત તો તેઓ સ્વયંવર કરીને તેમજ સમસ્યાઓ પૂછી પરીક્ષાપૂર્વક પાણિગ્રહણ શી રીતે કરી શકત ? હાલ કન્યાકાળ તરીકે દશ બાર વર્ષની વય કન્યાઓને કેવી કાળરૂપ થઈ પડે છે, તે ઉપર ધ્યાન આપી ભવિષ્યપર નજર કરવી જોઇએ એટલુંજ નહિ પણ સિંહસ્થના વર્ષનું જે એકજ વર્ષ તે પણ લગ્નને માટે બહુ લાંબો કાળ થઇ

પડતો હોય તેવા ભયથી જે ઉતાવળ કરવામાં આવે છે તે કોઇ રીતે લાભકારક ગણાય નહીં. બાળલગ્નને માટે હું તો હમ્મેશ સિંહસ્થવર્ષજ ધારૂંછું અને તે ધારણા પ્રમાણે બાળક બાળકીઓ જેટલાં મોડાં પરણે તેટલું તેમને વધુ સુખ પ્રાપ્ત થાય. વર મેળવવા માટે બીજાં સંબંધીઓની ઇચ્છા કરતાં માત્ર વાતો કરનારા જ્ઞાતિજનોની ઇચ્છા કેવી હાસ્યજનક હોયછે તે વિષે કહ્યુંછે કેઃ—

कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतम् ।
बांधवा कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः ॥

અર્થાત્ કન્યાની ઇચ્છા એવી હોય છે કે વર રૂપાળો મળે તો સારૂ; કન્યાની મા એવી ઇચ્છા કરે છે કે જમાઇ પૈસાપાત્ર મળે તો સારૂં; તેના પિતાની ઇચ્છા એવી હોય છે કે જમાઇ ભણ્યો ગણ્યો હોય તો સારૂં; ભાઈઓ એવું ઇચ્છેછે કે બેહેન કુળવાન્‌ને ઘેર હોય તો સારૂં અને બીજાં સગાંઓની એવી ઇચ્છા હોયછે કે વેવાઇ બહુ દિવસ મિષ્ટાન્ન જમાડે એવો મળે તો સારૂં.

કન્યા વરાવતી વખતે શું જોવું ?

વરવાળા કેટલું પલ્લું કરશે, કેવાં ને કેટલાં લૂગડાં કરશે તે ઉપરજ મુખ્ય ધ્યાન આપવામાં આવેછે, પણ તેને બદલે છોકરીનાં ભાવિ સુખ ઉપર મુખ્ય દૃષ્ટિ રાખવી જોઇએ. આ અગત્યની બાબત ઉપર ધ્યાન આપવામાં આવતું નથી એટલે કજોડાં થાય છે; કોઇ બિચારી આપઘાત કરે છે, કોઈ કુછંદે લાગી જાય છે અને એમ અમૂલ્ય આયુષ્ય અથવા ફરી ન મળે એવો ઉત્તમ મનુષ્યદેહ વૃથા કરી નાંખે છે. તેમ ન થવા માટે શાસ્ત્રકારો કહે છે કે, કન્યાને વરાવતી વખતે,

विद्या च वित्तं च वपुर्वयश्च, कुलं च शीलं च सनाथता च ।
एतान् गुणान् संप्रतिदृश्य देया, ततः परंभाग्यवशाहि कन्या ॥

મતલબ કે પ્રથમ વિદ્યા, પછી ધન, પછી શરીર એટલે ( અંધ, પંગુ વગેરે દોષરહિત ),પછી ઉમ્મર, કુળ, સારી ચાલ, અને માથે વડીલ એટલે માબાપ કાકો વગેરે હોય તેવો, આટલી બાબત અવશ્ય જોવી અને એથી વધારે સુખનો આધાર કન્યાના ભાગ્ય ઉપર રાખવો.

માબાપોએ આ વિષય ઉપર ખાસ ધ્યાન આપી વેશવાળ કરવામાં ઉતાવળ કરવી નહિ. સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને લગ્ન વખતનાં ફટાણાં અને મરણ સમયનાં કાણકુટણામાં પણ સુધારો થવો જોઇએ. કપોળ વાણીઆ અને હાલાઈ ભાટીઆ મહાજને જે સુધારો કર્યો છે તે પ્રમાણે સર્વ જ્ઞાતો લગ્ન વખતે નીતિ સદાચારનાં મંગળ ગીતો ગાવાનું અને મરણ પ્રસંગે ગંભીર શોક પાળી મરનારનાં પુણ્ય નિમિત્તે કંઇપણ પરોપકારી કામો કરે તો તેથી બહુ લાભ થાય. આ બે બાબતમાં ચાલતી રૂઢિથી સ્ત્રીજાતિની સ્થિતિ ઘણી બગડી ગઈ છે અને આડકતરી રીતે તેથી અનીતિને ઘણું ઉત્તેજન મળેછે, માટે પુરુષોએ તેમ જ બહેનોએ આ બાબત ધ્યાન આપી જલદી સુધારો કરવો જોઇએ. કેળવણીના સંબંધમાં જોઈશું તો કાચી કેળવણીથી ભણતરના ભવાડા અને ફેશનેબલ રીતિથી વિદ્યાનું વગોણું થયું છે. આછકલો પહેરવેશ છોડી દઇ શરીરને અનુકૂળ આવે તેવાં શોભીતાં વસ્ત્રાભૂષણ ધારણ કરવાં જોઇએ, તેને બદલે પરદેશીની નકલ કરવાથી આપણી સ્ત્રીઓનો ઘાટ કાંઈક વાંદરવેશ જેવો થતો જાય છે; તેમજ નિત્ય ઘરેણાંનાં

નવા ઘાટ બદલવાથી પૈસા ઘણા બરબાદ થાય છે. સ્ત્રીઓની નાજુકાઈ તરફ જોઇએ તો કોમળતા, સુશીલતા, અને લજ્જાની જગોએ બહારની ટાપટીપ, અંગ્રેજી કેળવણીની ખોટી નકલ અને નાજુકાઈમાં હિસ્ટીરીઆનો રોગ જોવામાં આવે છે. મારા વિચાર પ્રમાણે હિસ્ટીરીઆ બહુ ભાગે મનનું માની લીધેલું દરદ છેઃ ઘણા લાડકોડમાં ઉછરેલી, ક્રોધી સ્વભાવની, સહેજ વાતમાં ઓછું લગાડનારી, ઘણા તર્ક-વિતર્ક કરનારી, ઘણી ચાહ પીનારી અને વિધવાઓને વિશેષે તે લાગુ પડે છે. વાસ્તે મનોબળ વધારી કહેલાં કારણો દૂર કરી બનતે પ્રયત્ને નિર્મૂળ કરવો જોઇએ. અને પોતે નિરોગી છીએ એવું હિંમતથી માની, બને તેટલું ઘરકામ કરવું, એથી શરીર સુધરશે અને મનના સુધારાથી શરીર સુધરતાં વાર લાગશે નહિ. અજ્ઞાન માણસને અધિકાર ન આપી શકાય એ ખરૂં છે, પણ ઘરરૂપી રાજ્યના પ્રધાનને અજ્ઞાન રાખી ગૃહરાજ્ય ચલાવવામાં આવે તો તેથી કેટલાંબધાં નુકસાન થાય, એ વારંવાર આપણે જોઈ શકીએ છીએ. લાંબી મુસાફરીએ ગયાથી અથવા પતિ ગત થયાથી સ્ત્રીની સ્થિતિ કેવી થાય છે તે વિષે આપણે વિચાર કરીએઃ એ અવસ્થામાં સ્ત્રીને અજ્ઞાન જાણી સગા અથવા નોકર ચાકર ધૂતી ખાય છે, એટલુંજ નહિ પણ કેટલીકવાર એવા ઘોટાળામાં નાંખી દેછે કે ઘરની ઘરવખરી અને સર્વસ્વ પચાવી, દીન અવસ્થામાં તે બિચારીને લાવી મૂકેછે. અભણ અબળાને લેવડદેવડની માહિતી હોતી નથી અને ઑફિસ કે દુકાનનાં તો દર્શન પણ ક્યાં ન હોય, ત્યાં બીજી શી આશા! આ ઉપરથી એમ સમજવું નહિ કે સ્ત્રીઓને દરેક

કામમાં માથું મારવાની હું હિમાયત કરૂંછું; પરંતુ જો તેને અર્ધાંગિની અથવા પ્રધાનની પદવિ આપતા હો અને શિરછત્ર થઈ તેમનો બધો ભાર ઉપાડવા ઇચ્છતા હો તો તમારાં એવાં કેટલાંક કામથી શામાટે વાકેફગાર ન કરો કે જેથી ભવિષ્યમાં તેઓ તમારૂં નામ કે કામ જાળવી શકે ?

મનુમહારાજ કહે છે કે સ્ત્રીજાતિને બાળક અવસ્થામાં માબાપ, તરુણ અવસ્થામાં પતિ અને વૃદ્ધ અવસ્થામાં દિકરાઓના રક્ષણ તળે રાખવી; પરંતુ તેને છૂટ ન આપવી. આ ઠેકાણે પુરુષવર્ગે તેના ઉપર હુમલો કરવાનો નથી, પરંતુ તેને બહારના કામમાં અથડામણ ન પડે માટે પિતાએ, પતિએ, તેમજ પુત્રે પૂરતી મદદ કરવી, એવો અર્થ થવો જોઇએ; અને તે પ્રમાણે થશે તોજ આપણી સ્ત્રીઓને તેથી રક્ષણ તથા મદદ મળશે. "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો અને જાગ્યા ત્યાંથી સ્હવાર" એ કહેવતને અનુસરીને ગઈ ગુજરી વિસારી દઇ જે કરવાનું છે તેમાં હવે બંધુઓએ અને બહેનોએ ધ્યાન આપવું જોઇએ. સુજ્ઞ સદ્ગુરુઓ સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને ઘણું મથે છે; વારંવાર સ્ત્રીઓની સભામાં હાજર થઇ બોધ કરેછે, કે જે પ્રમાણે બીજા ધર્મગુરુઓ પણ મન ઉપર લેશે તો મોટો પરોપકાર કરી શકશે. સાધારણ રીતે જોઇએ તો સર્વનો ધર્મ એકજ છે, માટે ઈર્ષાભાવ દૂર કરી એકમેકને મદદ કરવી, અને જ્યાંથી પણ સારૂં મળી આવે ત્યાંથી તે ગ્રહણ કરવું. *

---

* મુંબઇ મધ્યે "માંગરોળ શ્રીમાળીસમાજ"ના સ્ત્રીમંડળમાં આ ભાષણ આપ્યું હતું, તા. ૧૮-૪-૧૯૦૯ રવિવાર.



# કન્યાઓનું જીવન શી રીતે સુધરે ?

" માનવ જીવનના સર્વ પ્રદેશોમાં (ગૃહ–ધર્મ–રાજ્ય અને સાહિત્ય એ સર્વમાં) પુરુષ જેવુંજ બળ–ધર્મ અને દક્ષતા દર્શાવનારાં અનેક સ્ત્રીકૃત્યો સાક્ષી પૂરેછે."

સ્વજ્ઞાતિના અગ્રેસરોએ ખરેખર આ એક અગત્યનો નિબંધ પસંદ કર્યો છે; કારણ બીજમાં જેમ વૃક્ષનો સમાવેશ થયેલોછે, તેમજ બાળકિયો એજ ભવિષ્યની માતાઓ હોવાથી તેમનામાં જનસમાજનું અથવા બીજા શબ્દોમાં જોઈએ તો આખા જગત્‌નું સાર્વજનિક હિત સમાયું છે. માતા અથવા જનેતારૂપ પવિત્ર વૃક્ષને સરસ અને પ્રફુલ્લ બનાવવાની અત્યાવશ્યક્તા હોવાથી, આ વિષય જોકે આપણી (લુહાણા) જ્ઞાતિને માટે હાથ ધરવામાં આવ્યો છે, પરંતુ તે એટલો અગત્યનો છે કે આખા ભારતવર્ષની સઘળી કોમને ઉપયોગી હોવાથી તે યોજના માટે આપણા અગ્રેસરોને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો યોગ્યજ ગણાશે.

### કન્યાઓને કઈ કેળવણી સુખરૂપ થઈ શકે ?

શાસ્ત્રકારો કહે છે કે विद्यारत्नं महा धनं એટલે વિદ્યારૂપી રત્ન એજ મોટામાં મોટું દ્રવ્ય છે. વિદ્યા વિના કોઈપણ દેશ અથવા લોક સારી સ્થિતિ ઉપર આવી શકેજ

નહિ. વિદ્યાના પ્રતાપે આપણી રાજ્યકર્ત્રી કોમ કળા–કૌશલ્યમા અને સુખ–સંપત્તિમાં કેટલી આગળ વધી ગઇ છે, તેનો આપણે વારંવાર અનુભવ કરીએ છીએ; અને સહુની વૃદ્ધિ થાય એ હેતુથી નામદાર સરકારે તેમજ શ્રીમંતોએ ઠામ ઠામ વિદ્યાશાળા, પાઠશાળા અને કન્યાશાળાઓ સ્થાપન કરી છે, એટલુંજ નહિ પણ કન્યાઓને તો વળી તેમાં મફ્ત શિક્ષણ આપવામાં આવેછે.

પ્રાચીન કાળે ઋષિબાળાઓ અને રાજકન્યાઓ જ નહિ પણ ઋષિપત્નીઓ અને રાજમાતાઓ સુદ્ધાં સર્વ ઉપયોગી વિદ્યાઓ ભણી બીજાંને ભણાવતી; રાજાઓની અને પંડિતોની સભાઓમાં તેઓ જઇ શાસ્ત્રાર્થ કરતી; ગણિત જેવા ગહન વિષયો રચવાનું જ્ઞાન ધરાવતી અને પોતાની કવિત્વ શક્તિ વડે પ્રભુના ગુણ ગાઈ જગત્નાં નર–નારીઓને ભક્તિ અને નીતિનો બોધ આપી ઉદ્ધાર કરતી. આ વિષયના દૃષ્ટાંતમાં પંડિત મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતીએ ભગવાન્ શંકરાચાર્ય સાથે તેમજ કુમારી ગાર્ગીદેવીએ મહાત્મા યાજ્ઞવલ્ક્ય સાથે શાસ્ત્રચર્ચા કર્યાની, સતી મદાલસાએ પુત્રોને સ્વધર્મ બોધ આપ્યાની, અને ભગવતી મીરાંબાઈએ કીર્તનો રચી પ્રભુમાં મગ્ન થયાની કથા આપણે અતિ આદરસહિત ગાઇયે છીએ. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે પ્રાચીન કાળે સ્ત્રીઓ વિદ્યા ભણતી અને પુરુષને પણ સમયે મદદરૂપ થઈ પડતી. તેમ છતાં હાલ પ્રાચીન અથવા સનાતન ધર્મીનું અભિમાન ધરાવનારાઓમાંના કેટલાક હજુ સ્ત્રીકેળવણીથી વિરુદ્ધ જાય છે અને કહે છે કે "દીકરીઓ ભણીને શું દુકાને જશે? શું તેમને વેપાર કરવો છે? એક ઘરમાં બે ભણેલાં એતો કલમપર કલમ ચડી કહે-

વાય ને તે તો બહુ ખોટું! ભણેલી સ્ત્રી સુખીજ ન થાય !" ઈત્યાદિ ઉદ્ગારો કહાડી સ્ત્રીકેળવણીના સંબંધમાં જે વેહેમ અને વિપરીત સમજ ધરાવે છે, તેનો અટકાવ કરવા, કન્યાઓને પરિપકવ જ્ઞાન આપી કેળવણીનું ખરૂં સ્વરૂપ બતાવી આપવું જોઇએ; કેમકે દુર્ભાગ્યે કોઇ અધુરી કેળવણી લઈ કુસંગે ચઢી આડે માર્ગે દોરવાય તો તેમાં કેળવણીનો નહિ પણ તેની કુસંગતિનોજ દોષ છે. પરિપકવ અથવા જેને પુરી કેળવણી કહે છે તેનો અર્થ નીતિનું અને ઘરસંસાર ચલાવવાનું ઉંચું જ્ઞાન આપવું તે, અને તેજ કેળવણીની આપણી બાળકીઓને આવશ્યક્તા છે. છોકરીઓને માસ્તર, ડાક્ટર, કે વકીલ બારિસ્ટર બનાવવાને હું કહેતી નથી, અગર જો કે કોઈ એટલે દરજ્જે પહોંચે તો તેમાં કશો ગેરલાભ નથી; પણ ઉંચે દરજ્જે ચઢવું એ જેમ દોહેલું છે, તેમ ઉંચી પરીક્ષાઓ પસાર કરવી એ કાંઈ સાધારણ બાબત નથી. તેને માટે તો તપસ્વીની પેઠે અહોરાત્ર તન–મનને કસવાં પડે છે અને ત્યારેજ ફલિભૂત થવાય છે. આવી કષ્ટસાધ્ય વિદ્યાને અથવા વિદ્યાર્થીને વગોવનાર કદી વિચારવંત ગણાય નહિં. માટે આપણી પુત્રીઓ જેટલું વધારે ભણે તેટલું વધારે સારૂં સમજી, કેળવણી આપવી એ તેમને કદી ન ખૂટે એવી અક્ષય દોલત આપવા બરાબર છે. વાસ્તે જ્ઞાતિહિતૈષીઓ જેઓ પોતાની પુત્રીઓનું શ્રેય ઈચ્છતા હોય તેઓએ આ બાબતમાં પોતાથી બને તેટલો પ્રયત્ન કરવામાં પાછળ પડવું જોઇતું નથી.

### કન્યાઓને ખરના હુન્નરો.

આપણી બાળકીઓ અથવા ભવિષ્યની માતાઓ કોઈ

વાર ગરીબીમાં કે પૈસાની મુઝવણમાં જઈ ન પડે અને પોતાનો નિર્વાહ નીતિયુક્ત-સ્વતંત્રતાથી ચલાવી શકે તેવા તેમને કેટલાક હુન્નર શીખવવા જોઈએ. આજકાલ સ્ત્રીઓને ચાલુ રસોઈ અને સાધારણ સીવણકામ ઉપરાંત વધુ આવડતું નથી, એમ કહીએ તો ચાલે. તેમને હિસાબી જ્ઞાન મુદ્દલજ હોતું નથી તેથી ચાર વધુ માણસની રસોઇ કરવી પડે તો રસોયાની અને સીવણકામમાં તો વારંવાર દરજીની મદદ લેવી પડે છે. આ વિષયમાં "પારસી વર્કકલાસે" સારો દાખલો આપ્યો છે, માટે તેમની પેઠે આપણી બાળાઓને તેવું શિક્ષણ મળે એવી તજવીજ થવી જોઇએ. અથવા "સેવાસદને" સ્ત્રીજાતિના પોષણ અને રક્ષણ માટે જે જે હુન્નરો તેમને શીખવવા માંડયા છે, તેનો અનુભવ આપણી બાળકીઓને આપવો જોઇએ. રસોઇનો ઉદ્યોગ જીવન સાથે સંબંધ ધરાવનારો અને ઘણો અગત્યનો છતાં જે શ્રીમંતો તેને ભઠિયારખાનાની ઉપમા આપે છે તે ઘણી ભૂલ કરે છે, કેમકે રસોઈ તો ભીમ જેવા સમર્થ પુરુષે પણ કરી હતી અને ઘણા સદ્‌ગૃહસ્થો તો પોતાનાં ઘરમાંના હાથ સિવાયની રસોઇ પસંદ કરતા નથી. હમણાંજ એક નાગર બાઈએ રચેલું "પાકશાસ્ત્ર"નું પુસ્તક પ્રગટ થયું છે, તેમાં તેનો ચરિત્રલેખક જણાવે છે કે એ બાઇ શ્રીમંત કુટુંબની છતાં, અનેક તરેહનાં પકવાન્ન તેને આવડતાં હતાં અને તેના સંબંધીઓ રસોયાના હાથનું ભોજન પસંદ કરતાજ નહિ. આ પ્રમાણે આપણી બાળકિયો જ્યારે રસોઈમાં કેળવાશે ત્યારે ઘરમાં પૈસાસંબંધી ફાયદા થવા સાથે તનદુરસ્તીની પણ જાળવણી થશે. આગલા વખતમાં

એટલે ચાલુ સદીમાંજ સ્ત્રીઓ ઘરની અંદર સાબુ અને સુગંધી તેલ બનાવતી ને રંગવા વણવાનું કામ પણ ઘરમાં થતું, જેમાં મુખ્ય મદદ સ્ત્રીઓની હતી. ગરીબવર્ગની સ્ત્રીઓ અને વૃદ્ધ ડોશીઓ સુદ્ધાં રેંટિયો કાંતી તથા દળણાં દળી બાળકોનું પાલનપોષણ કરતી, તે રેંટિયા વિષે તો આજે પણ એવી કહેવત ચાલેછે કે "માના રેંટિયામાં સમાય પણ બાપના વેપારમાં ન સમાય." સાંચાકામ નીકળવાથી જેમ રેંટિયાનું નામ નિશાન નીકળતું જાય છે તેમ વખત જતાં ઘંટીનેમાટે થાય તો તેમાં આશ્ચર્ય નથી. કેમકે મોટા શહેરોમાં તો ગરીબ બાઇઓ પણ પૈસો લઇ સંચામાં દળાણું દળાવી લાવેછે અને તે લોટ બેસ્વાદ તથા નિઃસત્વ છતાં લોકો ખુશી થઇ ખાવા લાગ્યાં છે.

કેટલીક કન્યાશાળાઓમાં ઝીંક, ઝરી, લેઇસ ભરતાં શીખવવામાં આવે છે અને ઊનનાં મોજાં, ટોપી, ગળપટ્ટા, કોર એતો સાધારણ થઇ પડયાં છે. શાળાની મદદ વગર પણ ઘેર બેઠાં ઘણી બહેનોએ આ હુન્નર હાથ કર્યો છે, પણ હિસાબી જ્ઞાનના અભાવે તેમજ આસપાસની કેટલીક મુશ્કેલીઓને લીધે તેમાં તેમને કશો પણ લાભ હાંસલ થતો હોય એમ લાગતું નથી. તેઓને ભરવા ગુંથવા માટે જે ચીજો જોઇએ તે મંગાવતાં તથા વેચતાં છેતરાવાનો સંભવ વધારે છે એથી ઘણીવાર તો એ હુન્નર પાછળ રોકેલો વખત વ્યર્થ જાય છે અને સામું નુકસાન લાગે છે. આ બાબત વેપારીવર્ગે ધ્યાન આપી સ્ત્રીઓને તેમની મહેનતનો પુરતો બદલો તાબડતોબ મળે અને કોઇની ઓશિયાળી વેઠવી ન પડે તેવી ખાસ વ્યવસ્થા કરવી જોઈએ. જો એમ થશે તો

ગરીબ અબળાઓને આશ્રય આપવા સાથે સ્વદેશી ઉદ્યોગને પણ ઉત્તેજન આપવા જેવું તથા દેશસેવાનું મહાન કાર્ય કર્યું ગણાશે. મુંબઈવાસી જ્ઞાતિબંધુઓનો મોટો ભાગ કાપડનો જ વેપાર કરેછે તો શું તેઓ આ બાબતમાં કાંઇ ન કરી શકે ?

એક માણસને તેને લાયકનું કામ ન આપીએ ને તેની અડચણો દૂર કર્યા વિના તેના વાંકજ કાઢીએ તો તેથી કાંઇ હેતુ પાર ન પડે. તે પ્રમાણે આપણી સ્ત્રીજાતિ માટે થયું છે. તેઓના શિક્ષણની વ્યવસ્થા નથી, ઉદ્યમનો આશ્રય નથી અને તે સ્થિતિમાં "નવરૂં નખોદ વાળે" એ કહેવત પ્રમાણે અજ્ઞાનતાથી અથવા આપત્તિને લીધે આડે માર્ગે ઉતરી પડે તો તેમાં તેનોજ માત્ર દોષ છે, એમ કહેવું એ ન્યાયયુક્ત તો નહિ જ ગણાય.

### લાજ, ફટાણાં તથા રડવું કુટવું ઇત્યાદિ.

આપણી જ્ઞાતિની દરેક નાની મોટી બાઈઓને બાદશાહી વખતથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે લાજ અથવા ઘુંઘટાના પડદામાં ભરાઇ રહેવું પડે છે. એથી કોઇ અકસ્માત વેળાએ પણ વૈદ્ય ડાકટર પાસે કે બજારે જઈ શકાય નહિં, કેમકે તેમાં મોટી આબરૂ માની છે. પરંતુ દેવદર્શનમાં જ્યાં પુરુષોના શરીરનો સ્પર્શ થાય ત્યાં જવામાં, રામજણીઓના નાચ તથા નિર્લજ નાટક તમાશા જોવા જવા છુટ લેવાય છે ! ગમે તેવી જરૂરની વેળાએ પણ પિતાતુલ્ય સસરા, જેઠ કે આશ્રયદાતા શેઠને મોઢું બતાવાય નહિ અને તેઓ સર્વ જોય તથા સાંભળે તે પ્રમાણે વિવાહમાં તથા ગોર (મોળાકોત)માં સ્ત્રીઓ તથા છોકરીઓ ઉઘાડે મોઢે બિભત્સ ફટાણાં બોલે તેની હરકત નહિ !

વળી મરણ પાછળ રસ્તા વચ્ચે છાતી કાઢી રોવા કુટવાની અને જુવાન માણસનાં મરણ પાછળ પણ મિષ્ટાન્નો ઉડાવવાની રૂઢિ ચાલે છે તે શું શાસ્ત્ર સંમત છે કે ચાલુ સમયને અનુસરતી છે? તેનો વિવેકી ગૃહસ્થોએ હવે વિચાર કરવો જોઈએ; કેમકે બાળપણે પુત્રીઓના કોમળ હૃદયપર તેથી જે છાપ પડે છે તે જીંદગી સુધી ટકી રહે છે અને તે અસર તેના વંશમાં પણ ઉતરે છે. "વિચાર પ્રમાણે ઉચ્ચાર અને ઉચ્ચાર પ્રમાણે આચાર." માટે દરેક મનુષ્યે પોતાનાં મન, વચન અને કર્મ સુધારવાં હોય તો આરંભથીજ નઠારી સંગતિનો અને નઠારી રૂઢિનો ત્યાગ કરવો જોઈએ. દુર્ગુણ શીખવવાની એકે શાળા નથી, છતાં ઘણા લોકો દુર્ગુણી બનતા જાયછે, કેમકે તેમને નઠારાં માણસનો સહવાસ વિશેષ હોવાથી તથા કુદરતી સર્વેની નીચી ગતિ હોવાથી નીચ સંસ્કારો દાખલ થતાં વાર લાગતી નથી. નજરબંધીના, જોશીઓના, વશીકરણના, ભૂતપ્રેતના તથા માનતા વગેરેના વહેમો પણ એ પ્રમાણેજ દાખલ થયા છે, અને તેથી સ્ત્રીઓની બુદ્ધિ માટે એટલે સુધી કહેવાયું કે स्त्रीबुद्धि प्रलयं करी અર્થાત્ સ્ત્રીની બુદ્ધિ નાશ કરનારી છે! પણ એમાં સ્ત્રી બિચારી શું કરે! જો સ્ત્રીની બુદ્ધિ નઠારીજ હોય તો માતા પણ શું એક સ્ત્રી નથી? અને તેને માટે નીચે પ્રમાણે સ્તુતિ કેમ થાય?

### માતાનો મહિમા અને કન્યાઓની દુર્દશા.

नास्ति मातृ समाच्छाया नास्ति मातृ समा गति ।
नास्ति मातृ समं त्राणम् नास्ति मातृ समा प्रियम् ॥
नास्ति मातृ समं दैवम् नास्ति मातृ समो गुरुः ।
तयो प्रत्योपकारोति नाहि कश्चन विद्यते ॥

ભાવાર્થ—માતાના જેવી એકે છાયા નથી, માતાના જેવી એકે પ્રાપ્તિ નથી, માતાના જેવું એકે રક્ષણ નથી, માતાના જેવું એકે પ્રિય નથી, માતાના જેવો એકે દેવ નથી, માતાના જેવો કોઇ ગુરુ નથી અને માતાના જેવું કોઇ ઉપકારક નથી.

માતાનો આ મહિમા જાળવવો હોય અને આપણી પુત્રીઓ જે ભવિષ્યની મહિલાઓ અથવા માતાઓ જ છે, તેમને સુખી સ્થિતિમાં જોવા ઈચ્છતા હો તો ઉપર કહ્યા પ્રમાણે ઉંચી નીતિની કેળવણી સાથે હુન્નરકળાની કેળવણી આપો અને તેમને જ્ઞાતિના ખોટા રિવાજથી દૂર રાખી, સંસારનો ભાર ઉપાડવાની શક્તિ ધરાવે ત્યારેજ તેમનું લગ્ન કરો. ગમે તેવી સદ્‌ગુણી અને કેળવાયેલી કન્યા હોય, પરંતુ જો તેને તેવો લાયક પતિ ન મળે તો જીવિત સઘળું વૃથા સમજવું. હાલાઇ, કચ્છી, ઘોઘારી તથા સુરતી એ બધી આપણી કોમ એકત્ર જોડાયેલી અને પરસ્પરને કન્યા આપવા લેવાની છૂટ હોવા છતાં, હાલાઇએ હાલાઈનેજ અને કચ્છીએ કચ્છીનેજ કન્યા આપવાની જે રૂઢિ ચાલે છે તેમાં સુધારો કરી अमेध्यादपि कांचनं ग्राह्यं "અપવિત્ર જગ્યામાં પણ સોનું પડ્યું હોય તો ઉપાડી લેવું" એ શાસ્ત્ર વચન પ્રમાણે લાયક વર કન્યા જોઇ, કોઇપણ તડામાંથી પસંદ કરી સંસાર માંડવો જોઈએ, અને વિધવાઓનાં પુનર્લગ્નની છૂટ છે તો બાળ વિધવાઓને તેનો લાભ આપી નીતિનું રક્ષણ કરવું જોઇએ.

મારે દિલગીરી સાથે જણાવવું પડશે કે, કેટલાંક માબાપો પોતાની પુત્રીઓને પુત્રોની પેઠે પાળતાં પોષતાં નથી તો તેમને કેળવવાની તો વાતજ શી કરવી? પોતાને જ્યાંથી

કાંઇપણ પૈસાસંબંધી અથવા બીજો આડકતરો લાભ થતો હોય ત્યાં પતંગિયાંની પેઠે ઝટ ઝિપલાવે છે. તે વખતે નથી જોતા વરની ઉમર કે નથી જોતા વરની વિદ્યા! નથી જોતા રૂપ કે નથી જોતા ગુણ! બેશક આપણી જ્ઞાતિમાં કન્યાવિક્રય બહુ કમતી થાય છે, એ ઘણું સ્તુતિપાત્ર છે પરંતુ કેટલાકો પોતાનો અંગત સ્વાર્થ સાધવાની કુમતિથી કજોડાં કરતાં તથા સોક ઉપર આપતાં પાછું વાળી જોતાં નથી, તે માબાપો, અરે માબાપો નહિં પણ કસાઇઓ! ખરેખર પોતાની પુત્રીઓનો ઘાતકર્તા શત્રુઓ છે. કેમકે તેમની દુહિતાઓ પોતાનું જીવન ઘણી આપત્તિ વચ્ચે અને માબાપોને નિસાસા આપી પુરૂં કરે છે. જ્ઞાતિના આગેવાનોએ તેટલા માટે ખાસ ધારા બાંધી, સહુ સમાનતાથી વર્તે એવો પક્કો બંદોબસ્ત બાંધવો જોઇએ. કેમકે કેટલાક શ્રીમંતના દીકરા અથવા ઉદ્ધત વરો, સહેજ વાતમાં તે બિચારીને માવતરે કાઢી મુકે છે, કેટલાક તુરત બીજી લાવે છે અને કેટલાક તેમનાં પ્રાણથી વહાલાં ધાવણાં બાળકોને પણ ખુંચવી–વિખુટાં પાડી–એવી હાલ બેહાલ કરે છે કે જે જોતાં ત્રાહિતને પણ દયા આવે. આવું ઘોર કૃત્ય કરનાર શ્રીમંત હોય તો તેને કોઇ કહેવાની હિંમત કરતું નથી, ને ધનના તેજમાં અંજાઇ શ્રીમંત સાથે કામ પાડનાર ગૃહસ્થોનો ને મુખ્યત્વે નિર્દોષ બાળકીઓનો તેથી મરો થાયછે.

કેટલાકો વળી એવી હઠ પકડી બેઠા છે કે અણબનાવ થતાં સંસાર ન માંડવા કન્યાને તેનાં પીયરિયાં સાસરે ન વળાવે તો ચાલે, પણ સગાઇ કરેલી કન્યાનો વર ગમે તેવો કુપાત્ર હોય તોપણ તેને પરણાવીજ જોઇએ,

એવો નઠારો ચાલ આપણી જ કોમમાં છે. આ રિવાજથી વિશેષે આપણી બાળકીઓ જ દુઃખી થાય છે. વળી સાટાં ત્રેખડાની રીત પણ આપણી પુત્રીઓના સંસારસુખને માટે ઘણીજ હાનિકર્ત્તા છે. માબાપ અથવા નજીકનાં સગાંઓ પોતાના પુત્રને પરણાવવા માટે એક બીજાની કન્યાનો ભોગ આપે છે; નિર્દોષ બાળકી, જેને ખાનપાન અને વસ્ત્ર આભરણ સિવાય કોઈ જાતની સમજ હોતી નથી અને ધારો કે કદી કોઇ ૧૨–૧૫ વર્ષની મોટામાં મોટી હોય ને તે સમજે કે આ મારા ઉપર મોટો જુલમ થાય છે તો પણ તેનો ભાર છે કે "હું અમુકને નહિં પરણું" એવું હિંમતથી કહી શકે ? બરાબર જોઈએ તો તે બિચારી અજ્ઞાન બાળા સગપણ વિવાહમાં કશું સમજતી નથી, તેથી કહેવાય છે કે "દીકરી ને ગાય દોરે ત્યાં જાય" તે તો પરણાવે ત્યાંજ પોતાનો ભવ દુઃખે પાપે પુરો કરેછે. આપણી પુત્રીઓની જીવનરૂપી ઇમારતનો મોટામાં મોટો પાયો લગ્ન જ છે. આ પાયામાં લોભ, લાલચ કે સ્વાર્થનો જરાપણ અંશ હોય તો તેને ધસી પડતાં અથવા ખરાબ થતાં વાર લાગતી નથી. તેથી નાતના આગેવાનોએ વિચાર કરી ગરીબને અને શ્રીમંતને સમાન સુખ અને ન્યાય મળે તેવું બંધારણ યોજવું જોઈએ, અને વડીલોએતો

आदौ ततो वरं पश्ये त्ततो वित्तं ततः कुलम् ।
यदि किंचिद्वरे दोषः किं धनेन कुलेन किम् ॥

ભાવાર્થ—પુત્રિનો વિવાહ કરતાં પહેલાં પિતાએ પ્રથમ વરનું શરીર જોવું, પછી તેની પૈસાસંબંધી સ્થિતિ જોવી અને પછી તેનું કુળ જોવું. કેમકે વરમાં થોડો પણ દોષ હોય તો ધન અથવા કુળથી શું લાભ ?

કન્યાનું શ્રેય ઇચ્છનારા સર્વે બંધુઓ પ્રત્યે છેવટ મારી એજ પ્રાર્થના છે કે ઉપર કહ્યા પ્રમાણે તેમને ધાર્મિક એટલે પવિત્ર નીતિનું તથા સ્ત્રીને ઘરના હુન્નરનું શિક્ષણ આપવું; કુસંગતિનો અને ખરાબ રૂઢીઓનો ત્યાગ કરાવવો; યોગ્ય પતિ જોઈ લગ્ન કરવું અને બળવાન તરફથી કોઈપણ તરેહનો ગરીબો ઉપર અન્યાય અથવા જુલમ ન ગુજરે તે માટે ધારા ધોરણ મુકરર કરવાં. સર્વ શક્તિમાન ઇશ્વર ! આ સર્વ વ્યવસ્થા કરવા જ્ઞાતિજનોને સુબુદ્ધિ અને સહાયતા આપો.*



* રાજકોટ લુહાણા કૉનફરન્સની બીજી મહા સભા પ્રસંગે, અગ્રેસરોના આગ્રહથી આ લેખ લખ્યો હતો અને તે વિષય પરિક્ષક મંડળીએ સ્વીકારતાં "સાંજવર્તમાન" વગેરે પત્રોમાં પ્રગટ થયો છે, ઈ સ. ૧૯૧૨.



# લાજનો રિવાજ.

( દોહરા. )

મુખ ઢાંકીને માનુની, ફાગ ફટાણું ગાય;
ભર વસ્તીમાં ફૂટતાં, લેશ નહિં શરમાય. ૧
ખુલ્લે દિલ ખુલ્લે મુખે, વિગતે વદતાં વાત;
શું લજ્જા લોપાય છે, જુઓ વિચારી ભ્રાત. ૨

(ક. ધ.)



"લાજ" એટલે ઘુંઘટો અથવા માથે ઓઢેલાં લુગડાંનો છેડો મોં આડો ધરી, વર તરફનાં વડીલ સગાં સંબંધીઓને મોઢું ન બતાવતાં તેમાં માનેલી યોગ્યતા. કેટલીક કોમમાં તો વર તરફની વયોવૃદ્ધ અને હલકા દરજ્જાના નોકર-ચાકરની વહૂવારૂઓ પાસે લાજ કઢાવવાનો ચાલ છે ને મારવાડમાં તો વહૂઓ પોતાની સાસુ, નણંદ તથા જેઠાણી વગેરે વડીલ સ્ત્રીઓને પણ મોઢું ન બતાવતાં તેની લાજ કાઢી, જીંદગી સુધી સાસુ-નણંદ સાથે તથા જેઠાણી જોડે બોલતી નથી; એટલુંજ નહિ પણ તે તરફ ઓઝલ પડદો એટલો બધો છે કે ગરીબવર્ગની સ્ત્રીઓ પણ ઘરમાંજ ગોંધાઈ રહે છે અને ઘરમાં પીવાનું પાણી પણ પુરુષોજ ભરે છે! આશ્ચર્યની વાત છે કે તે તરફના અગ્રેસરો અને વિદ્વાનો

આ રિવાજમાં અદ્યાપિ સુધી કશો સુધારો કરાવી શક્યા નથી. "લાજ" શબ્દના ઘણા અર્થ થાય છે, પણ હું તો અત્રે તેના ચાલુ પ્રચાર વિષેજ મારા વિચારો જણાવીશ. કોઈપણ રૂઢી કે રિવાજ દાખલ થવાને આરંભમાં કંઈપણ ખાસ કારણ હોય છે, ત્યારેજ લોકો તેને વળગી રહે છે; તેજ પ્રમાણે શરુઆતમાં લાજનો રિવાજ પણ લાભકારક સમજી ચાલુ કરવામાં આવ્યો હોય તો તે સ્વાભાવિક છે, પરંતુ દેશ-કાળ જોતાં હાલ તેની કેટલી અગત્ય છે, તેનો પણ આપણે વિચાર કરવો જોઇએ, અને જો તેથી લાભને બદલે નુકશાનજ હોય તો તેનો ત્યાગ કરવો સર્વથા ઉચિત છે.

આપણી દરેક રહેણી કરણી, આચાર વિચાર અથવા રીત રિવાજ ધર્મ સાથે વિશેષ સંબંધ ધરાવે છે, તે પ્રમાણે મૂળ ધર્મશાસ્ત્રને લગતાં પુસ્તકો મહાભારત અને રામાયણ વગેરે જોઇયે તો તેમાં સ્ત્રીઓએ લાજ કાઢવાનો પ્રચાર કોઈ પણ સ્થળે જોવામાં આવતો નથી, પણ ઉલટું સુલભા, ગાર્ગી અને રાજબાળા જેવી યુવતીઓએ રાજાજનક જેવા મહા પુરુષોની સભામાં જાતે જઇ કરેલા શાસ્ત્રાર્થ નજરે તરે છે; એટલુંજ નહિ પણ દ્રૌપદી, દમયંતી, સીતા વગેરેના થયેલા સ્વયંવર ઉપરથી તથા અર્જુને પોતાના પુત્ર અભિમન્યુની સ્ત્રી ઉત્તરાને ભણાવી હતી તે ઉપરથી, ઘણા જુના જમાનામાં પણ સ્ત્રીઓ ઘુંઘટાઘોર કરી પોતાનું મોં સંતાડતી નહોતી, એવી ખાતરી થાય છે. તે પછીના ઇતિહાસિક સમયમાં પણ રાજકન્યાઓનાં સ્વયંવરથી થયેલાં લગ્નો અને તેમણે રાજકાજમાં લીધેલો ભાગ, લાજના રિવાજની હયાતી બતાવતો નથી. આ સ્થળે કોઇ કહેશે કે ધર્મ

પુસ્તકોમાં અને ઇતિહાસોમાં આ પ્રમાણે લાજની રૂઢિ લખી નથી ત્યારે તે આવી ક્યાંથી? તે વિષયમાં વિદ્વાનો જણાવે છે કે ઈ. સ. ૬૪૦ એટલે આજથી આશરે પોણીતેરસો વર્ષ ઉપર જ્યારે હિંદુસ્તાન ઉપર શત્રુઓના હુમલા થવા લાગ્યા, ત્યારે સ્ત્રીજાતિને પોતાનું શીયળ જાળવવાની મોટી આપદા હતી. કેટલીકો તેવા સાંકડા સંજોગમાં આત્મભોગ આપીને પણ પવિત્ર રહેતી; કેમકે કુંવારી તેમજ રૂપવંતી સ્ત્રીઓનું હરણ થતું તેથી કેટલીક વાર તેમને સંતાડી મૂકવામાં આવતી, અથવા જેમ બને તેમ જલદીથી તેમનાં લગ્ન કરવામાં આવતાં. એ સમયથી જ બાળલગ્નનો, ઓઝલ–પડદાનો, બુરખાનો કિંવા લાજ ઘુંઘટાનો રિવાજ ચાલુ થયો અને તે અદ્યાપિ “સાપ ગયા પણ લિસોટા રહ્યા” એ કહેવત પ્રમાણે હાલના રામરાજ્ય જેવા શાંત સમયમાં પણ ચાલુ રહ્યો છે. હમણાં એકંદર જોઈએ તો સ્ત્રીઓને પોતાનું પાતિવ્રત પાળવાને કોઈ તરેહની હરકત નથી. આગગાડી અને સ્ટીમરોમાં છૂટથી એકલી પણ સ્ત્રીઓ મુસાફરી કરી શકે છે, એટલુંજ નહિ પણ હાલ કેટલીક કેળવાયલી બાઇઓ ભણી ગણી પુરુષો જેવાં કામ કરવાને તેમજ જાહેર જનસેવા કરવાને બહાર આવી છે, અને તેથી સ્ત્રીજાતિની કીર્તિમાં મોટો વધારો થયો છે.

ઘણી યુરોપિયન અને પારસી સ્ત્રીઓ લાજ ન કાઢતાં છતાં નીતિવાન્ રહી શકે છે, તો આપણી બહેનો તે પ્રમાણે પવિત્ર કેમ રહી ન શકે? આ સરખામણી ઘડીભર બાજુ મૂકી, આપણી હિંદુ દક્ષિણી કોમનોજ દાખલો લઈએ: તેઓ લાજ બિલકુલ નહિ કાઢતાં છતાં કેટલી બધી નીતિવાન્

અને લજ્જાશીલ જણાય છે ? વળી ગુજરાતી હિંદુઓમાં પણ સુરત, વડોદરા, અને અમદાવાદ મધ્યે ઘણી જ્ઞાતોની અંદર લાજનો રિવાજ નથી તો શું તે બાઇઓ નીતિવાન્ નથી રહેતી એમ કોઇ કહી શકશે ? કદી નહિ; ત્યારે બાકી કચ્છ, કાઠિયાવાડ કે મારવાડ પ્રાંતમાં એ ચાલથી, તેમની નીતિ-રીતિમાં કેટલો વધારો થયો છે અને તેમની સ્થિતિ કેટલી સુધરી છે, તેની શું કોઈ ગણત્રી કરી બતાવશે ? મતલબ કે લાજના રિવાજથી ફાયદો નથી પણ ઉલટું મોં આડો છેડો ધરીને તેમાંજ કુલીનતા માનવી, એ વિચાર ભૂલ ભરેલો છે. કુલીનતાનો આધાર પોતાની વર્તણુંક ઉપર છે, અને સારી વર્તણુક સત્સંગ તથા કેળવણીથીજ પ્રાપ્ત થાય છે. વડીલ તુલ્ય જેઠ, સસરા અથવા બીજા સગા સંબંધીઓ ગમે તેવા જરૂરી કામ પ્રસંગે પણ ઘેર આવી, પુરુષવર્ગ ઘરમાં ન હોવાથી પાછા ચાલ્યા જાય, તેમને કોઈ "આવો, આવજો" પણ ન કહે કે ન તેની કશી ખબર અંતર પૂછે, તેને શું આપણે "લાજ" કહીશું ? મારા વિચાર પ્રમાણે તો એ પણ એક નિર્લજતા અથવા અસભ્યતાજ છે. કેળવાયલી બહેનો કે જેમનામાં લાજનો ચાલ નથી, તેઓ એવે પ્રસંગે ઘેર આવનાર પુરુષ-વર્ગનું માન જાળવી બેસવાની જગ્યા આપે છે; "ક્યાંથી આવવું થયું ? શું કામ છે ? કહેવા જેવું હોય તો કહો" વગેરે કહી કાગળ પેન આપી લખવા કહેવું, અથવા પોતે લખી લેવું, અને જો પુરુષમંડળી તુરત ઘેર આવનાર હોય તો બેસાડી વર્તમાનપત્ર અથવા પુસ્તક વાંચવા આપવું, અને જો તેને અવકાશ ન હોય તો "ઘેર આવેથી શું કહેવું છે ? તમોને તસ્દી થઇ" વગેરે વિવેકયુકત વર્ત્તવામાં આવે છે; તે લાજ

કે ઘેર આવનાર માણસને જોતાંજ ઘુંઘટો તાણી ખૂણે ભરાઈ જવું તે લાજ ? વળી મુસાફરીમાં તો આ રિવાજથી વહુવારૂઓને તેમજ વર તરફનાં સંબંધીઓને પ્રસંગોપાત્ત કેવી ને કેટલી હરકત પહોંચે છે, તે સહજ સમજી શકાશે, વાસ્તે તેનો પણ વિચાર કરવો જોઇએ.

કેટલીક કોમમાં લાજ કાઢી વાતો કરવાની છૂટ છે, ને કેટલીક કોમમાં અરધું મોં દેખાડીને તેમજ એક આંખ બહાર કાઢી, બાકીનો ભાગ લાજથી ઢાંકવામાં આવે છે. કેટલીક બાઇઓ લગ્ન પ્રસંગે લાજ તાણી, પુરુષમંડળની સમિપ બિભત્સ ફટાણાં ગાતાં સંકોચાતી નથી, તેમજ મરણવેળા જાહેર રસ્તા ઉપર રડતાં કૂટતાં મોઢું ઢાંકી જે ભાવ ભજવે છે, તે કેટલો બધો અમર્યાદ અને અઘટિત છે ? આ ઉપરાંત સ્ત્રીઓ લાજ તાણી, પુરુષવર્ગની ગરદી વચ્ચે દેવમંદિરમાં અને તેમાં વળી હોળી જેવે પ્રસંગે ઉડતા રંગ ગુલાલે રોળાતાં જે ભાગ લે છે તે વેળા લાજ કાઢવાની કંઈ મતલબ પાર પડતી હશે, તેનો પણ આપણે વિચાર કરવો જોઇએ અને તેમાં જો ઘુંઘટારૂપી લાજથી કંઇપણ લાભ ન હોયતો તેનો ત્યાગ શામાટે નહિ કરવો ?

લાજના બીજા અર્થમાં જોઇએ તો આપણા લોકોમાં કેટલાકો છોકરીઓ ભણે લખે તેમાં લાજ સમજી શાળામાં મોકલતા નથી. વહેલાં પરણાવવામાંજ લાજ સમજી વય, વિદ્યા તથા રૂપ–ગુણનો વિચાર કર્યા વગર જયાં ત્યાં "લાકડે માંકડું" વળગાડી દે છે, અને કેટલાકો વળી, કરજ કરી મોટા વરઘોડા કાઢવામાં અને વરા કરવામાં લાજ સમજે છે. ઉન્હાળાના દિવસોમાં ગમે તેવો તાપ પડે છતાં બૈરાંઓથી

પગમાં જોડા કે સપાટ પહેરાય નહિ, વરસાદમાં આખું શરીર ભીંજાઇ જાય પણ છત્રી ઓઢાય નહિ, વળી સ્ત્રીઓનાં અને તેમાં પણ બાળકોનાં શરીર ઉપર લુગડાં થોડાં અને ઘરેણાં થોકબંધ પહેરાવવામાં લાજ મનાય છે. આ સર્વે લાજના રિવાજો કેટલા અને કેવા હાનિકારક છે, તે વિષે ટુંકામાં એટલુંજ જણાવવાનું કે જેથી પોતાની પાયમાલી થતી હોય, અર્થાત્ શારીરિક, માનસિક, તથા આર્થિક સ્થિતિને ધક્કો પહોંચે, તેવા લાજના રિવાજો કાઢી નાખી ખરી લજ્જા જે સ્ત્રીજાતિનું ખરેખરૂં ગૌરવ અને ભૂષણ છે, તે જાળવવા તથા તેમાં વધારો કરવા સર્વેએ અંતઃકરણપૂર્વક કાળજી રાખવી જોઈએ; કેમકે રાજાનું ભૂષણ નીતિ, પ્રજાનું ભૂષણ ભક્તિ, ગુણીનું ભૂષણ નમ્રતા, પંડિતનું ભૂષણ વિદ્યા, શૂરનું ભૂષણ ક્ષમા, શરીરનું ભૂષણ લાવણ્ય, તેમજ ઘરનું ભૂષણ સ્ત્રી અને સ્ત્રીનું ભૂષણ લજ્જા છે. સ્ત્રીજાતિમાં સ્વભાવથીજ લજ્જા, મર્યાદા, વિનય અને શરમાળપણાના અંકુરો હોય છે, પરંતુ આધુનિક સમયનું ઉપર બતાવ્યું તેવું ચિત્ર જોતાં તો આ કરાળ કળિકાળની પ્રબળ જવાળમાં એ અંકુરો પણ બીજા સદ્દગુણોના અંકુરોની સાથેજ બળી કરમાઇ સૂકાઇ જતા હોય એમ જણાય છે; વાસ્તે સ્ત્રીમાત્રે સત્ય લજ્જાશીળ થઇ, કૃત્રિમ લજ્જાનો ત્યાગ કરવો, એ તેમને માટે ઘણું શ્રેયસ્કર છે. પરમાત્મા ઈશ્વર, આપણા પુરુષવર્ગના અને બહેનોનાં ધ્યાનમાં આ વાત જલદી ઉતારે અને તેમની સ્થિતિ સુધારે. *

* રાજકોટ ફિમેલ ટ્રેનિગ કૉલેજમાં મેળાવડો થતાં આ વ્યાખ્યાન આપ્યું હતું, તા. ૩-૫-૧૧ બુધે.



# સ્ત્રી-ઉન્નતિની સાધના.

( રોળાવૃત )

" સુખકર એ દિન થશે, ઉદય ક્યારે ભારતમાં;
ક્યારે પુરુષ સમાન, થશે સન્માન સ્ત્રિયોનાં. "

## અવકાશનો ગેર ઉપયોગ.



ખેદની વાત છે કે આપણા પૂર્વજોએ જે હેતુથી પર્વોત્સવને દિવસે એકઠાં થવાની રૂઢિ પાડી તે હેતુ આપણે છેક વિસરી ગયા છીએ. આમ પ્રસંગે પ્રસંગે એકઠાં મળવા હળવાનો રિવાજ જ્યારથી શરુ કરવામાં આવ્યો, ત્યારથી તેનું કારણ એવું અનુમનાય છે કે સ્ત્રીઓ આવી તકે એકત્ર થઈ, સંસાર વ્યવહાર અને સુધારાના જરૂરી વિષયોની ચર્ચાદ્વારા પરસ્પર વિચારોની આપ લે કરીને મળેલી તકનો લાભ લે; પણ આવો લાભ લેવાનો હેતુ તો ક્યાંય જતો રહ્યો અને તેને બદલે હાલમાં જ્યાં જોઈશું ત્યાં એ અમૂલ્ય વખતમાં નકામી કુથલી અથવા કજીઆ-કંકાસજ કરવામાં આવે છે. આ પ્રમાણે " કેડે બાંધવાની સોનાની કટારી કેડમાં ખોસવાનો " ઉલટોજ પ્રકાર ચાલી રહ્યો છે. એથી પરિણામે કલેશ, વિખવાદ, પરસ્પરમાં વેરઝેર અથવા તો મારી તારી કરવાની ટેવ પડી જાય છે. અને " બાઈ આનું આમ થયું, ને ભાઇ તેનું તેમ થયું. "—" ફલાણો તો

આવો ને ફલાણી તો તેવી" એ સિવાય બૈરાંઓની વાતમાં કશો સાર હોતો નથી. મોટે ભાગે આ પ્રકારજ ચાલતો હોવાથી પુરુષોની એ ટીકા તો સાધારણજ થઈ પડી છે કે "સ્ત્રીઓની વાતમાં તે શું માલ? ચાર મળે ચોટલા તો બાર ભાંગે ઓટલા." આ જે કાળી ટીલી આખી સ્ત્રીજાતિ ઉપર લગાડવામાં આવે છે, તેને આવી તકનો સદુપયોગ કરી, દૂર કરવાની અને પુરુષોનો આપણે માટે પડેલો ખોટો મત ટાળવાની દરેક સમજુ સ્ત્રીની ફરજ છે.

આજકાલ વિદ્યાનો ફેલાવો થવા લાગ્યો છે; બાળકીઓ પણ બિન હરકતે ભણવા લાગી છે, પુસ્તકો ઘણાં છપાય છે, વાંચવા-લખવા-શીખવા-શીખવવાનો ચાલ વધતો જાય છે, અને ભણી શીખી પુરુષોની સાથે સ્ત્રીઓ પણ સમજુ અને સુધરતી જાય છે, માટે "જાગ્યાં ત્યાંથી સ્હવાર" ગણી આપણે ભેગાં થવાના સંજોગનો લાભ લઈએ, ત્યારેજ આપણી સમજણ અને સદ્દવિદ્યાની સફળતા ગણાય; અને પરિણામે તેમાં પણ લાભ આપણનેજ છે. કેમકે ભેગાં મળી કજીઆ કંકાસ કે કુથલી કરવામાં આપણી ફરજ શી છે? નવરાશનો વખત કેમ કાઢવો? આપણો ધર્મ શો? સુખ અને સદાચાર વધારવાના ઉપાય શા? સીવવું, ભરવું, ભણવું, ભણાવવું એવા ઉપયોગી વિષયોનો ઘેર ઘેર પ્રસાર કેમ થાય? એવી એવી ચર્ચા કરવાથી તેમ એવાજ શિક્ષણના ઉપાય લઈ કામ કરવામાંજ લાભ સમાયેલો છે. આથી આજના માંગલિક પ્રસંગે પણ હું ધારૂં છું કે આપણે કાંઈક લાભકારક વાતચિત કરશું તો તેથી કોઈને નાખુશ થવાનું કારણ નહિ મળે. ત્યારે પહેલવહેલો આપણે એ વિચાર કરશું કે સુખ સન્માન

વધારવા આપણે શું કરવું જોઇએ ? કોઈ કહેશે કે "બિચારી પરાધીન સ્ત્રીજાતથી તે શું થઈ શકે ? રાંધવું--સીંધવું, ઝાડુ-ઝપટુ ને ઠામ-વાસણ કરવાં, તેમજ છોકરાં સાચવવાં અને ઉછેરવાં, ધણીની મરજી પ્રમાણે ઘરકામમાં ઊભે પગે કામ-કાજ કરવા સિવાય બીજું કાંઈપણ સ્ત્રીજાતિથી થઈ ન શકે" પણ આ મત ઘણો ભૂલભરેલો છે; અને આ ભૂલ સુધરેલા દેશની સ્ત્રીઓએ પોતાનાં અદ્દ્ભૂત પરાક્રમોથી સુધારી દીધી છે.

**અર્ધાંગ તરિકે સ્ત્રી-પુરુષના ભેગા યત્નની જરૂર.**

યૂરોપના ઘણાખરા દેશની સ્ત્રીઓ મોટે ભાગે બધાં કામોમાં પુરુષની બરાબરી કરે છે; પુસ્તકો લખવાં, હુન્નર શોધવા, માંદાની માવજત તથા ભરવા સીવવા વગેરે ધંધો-ધાપો કરવો, એવાં સઘળાં કામમાં પુરુષની સાથે ઊભી રહી સરખુંજ કામ કરી અર્ધાંગનાનું નામ સફળ કરે છે. સ્ત્રી પણ જો અર્ધું અંગ હોય તો તેનાથી બીજું અર્ધું અંગ પુરુષ તે વધી શામાટે જાય ? પુરુષ જો વિશેષ અને સ્ત્રી એ સંસારના બંધારણમાં ન્યૂન હોત તો પુરુષને પોણું અંગ અને સ્ત્રીને પા અંગ શામાટે ન કહેત ? અર્થાત્ સ્ત્રી-પુરુષ એક બીજાની અપેક્ષાએ અન્યોઅન્ય અર્ધાંગ હોવાથી કુદરતે સમાનજ રચેલાં છે, અને જ્યાં સ્ત્રીઓના યત્નને અટકાવ-વામાં નથી આવ્યા, ત્યાં અબળા કહેવાતી સન્નારીઓએ સર્વ વાતે સમાનતા સિદ્ધ કરી આપી છે. હાલ વિદ્યા અને જ્ઞાનના પ્રસારથી હિંદુસ્તાનમાં પણ સ્ત્રીઓની શક્તિ ધીમે ધીમે પ્રકાશમાં આવતી જાય છે અને તે શક્તિ આજકાલ મહાન યત્નમાં કામે લાગી જે આપોઆપ ખીલવા માંડીછે, તેના હાલ હું તમને એક બે દાખલા આપીશ:-બંગાળી

સ્ત્રીઓનાજ પ્રયત્નથી કલકત્તા ખાતેજ "બંગલક્ષ્મી" મિલ સ્થપાઇ છે; વળી દક્ષિણ અને પંજાબમાં પણ સ્ત્રીઓએ આગ,દુષ્કાળ, તથા એવાજ આપત્તિસમયે ગરીબોને મદદ કરવામાં ઓછી ઉદારતા નથી બતાવી. એ સ્ત્રીરત્નોની સાથે સરખાવતાં આપણી કીંમત કેટલીબધી ઓછી થાય છે? જ્યારે આપણીજ એ બીજી બહેનો સ્વદેશસેવામાં આટલા ઉમંગથી ભાગ લે છે, ત્યારે ખરૂં પૂછો તો અત્રેની આપણી બહેનોનું જ્ઞાન ઘરનાં બારણાં સુધીમાં સમાઇ જાય છે; અર્થાત્ દુનિયા કેમ ચાલે છે તથા દેશ દેશાંતરમાં ચ્હડતી પડતીનું ચક્ર કેવી રીતે તથા કેવાં કામોને પરિણામે ફરતું રહે છે, તે જાણવા માટે દેશ વિદેશના રીત રિવાજનું જ્ઞાન, વ્યવહારિક ડહાપણ, દુનિયાદારી અને ઘરસંસારી હિસાબ કિતાબ પણ પૂરા પાધરા તે બિચારીઓને નથી આવડતા.

જીંદગીના આવા જરૂરી વિષયમાં પણ આપણે ઘણી વાતે પાછળ છીએ, માટે હવે કેળવાઇ આગળ વધવાની તજવીજ કરવી જોઇએ. એમ થશે તોજ આપણે બીજા દેશની ઉન્નત નારીઓની પંક્તિમાં આવી, આપણો સંસાર સુખરૂપ કરી શકીશું. કોઇ કહેશે કે એવું જોવા જાણવા તથા સમજવાને પુષ્કળ વખત જોઇએ અને આપણે તો ઘરનાં કામકાજમાંથી પરવારી શકીએ પણ નહિ, માટે એવું કોઇ બતાવનાર કે શીખવનાર જોઈએ. પરંતુ વિચારી જોતાં જણાશે કે ભણવા, શીખવા કે વાંચવા લખવા માટે પુરુષો કરતાં પણ આપણને વધારે અનુકૂળતા છે. એક સાધારણ સ્થિતિનાં દંપતીનો દાખલો લેવાથી આ વાત સ્પષ્ટ થશે; પચ્ચીશ કે ત્રીસ રૂપિયાના એક કમાનાર મહેતાને

સ્હવારના સ્નાન, સંધ્યા તથા ભોજન કરી ઉતાવળેથી શેઠની પેઢી પર જવું પડે છે અને ત્યાં નિર્વાહ નિમિત્ત આખો દિવસ પારકી ને વળી આકરી ચાકરી કરી, ઠેઠ પાછો રાત્રે થાકી-પાકી ઘેર આવવા પામેછે. તેની સ્ત્રીને એકવાર એમ માનો કે ઘરનું બધું કામકાજ કરવું પડે છે, તોપણ બપોરના જમી પરવાર્યા પછી ઓછામાં ઓછા ત્રણ ચાર કલાકનો અવકાશ મળી શકેછે. નવરાશનો એ અમૂલ્ય વખત ઉંઘવા, ટાયલાં કરવા કે આ ઘેરથી પેલે ઘેર પારકા ઉંબરા ભાંગવામાં જાય છે, તેને બદલે ભરવા, સીવવા, શીખવાનો કે વાંચવામાં તેનો ઉપયોગ થાય તો કેટલો લાભ મળે ?

બરાબર જોઈએ તો દરેક મનુષ્યનો સાચો ગુરુ તેનું પોતાનું મન છે. વિલાયતના એક પાકી ઉમ્મરના સુથારે મન ઉપર લઇ અભ્યાસનો આરંભ કર્યો તો તેને મોટા માજીસ્ટ્રેટની જગ્યા મળી હતી, અને ચીનનો એક ગોવાળ પુખ્ત વયે પણ મનના દૃઢ સંકલ્પથી મોટા પ્રધાનની પદ્વી પામ્યો હતો. એ પ્રમાણે આપણું મનજ જો ભણવા ઉપર હોય તો કોઇની સત્તા નથી કે આપણને વિદ્યારૂપી અમૃતનું પાન કરતાં રોકી શકે. પોતાનું ખરાબ કરનારને પણ દુનિયામાં કોઇ અટકાવતું નથી તો પોતાનું ને પારકું સારૂં કરે તેને કોઈ શામાટે અટકાવે ? વળી દરેક વિષયમાં પુસ્તકો એટલાંબધાં ખુલાસાવાર છપાયાં છે કે જેને જે શીખવાની ઇચ્છા હોય તે તેને ઓછે ખર્ચે અને સ્હેજ મળી શકે છે: માટે આપણો ઘણોખરો નવરાશનો વખત જે કેવળ નકામો જાય છે, તેનો મોટી વયે પણ સદુપયોગ કરી, વાંચવા લખવા, અને સાંભળવા શીખવાના સાધનથી આપણી

ફરજ સમજતાં શીખીએ અથવા બીજા જે જે વિષયોમાં આપણે પછાત હોઇએ તે ન્યૂનતા પૂરી કરવા માંડીએ તો બીજા દેશની સ્ત્રીઓની હારમાં આવવાને આપણને બિલકુલ હરકત આવે નહિ. વળી આપણે સુધરી, સુશિક્ષિત અને નીતિમાન્ થઇશું તો નક્કી માનજો કે આપણી પ્રજા અને આપણી ભારતભૂમિ પણ ચ્હડતીના દિવસો દેખશે; કેમકે દરેકદેશની ચ્હડતીનો ખરો આધાર તે દેશની માતાઓની અથવા સ્ત્રીઓનીજ સારી માઠી દશાને આધીન છે. વાસ્તે એક વખત દૃઢ સંકલ્પ કરી આપણે પોતેજ પોતાને સુધારવા માગશું તો આખા દેશને સુધારી શકશું. કહેવત છે કે “ સૌ સૌની સંભાળજો ” તેમ આજનો જમાનો તો પોતાનું પોતે કરી લેવાનો છે; માટે સ્ત્રીત્વ સુધારવા જો આપણે યત્ન નહિ કરીએ તો સદાને માટે પાછળજ પડી રહીશું અને તેમાં બીજા કરતાં આપણો પોતાનોજ વાંક વધારે ગણાશે. તેટલા માટે સમજુ બહેનોએ પોતાની અનુકૂળતા પ્રમાણે શીખવા સુધરવાનો નિશ્ચય કરવો, અને જેનાથી વધારે બને તેણે પોતાના ધર્મસંબંધી થોડું ઘણું પણ વાંચવું. પતિ-ભક્તિ વિના કોઈ જાતની શક્તિ આવતી નથી, માટે પતિની ભક્તિ કેવી રીતે કરવી, પતિ શી રીતે રાજી રહે, શીયળ-વ્રત પાળવા માટે કેવી રીતે વર્ત્તવું, વગેરે વિગત જાણવાને સીતા, સાવિત્રી, નર્મદા, લલિતા, અનસૂયા વગેરેનાં ચરિત્રો વાંચવાં. આપણો ધર્મ શું છે, તેમજ આપણાં બાળકો અથવા આપણી પ્રજા પ્રતાપી શી રીતે નીવડે, તે વિષયમાં પણ બને તે વાંચવું, સાંભળવું, અને વાંચી સાંભળી તેનો પાછો પોતાના અનુભવમાં ઉપયોગ કરવો; કેમકે

પોથીનું જ્ઞાન પોથીમાંજ રહે, અથવા વિચારમાંજ રહે તો તેથી કશો લાભ નથી; વાસ્તે આપણા જ્ઞાનનો ઉપયોગ કાર્યમાં લેવો જોઇએ.

### કામ કરી લેવા તત્પર થવું જોઇએ.

વિખ્યાત વિદ્વાન્ બાબુ સુરેન્દ્રનાથે થોડા દિવસો અગાઉ આપેલા એક ભાષણમાં જણાવ્યું હતું કે ઉત્કર્ષ માટે હવે આપણી ફરજ કામ કરી બતાવવાની છે. બોલવા વાંચવા કે શીખવાનો વખત હવે રહ્યો નથી; હવે તો કામ કરવાનોજ વખત આવી લાગ્યો છે. આ ઉપરથી આપણે આળસની ઉંઘમાંથી જાગી, પુરુષોના કામને ટેકો આપવા અને તેમની મહેનતમાં ભાગ લેવા તૈયાર થવું જોઇએ. વાતોમાં વખત ગુમાવવો, એ હવે વાજબી નથી. પહેલી હામ પછી કામ અને છેવટ આરામ. હામ-હિંમત કરીને જો આપણે આગળ વધશું તો બધું સહેલું થઈ પડશે. જ્યાં મુશ્કેલી નડે ત્યાં આપણું રક્ષણ કરવાને બંધાયલા પુરુષો આપણને મદદ કરવા તૈયારજ છે. કોઈ કહેશે કે સ્ત્રીઓ માટે તો પુરુષો બેપરવાહ છે અને કેટલેક ઠેકાણે તો પુરુષવર્ગને સ્ત્રીશિક્ષણનો સંપૂર્ણ અણગમો છે. પણ આપણે જ્યારે પુરુષોની સમાન થવાનો દાવો કરીએ, ત્યારે તેમની મદદની આશા રાખવી એ હાસ્યાસ્પદ ગણાય; પરંતુ આવી શંકા પણ ભૂલ ભરેલી છે. ખરૂં જોતાં તો આપણને શીખવા, સમજવાની કે સુધરવાની બુદ્ધિ પુરુષોએજ પ્રેરી છે, અને તેઓ પોતાની ફરજ સદા બજાવતા રહ્યા છે. આપણા રક્ષક અને સહાયક તરિકેની તેમની ફરજ તેમણે કદી પણ નાકબૂલ કરી નથી; તેમ પરાપૂર્વથી એ ફરજ બજાવવાના અને કબૂલ

રાખવાના દાખલા ઇતિહાસમાં પણ મળતા રહેછે.

### સ્ત્રીઓપ્રત્યે પુરુષોની માનવૃત્તિ.

મનુસ્મૃતિ આદિ ન્યાય ગ્રંથોમાં અને શાસ્ત્રોમાં પણ સ્ત્રીઓને સુખી અને સન્માનિન રાખવાની સખ્ત આજ્ઞાઓ આપેલી છે; તેમજ સ્પષ્ટતાથી જણાવ્યું છે કે જે દેશમાં અથવા ઘરમાં સ્ત્રીઓનો આદરભાવ હોય છે અને તેમને સુખ આપવામાં આવે છે, ત્યાં દેવતાઓ પણ દાસ થઈ રહે રહે છે; અને જ્યાં સ્ત્રીઓનો અનાદર થાય છે ત્યાં બધાં કામો નિષ્ફળ જાય છે. વળી કથાભાગ તપાસિયે તો સોનાનું હરણ અસંભવિત છતાં સીતાજીનું મન મનાવવા રામ તેનો શિકાર કરવા ગયા હતા; રાધા રીસાતી ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન્ તેને ભાવથી મનાવતા અને સતી પાર્વતીની ઇચ્છા પૂરવાને શ્રીશંકરે ઓખા તથા ગણપતિને ઉત્પન્ન કર્યાં. આમ જે જે દૈવી અવતાર ગણાય છે, તેમણે પણ સ્ત્રીઓનું મન સાચવવા યત્ન કરવામાં ઓછપ રાખી નથી. આજે પણ સ્ત્રી અને સંસાર સુધારા માટે ભગિરથ પ્રયત્ન કરી મોટો ભાગ લેનાર પુરુષોજ છે. વળી સ્ત્રીઓની સુધારણા તો પરિણામે પુરુષોનેજ લાભરૂપ છે; માટે આપણાં સુધારાનાં કામોમાં પુરુષો અસંમત્ત હોય એ સંભવતુંજ નથી. ખરી વાત છે કે તકલાદી અને ડોળઘાલુ સુધારાને ટેકો ન મળે, પણ સાત્વિક, સંગીન અને સુખરૂપ સુધારા બાબત કોઈના પણ બે મત છેજ નહિ, માટે પુરુષોની મદદ નથી, એમ કહેવું, તે કામ ન કરવાનું માત્ર બહાનું છે; બાકી સાચા સુધારા માટે યત્ન કરી જુઓ ને પછી મદદ ન મળે તો પુરુષનો દોષ કાઢવો.

**ભક્તિભાવ, શ્રદ્ધા અને સહનશીલતા એજ ખરો સુધારો.**

સાચા સુધારાનું પ્રથમ લક્ષણ ભક્તિભાવ અને શ્રદ્ધા છે. શ્રદ્ધાબળથી માન્યતા ફળે છે, શ્રદ્ધાના બળથી રોગ ટળે છે, અને શ્રદ્ધા બળથી અથવા વિશ્વાસ હોય તો દુઃખના ડુંગર ગળે છે. માટે એવો નિશ્ચય રાખવો કે શ્રદ્ધાની સાધનાથી સર્વ મનોરથ ફળિભૂત થશે. વળી ભગવાન પણ ભક્તિને વશ છે, વાસ્તે આપણી ખરા અંતઃકરણની ભક્તિ હોય તો પતિદેવ પણ પણ રાજી થાય તેમાં કશો શક નથી. વળી સાચો સુધારો કરવામાં સમતા અને સહનશીલતાની પણ જરૂર છે. સુખ દુઃખમાં મહેનત, અને આરામમાં તેમજ તડકા છાયામાં જેઓ પોતાના મનની સ્થિતિને ત્રાજવાંની દાંડીની પેઠે સમતોલ રાખે છે, તેઓ સમતાવાળા કહેવાય છે. આવી પડેલાં દુઃખને રડયા બળ્યા વગર જેઓ વેઠી લે છે, અને આવી પડેલા દુઃખનો ઉપાય કરે છે, તેજ સમશીલ મનુષ્ય જાણવો. કહેવત છે કે "સારા કામમાં સો વિઘ્ન નડે" તે પ્રમાણે સુધારાના કામમાં પણ ઘણાને સંકટ સોસવાં પડે છે. મહાન્ તત્વજ્ઞાની સૅાક્રેટીસને ફાંસીની સજા મળી અને તે ઝેરના જામ પી મરણ શરણ થયો, પરંતુ પોતાનો સિદ્ધાંત અને પોતાનો મત તેણે છોડયો નહિ. મરવા ટાણે પાંચ મિનિટ પહેલાં પણ તે આનંદિત જણાતો હતો. છેવટ પૂછતાં તેણે કહ્યું કે મરવું તો છેજ ત્યારે બાકી રહેલી પાંચ મિનિટ પણ દુઃખમાં શા માટે કાઢવી? વળી મહાન્ સુધારક લ્યૂથરને પણ દેશ વિદેશ ભાગીને છૂપાવું પડયું હતું અને અનેક સંકટો સોસવાં પડયાં હતાં. એજ પ્રમાણે બીજા પણ સુધારકો શરુઆતમાં દુનિઆની નિંદા, હાંસી અને જેહમત

વેઠી, પ્રાણનો પણ ભોગ આપી, પોતાનાં કર્ત્તવ્યથી પાછા હઠયા નથી, અને જેઓ એવા નિશ્ચયથી આગળ પડ્યા તેજ ફાવ્યા છે. આપણા લોકો પણ જ્યાંસુધી "देहं पातयामि वा अर्थं साधयामि" એવો નિશ્ચય કરી બહાર નહિ પડે, ત્યાં સુધી કોઇ વાતમાં ફાવવાના નથી. સહનશીલતા એ સ્ત્રીઓનો મોટો સદ્‌ગુણ છે. સહનશીલતાથી દુઃખ ઓછું જણાય છે, સહનશીળ થવાથી આપત્તિમાં ઉપાય સૂઝે છે, અને સહનશીલતા તથા નિશ્ચયના બળથી અંતે સફળતા મળે છે. માટે શાંતિ, સમતા, અને સહનશીળતા રાખી, આપણી જન્મભૂમિ, આપણી પ્રજા, અને આપણા સ્વધર્મનો ઉદય માટે ઉમંગ રાખી આગળ વધવું અને એ પ્રમાણે આગળ વધવાથીજ આપણી ઉન્નતિ થશે.*



* મુંબઇ વડગાદી ઉપર સ્ત્રીમંડળમાં આ ભાષણ આપ્યું હતું. અનંત ચતુર્દશી વિ. સં. ૧૯૬૩.



## સ્ત્રી-મંડળની આવશ્યકતા.

( દોહરો. )

મંડળીમાં મળવા થકી, સુજન સમાગમ થાય;
ત્રિવેક વાણી આવડે, સાર વાત સમજાય.

મંડળ અથવા સભા એટલે શું? બેથી વધુ મનુષ્યો ભેગાં મળી, કંઈ પણ ઉપયોગી વિષયોપર ચર્ચા કરે તેનું નામ મંડળી અને તેથી વધુ માણસો ભેગાં મળે તે સભા. પંડિતો સ એટલે સહિત અને ભા એટલે કાન્તિ; અર્થાત્ જે કાન્તિયુક્ત તેજસ્વી તે "સભા" એવો અર્થ કરે છે. અંહી કાન્તિ શબ્દનો અર્થ પદાર્થ માત્રના યોગે ઉત્પન્ન થનારો એક પ્રકારનો પ્રકાશ, કે જે પદાર્થને તેનું તેજ કહેવામાં આવે છે તે નહિ; પણ કાન્તિ એટલે યોગ્યતા અથવા પાત્રતા, અને એ પાત્રતાવાળો જે જનસમૂહ તેનું નામ સભા. આવી સભા અથવા મંડળીઓ સ્થાપવી એ ખરેખર દીર્ઘદૃષ્ટિનું કર્ત્તવ્ય છે.

### દ્વારિકાં અને મીરાંબાઈ.

ઈશ્વરાવતાર મનાયલા સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રની રાજ્યધાની આ દ્વારિકાંપુરી, દ્વારામતિ અથવા બેટ દ્વારકાંને નામે પ્રસિદ્ધ છે. એટલુંજ નહિ પણ--

अयोध्या मथुरा माया, काशी काञ्ची अवन्तिका ॥
पुरी द्वारावती ज्ञेयाः, सप्तैता मोक्षदायिका ॥ १ ॥

અર્થાત્ અયોધ્યા, મથુરા, માયા (હરદ્વાર), કાશી, કાંચિ, ઉજ્જન અને દ્વારિકાં એ સાત મોક્ષ આપનારી નગરીઓમાં દ્વારિકાં પણ એક હોવાથી પુરાણોમાં તેનું ઘણું માહાત્મ્ય છે.

શ્રીકૃષ્ણ ભગવાને અત્રે નાના પ્રકારનાં ચરિત્રો કર્યાં હતાં અને ભક્તિની પ્રતિમારૂપ સુપ્રસિદ્ધ મીરાંબાઇએ દીર્ઘકાળ અહીં નિવાસ કરી, શ્રીરણછોડરાય પ્રભુની સ્તુતિ-ભક્તિનાં અનુપમ પદ ગાઇ, જે અમર નામના પ્રાપ્ત કરી છે, તેનું સ્થૂલ દૃષ્ટિને પણ સ્મરણ આપવા (બેટ-શંખોદ્ધારમાં) આ ભક્તિમાન સ્ત્રીકવિની પ્રતિમાનાં દર્શનથી શ્રદ્ધાળુજનોને પરમ આનંદ ઉપજે છે. એ પ્રમાણે આ સ્થળનો પુરાણ ગ્રંથો સાથે પુરાણો સંબંધ છે, એટલુંજ નહિ પણ ઓખામંડળ નામે ઓળખાતા આ પ્રાંતનો સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસ સાથેનો સંબંધ ઘણો પ્રાચીન છે. અગાઉ અહીંજ વાઘેરોનો ઘણો ત્રાસ હતો, અને તે વખતે ઓખામાં દાખલ થવું એટલું વિષમ હતું કે " ઓખો, જીવનો જોખો " એવી કહેવત પડી છે; પરંતુ પુણ્યશાલી રાજ્યછત્રની છાયાથી એ સર્વ સંતાપ સમી ગયો છે, અને લોકો છુટથી યાત્રાનો તથા પ્રવાસનો લાભ લેવા લાગ્યાં છે. ગોમતીસ્નાન અને રણછોડરાયનાં દર્શનમાટે શ્રી દ્વારકાક્ષેત્ર તથા શંખોના ઉદ્ધારમાટે બેટની પ્રસિદ્ધિ એટલી બધી છે કે અહીંના રહીસો સમીપ એવિષે વધુ વિવેચનની આવશ્યકતા નથી, તથાપિ સમુદ્રની સપાટી પરથી નજરે તરતું જાજ્વલ્યમાન જગત દહેરૂં, અને સૃષ્ટિ સૌંદર્ય, મ્હારા જેવાં નવીન

જોનારને ચિત્તાકર્ષક થતાં આ પવિત્ર સ્થળની અત્રે આટલી સ્તુતિ કરેલી અયોગ્ય ગણાશે નહિ.

**શ્રીમંડળની સ્થાપના અને અગત્ય.**

આપણા ધર્મશાસ્ત્રો રાજાને ઇશ્વરનો અંશ કહે છે, અને આપણુને તેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે, કેમકે રાજા ધારે તો પળમાં ન્યાલ કરી મૂકે, અને ધારે તો પાયમાલ કરી શકે; એવી રાજ્યસત્તાની મહત્તા છે. અત્રેની પ્રજાને ન્યાયી, દયાળુ અને વિદ્યાવિનોદી રાજા પ્રાપ્ત થવાથી હું તેમનાં અહોભાગ્ય સમજુંછું, કેમકે તેમણે પોતાની પ્રજાની દાઝ દિલમાં ધરી, ફરજિયાત જ્ઞાનદાન આપવાનું મજબુત પગલું ભર્યું છે, તેમજ બાળલગ્નથી આર્ય સંસારની અધોગતિનો પૂર્ણ વિચાર કરી, તે સંબંધમાં પણ કાયદો બાંધી પ્રજાની મોટી સેવા બજાવી છે. શાસ્ત્રો કહેછે કે વિદ્યા અને વિવાહમાટે પોતાની પ્રજાની (સંતતિની) રાજ્યકર્ત્તાએ તેમજ માતપિતાએ સંપૂર્ણ કાળજી રાખવી જોઇએ; તે પ્રમાણે રાજ્યતરફથી ઉપર પ્રમાણે બંદોબસ્ત રહે છે, ત્યારે આપણે–પ્રજાએ અને તેમાં પણ સ્ત્રીજાતિયે જાગૃત થઇ કુટુંબ રક્ષણ માટે પાછળ રહેવું ન જોઈએ. કહ્યું છે કેઃ—

वित्तेंन रक्ष्यते धर्मो, विद्या योगेन रक्ष्यते।
मृदुना रक्ष्यते भूपः, सत्स्त्रिया रक्ष्यते गृहम् ॥

**સ્ત્રીજાતિ પ્રત્યેના આક્ષેપો અને તેનું સમાધાન..**

આવાં મંડળની આપણને કેવી અને કેટલી અગત્ય છે, તે વિષે હું ટુંકમાં એટલુંજ જણાવીશ કે મહિનામાં એક બે વાર પણ બાઇઓ અત્રે ભેગી મળી પોતાની ઉન્નતિ સંબંધી કાંઈ પણ ચર્ચા કે વિચાર કરે તો તેથી આગળ

જતાં થોડો લાભ થાય નહિ. મુંબઈ, સુરત, ભરૂચ, અમદાવાદ, વડોદરા, વગેરે સ્થળે સ્ત્રીમંડળો સ્થાપન થયાં છે અને તેઓ જે કામ કરે છે, તે લાંબી નજરે જોઇએ તો સ્ત્રીઓને તેથી ભવિષ્યમાં લાભજ થશે. કોઈ કદી એમ કહેશે કે "બૈરાંઓ તે ભેગાં મળી શું કરવાનાં હતાં ? થવાનું તે તો થયા કરે છે; સ્ત્રીઓના ભણતરથી સારૂં નથી; કેમકે વિલાયતમાં સ્ત્રીકેળવણી વધવાથી સ્ત્રીઓ હુલ્લડ જગાવી હક માગવા બહાર પડી છે." ઇત્યાદિ કહેનારાઓની વાત છેક ખોટી નથી, તેમ તે દરેકને લાગુ પડતી નથી. સ્ત્રીઓના ભણવાથી શા લાભ થાય છે તે કહેવા પહેલાં સ્ત્રીઓને ભણાવવાથી શા ગેરલાભ થાય છે, તે વિષે એટલુંજ કહેવું બસ થશે કે જેટલી પુરુષોને તેટલીજ સ્ત્રીઓને પણ કેળવણીની અગત્ય છે, અને ભણેલા પુરૂષોમાંથી પણ જેમ કેટલાક નઠારા નીકળે છે, તેમ સ્ત્રીઓનું પણ સમજવું; માટે છોકરા છોકરીઓને સંગીન કેળવણી મળે તે ઉપર વિશેષ ધ્યાન આપવું જોઇએ. ઘરકામથી પરવારી સ્ત્રીઓ નિત્ય દેવદર્શન કરવા, મરણાદિ પ્રસંગે રડવા કૂટવા તથા એકમેકને ત્યાં હળવા મળવા ભેગી થાયછે. એ પ્રસંગે વખતની કિંમત હોતી નથી, તેથી ઘણો વખત વૃથા વાતચિતમાં અને નિંદા કુથલીમાંજ ચાલ્યો જાય છે. પરિણામે તેથી કલેશ અને કેટલીક વાર દેખાદેખીએ "શ્રીમંતના મેડી બંગલા જોઇ પોતાની ઝુંપડી પાડી નાખવા જેવો" ઘાટ નજરોનજર જોવામાં આવેછે; અર્થાત્ એક બીજીની સ્થિતિ જાણ્યા વિના ઘરેણાં લુગડાંની ઇચ્છા કરેછે અને વિનાકારણ ઘરમાં તેથી કલેશ ઉત્પન્ન થાય છે. એથીજ આપણામાં

સામાન્ય રીતે કહેવાય છે કે "સ્ત્રીની મતિજ પાનીએ." પણ તે સઘળું અજ્ઞાન સ્થિતિને લાગુ પડેછે, માટે અજ્ઞાનતા દૂર કરવા સ્ત્રીમંડળ સ્થાપન કરવાં જોઈએ.

પ્રાચીનકાળે સ્ત્રીઓ ધર્મસભામાં જતી અને ત્યાં જઈ શાસ્ત્રાર્થ કરતી, તે વાત રાજા મંડનમિશ્રની પત્ની સરસ્વતિએ શ્રીમાન શંકરાચાર્ય સાથે કરેલા સંવાદ વગેરેથી સિદ્ધ થાયછે. વાસ્તે સભા અથવા મંડળરૂપે કંઈ પણ સારા હેતુથી ભેગાં થવું, એ લાભકર્તાજ છે. બીજું ઉપર જે "થવાનું તે થયા કરે છે અને બૈરાંઓ તે ભેગાં થઇ શું કરવાનાં હતાં?" તે વાત સમજણ વગર ભેગાં થનાર માટેજ છે. અર્થાત મંડળરૂપે જેમ પુરુષવર્ગ એકત્ર થઈ નઠારા રિવાજ ટાળવા તથા જ્ઞાનમાં વધારો કરવા તત્પર થાય છે, અને નિરાશ્રિત તથા ગરીબને મદદ આપવા બહાર આવે છે, તે પ્રમાણે આર્યમાતાઓ અને ભગિનીઓ બહાર આવી જનમંડળની ઉપયોગી સેવા કરવાનું મન પર લે તો આપણી પ્રજાપર થોડો ઉપકાર થશે નહિ. હાલ તુરત તો ભેગાં મળી વાંચે ભણે, સીવે, ભરે, અને બોધદાયક અભ્યાસ તથા અનુકરણ કરવા માંડે તો ઘરસંસારને તેથી કેટલોક લાભ થાય. નવરાશના વખતમાં કોઈ સારાં પુસ્તક વાંચી સંભળાવે તો તેથી ઘણી સમજણ આવે. વળી કોઈને સીવવા-ભરવાનું આવડે તો તેથી પૈસાસંબંધી ફાયદો થાય; કોઈ ગીત ભજન ગાય તો તેથી મનને આનંદ ઉપજે; કોઈ અક્કલની વાતો કરે તો તેથી અનુભવ આવે. એમ ભેગાં મળવાથી કંઇને કંઈ સારૂં થઇ શકે, માટે સારા હેતુથીજ ભેગા થવું જોઇએ.

### મંડળીથી થતા લાભ.

આપણા આર્યસંસારમાં કેટલીક રૂઢિઓ એટલી બધી જડ ઘાલી બેઠી છે કે તેમાં સુધારા કરવાની જરૂર છે. સહુ કોઈ સમજતાં છતાં રૂઢિ વિરૂદ્ધ કશું કરી શકતાં નથી, તેનું કારણ બીજું કંઇ નહિ પણ કેળવણી નહિ, તેથી પરસ્પરના વિચાર જુદા પડે છે. કંકાસના ભયથી પુરુષો વખતે અધર્મ, અન્યાય સુદ્ધાં લઇ ચલાવે છે, પણ પરિણામે ઉભયને તેથી સરખીજ હાનિ છે. એ હાનિ તથા અજ્ઞાનતા ટાળવાનું સાધન કેળવણીની તથા સ્ત્રીમંડળોની અગત્ય સિવાય બીજું કશું નથી; વાસ્તે સહુએ ભેગાં મળી, જે રૂઢિ નુકશાનકર્ત્તા હોય તેનો ત્યાગ કરવા હિંમત બતાવવી અને પોતાનું તથા પોતાના કુટુંબનું જેથી હિત થાય તેવો નિરંતર પ્રયત્ન કરવો.

કુટુંબમાં અને પ્રજામાં હાલ જ્યાં જોઇએ ત્યાં કુસંપજ જોવામાં આવેછે. વળી બીજા અવગુણો પણ એટલા વધતા જાય છે કે જેનું વિવેચન કરતાં પણ ગ્લાનિ આવે. તે સર્વે ભાષણો કરવાથી, નિબંધો વાંચવાથી અને પ્રસંગોપાત ચર્ચા કરવાથી નિર્મૂળ થશે; સ્ત્રીઓની ગ્રામ્ય ભાષામાં તેથી સુધારો થશે, મિથ્યા લવારાની ટેવ ઘટવા માંડશે અને તેના સામે મૂકાતા અપવાદો પણ ધીમે ધીમે દૂર થશે.

કપોળ નાતે તથા કેટલીક જૈન બાઇઓએ અને હાલાઈ ભાટીઆ બાઇઓએ ભેગાં મળી રડવા કુટવા વિરુદ્ધ ઠરાવ કરવાથી તેમની જ્ઞાતોમાંથી એ નુકશાનકારક રૂઢિ ઓછી થઇ છે અને સીમંત, સગાઇ, લગ્ન વગેરે પ્રસંગોમાં "રીત" ને નામે થતા ખર્ચો અને પલ્લાં સંબંધી રૂઢીઓમાં પણ કેટલોક સુધારો થયો છે. આ સર્વ મંડળ તથા સભા મળવાનુંજ ફળ

સમજવું. વળી મંડળ મળવાથી દેશ વિદેશમાં દાખલો લેવા લાયક બનતા બનાવો જાણવામાં આવેછે, સમજશક્તિની ખીલવણી થતાં સંસાર સુગમતાપૂર્વક ચલાવતાં આવડે છે, સારી વાતો સાંભળી દુરાચાર તજવાનું અને સદાચરણ ગ્રહણ કરવાનું મન થાય છે; અને ટુંકામાં કહું તો મંડળની અસરથીજ મનુષ્ય ઉદ્યમી થઇ પ્રતિષ્ઠા કેમ પ્રાપ્ત કરવી, તે શીખી શકે છે.

### બે અમૃત ફળ અને આત્મસાધન.

આ સંસાર દુઃખરૂપ છતાં તેમાં બે અમૃત ફળ કહ્યાં છે; એક રસયુક્ત મધુર વચન અને બીજું સજ્જનોની સંગતિ. આ બે લાભ મંડળમાં જવા આવવાથી મળે છે. આપણામાં મંડળી એવું નામ ધારણ કરી ભેગાં મળી વિચાર કરવાને આ નવીન પ્રવૃત્તિ લાગે છે, પણ ઘણા જુના કાળથી ચાર માણસો સારા હેતુથી ભેગાં થઈ પોતાના અભિપ્રાય જણાવવા તથા ઘટતા ઠરાવ કરવા પંચાતોદ્વારા ભેગાં મળવાનો સંપ્રદાય પ્રાચીનજ છે. અદ્યાપિ ઘણી મંડળીઓ દેશોદેશ ઉભી થઇ છે, અને તેમાં જુદી જુદી લાભકારક ચર્ચાઓ ચાલી રહી છે. જુદી જુદી કોમની "કૉન્ફરન્સો" મળી જ્ઞાતિનું શ્રેય શી રીતે સાધી શકાય, તે વિષે શોધ ચલાવે છેઃ–વેપારી કૉન્ફરન્સો વેપાર વૃદ્ધિના શોધો કરવા લાગી છે; રાજકીય કોનગ્રેસો રાજવ્યવસ્થાની યોજના કરે છે; પ્રજાની સમાજો પોતાના લાભ તરફ દૃષ્ટિ દોડાવે છે અને ટુંકામાં જોઈએ તો સર્વે પોતાના હિત માટે તત્પર છે. આ સર્વ કાર્યનું મૂળ મંડળીમાંજ રહ્યું છે.

જણાવતાં આનંદ ઉપજે છે કે અજ્ઞાન ગણાતી તથા છેક પાછળ પડેલી કેટલીક કોમોપણ પોતાના સુધારાવધારા

માટે દેખાદેખીએ રૂડું અનુકરણ કરવા લાગી છે, તેમજ સ્ત્રીજાતિને અપમાન આપનારા અને તેનું વગોણું કરનારાઓ પણ ઓછા થતા જાય છે. વિવેક બુદ્ધિથી તેઓ સમજવા લાગ્યા છે કે આપણી માતા અને ભગિની પણ સ્ત્રીજાતિજ છે, માટે સ્ત્રીઓ પ્રત્યે આદર બતાવવામાં આપણી ખરી શોભા, આપણો પવિત્ર ધર્મ, અને આપણી પોતાની ઉન્નતિ છે. પરદેશની અથવા પરકોમની ઉછૃંખલ સ્ત્રીઓ દુરાચરણે ચાલે, તે સાથે આપણે કાંઇ સંબંધ નથી. પુરુષોએ જેમ તમામ પુરુષવર્ગની સારી રહેણી માટે જામીનગીરી લીધી નથી, તેમ સર્વ સ્ત્રીજાતિ માટે આપણે પણ જવાબદારી નથી લીધી; માટેજ "જે જેવું કરશે તે તેવું ભરશે," એ કહેવત ધ્યાનમાં રાખી, આપણા મંડળે હમેશાં સારૂં કરતાંજ શીખવું જોઇએ. સારા કાર્યનું કદી નઠારૂં પરિણામ આવવાનું નથી; માટે ઉપર કહ્યું તેમ સત્સંગનું સેવન કરી, સારા કુળમાં ઉત્પન્ન ન થયા છતાં પણ જે પાપથી રહિત, પતિવ્રતા સ્ત્રીઓની મિત્રતા રાખનારી અને જેનો સારો સ્વભાવ હોય તેની સાથેજ પ્રસંગ રાખવો; પરંતુ જે ક્રૂર સ્વભાવવાળી, ક્લેશ કરનારી, અક્રાંતિણી, ચોર અને ચપળા હોય તેને તો ઓળે પણ જવું નહિ.

કોઇવાર મંડળમાં કદી થોડી બાઇઓ હાજર થાય તો પણ નિયમપૂર્વક કામ ચલાવવું, અને કદાચ કોઈ નિંદા કે હાસ્ય કરે તો પણ તેની સ્પૃહા કર્યા વગર સદ્વિચાર અને ઉદ્દેશપ્રતિ લક્ષ આપવામાં આવશે, તો આગળ જતાં તેની ઘણી સારી સુવાસ ફેલાશે, અને નિંદકોજ નીચા પડી વંદન કરવા લાગશે. "પાકે ઘડે કાંઠા ન ચડે" એ કહેવત

આળસુ માણસો માટેજ છે; કેમકે શીખવા સાંભળવા માટે માણસ સદા બાળક છે. નિર્દોષ બાળકો જેમ અભ્યાસમાં ઝટ્ આગળ વધે છે, તે પ્રમાણે વયે પહોંચ્યા પછી જોઈએ તેટલું આગળ વધી શકાતું નથી, તો પણ સામાન્ય જ્ઞાન તો સહજ પ્રાપ્ત થઈ શકે છે અને તેની અસર એટલી ઉંડી ઉતરેછે કે બીજાઓને લાભ આપવા શક્તિવાન થવાય છે. વળી સ્ત્રીઓમાં કૃપાળુ ઇશ્વરે એક એવી મહાન્ શક્તિ મુકી છે કે જો તે મન ઉપર લે તો પુરુષ કરતાં વહેલું આવડે. વાસ્તે વૃથા વખત નહિ ખોતાં અભ્યાસમાં નિયમસર આગળ વધવું જોઇએ. મુંબઇ મધ્યે સ્થપાયલા "સેવા-સદન"માં પ્રોઢ ઉમરની માતાઓ, વિધવાઓ અને કુમારિકાઓ ઘણી તરેહનો અભ્યાસ કરવા લાગીછે. કોઈ સીવણ ભરત શીખેછે, કોઇ સંસ્કૃત, કોઇ અંગ્રેજી, કોઇ ગુજરાતી, કોઇ વૈદ્યક, કોઈ ચિત્રકલા,-એમ જેને જે રૂચે તે શીખવામાં આગળ પડી, જીંદગી કેટલી જરૂરીઆતની અને કિંમતી છે, તેનો આપણને ખ્યાલ આપે છે. વાસ્તે શ્રીમંત કે ગરીબ, ઉચ્ચ કે નીચ, નાના કે મોટા, સર્વેએ ખોટી મોટાઇનો ત્યાગ કરી પરસ્પરને જેથી લાભ કરી શકાય તેવી ખંત અને લાગણીથી મંડળો સ્થાપી, જનકલ્યાણ કરવા મંડવું જોઇએ.

( પદ-રાગ કેદારો. )

મહિલા કેરૂં મંડળ એ તો, સુખનું સાધન સાચું રે; (ટેક.)
સ્ત્રી સુધરે સંસારજ સુધરે, તે વણ સઘળું કાચું રે.
મહિલા કેરૂં. ૧
પશુ પ્રમાણે પંડજ પોષે, સ્વધર્મ ના સમજાયે રે;
મનુષ્ય જેવો જનમ મળ્યો તે, એમજ એળે જાયરે;
મહિલા કેરૂં. ૨

ગૃહકાર્યોથી પરવારીને, હળિયે મળિયે હેતે રે;
ભણિયે ભણાવિયે ભાવેથી, ભજિયે પ્રભુને પ્રીતે રે.
મહિલા કેરૂં. ૩

સાર અસાર વિચાર કરીને, અસાર અળગો કીજે રે;
કુળની શોભા શીળજ સમજી, દયા ક્ષમા ગુણ લીજે રે.
મહિલા કેરૂં. ૪

ખાન પાનની લાલચ તજિયે, ગુણ આભૂષણ સજિયે રે;
અંતર બાહર એકજ રંગે, એકજ પ્રભુને ભજિયેરે.
મહિલા કેરૂં. ૫

સોનાથી પણ સમયજ મોંઘો, સમય ફરી નવ આવે રે;
આળસ-વ્હેમ-વૃથા અભિમાને, કાયર કાળ ગુમાવે રે.
મહિલા કેરૂં. ૬

મહિલાઓની મદદજ મળશે, રીત રૂઢી બદલાશે રે;
નાત જાત ને દેશ સકળનું, શ્રેય તે થકી થાશે રે.
મહિલા કેરૂં. ૭

ચરિત્ર સીતા સાવિત્રીનાં, શ્રદ્ધાથી સાંભળિયે રે,
નિજને ને પરને હિતકારક, તે મંડળમાં મળિયે રે.
મહિલા કેરૂં. ૮

ઋષિ-મુનિ-પંડિતરાજ મળ્યા તે, જનક સભામાં જઈને રે;
કર્યો બોધ દેવી ગાર્ગિયે, કાન ધરો તે હૈયે રે.
મહિલા કેરૂં. ૯*



* દ્વારિકા ખાતે સરકારી કન્યાશાળામાં સ્ત્રીમંડળ મળતાં આ ભાષણ આપ્યું હતું, તા. ૨૩-૧-૧૧ સોમ.



# સૌરાષ્ટ્રની પ્રાચીન સ્ત્રીકવિઓ.

(દુહો)

દૂહો ગૂઢો સોરઠો, સોરઠનો શણગાર;
જોડે તે જાણી શકે, કાં ઘાયલ નરનાર.

(ક. ધ.)

ગુજરાતી ભાષાની પ્રાચીન સ્ત્રીકવિઓના વર્ગમાં, મીરાંબાઈ, પુરીબાઈ, ગવરીબાઈ, રાધાબાઈ વગેરેની કીર્તિ સુપ્રસિદ્ધ છે. તેઓએ ગુજરાતનાં મુખ્ય શહેરોમાં રહી ગુજરાતી ભાષાનો ઘણો સારો અભ્યાસ કર્યો હતો અને તેમની કવિતા પણ સારી સંસ્કારી હોવાથી ઘેર ઘેર ગવાઈ, છુટક તેમજ મોટા કાવ્યસંગ્રહમાં છપાઈ ચૂકી છે. પ્રત્યેક કવિતાની બરાબર સરખામણી તો નજ થઈ શકે, કેમકે કોઈની કવિતામાં શબ્દના ચમત્કાર તો કોઈની કવિતામાં અર્થના વિચાર વિશેષ હોય છે. પરંતુ કવિતાની સ્થિતિ પરત્વે તો દેખીતુંજ છે કે ગુજરાતી સ્ત્રીકવિઓના સંબંધમાં આપણા સાક્ષરોએ અને સાહિત્યસેવકોએ જેવું ને જેટલું ધ્યાન આપ્યું છે, તેવું ને તેટલું તો શું, પણ તેને સોમે હિસ્સે પણ કાઠિયાવાડી કવિસ્ત્રીઓના સંબંધમાં લક્ષ આપ્યું હોય એમ લાગતું નથી. આપણે કબૂલ કરશું કે કાઠિયાવાડી પ્રાચીન કવિબહેનોનો મુખ્ય ભાગ છેકજ ગ્રામ્ય (ગામડીઆ) અભણ અને આહિર, મેર, ચારણ, સિંધી, રજપૂત વગેરે

જ્ઞાતિનો હોવાથી, તેઓની વાણી ગુજરાતીઓના જેવી સંસ્કારી અથવા વિદ્વત્તાભરેલી નથી, અને તેમની કવિતા પિંગળ તથા વ્યાકરણના દોષથી મુક્ત નજ હોઈ શકે; પરંતુ કવિતાનું સ્વરૂપ જો અર્થજ ગણીએ અથવા હૃદયના ઉમળકાનેજ જો કવિતાનું મુખ્ય તત્વ માનીએ તો અભણ છતાં પણ સંસાર વ્યવહારની અનુભવી અને કુદરતથી જેમને રસિકતા પ્રાપ્ત થયેલી, એવી અબળા જાતિએ એ વિષયમાં કંઇ ઓછું કામ કર્યું નથી. શબ્દ-પ્રયોગમાં દોષો વિશેષ જણાય છે, પરંતુ દ્રવ્યના પ્રદર્શનમાં જુદાં જુદાં રાજ્યોના અને ભિન્ન ભિન્ન ધાતુઓના નાનાવિધ સિક્કાઓ જેમ દર્શનિય અને આનંદદાયક થઈ પડે છે, તે પ્રમાણે ભાષાના પ્રદેશમાં કાઠિયાવાડી છેક એવી ભાષા નથી કે તેને કાઢી નાખવામાં આવે. દરેક ભાષામાં જેમ અમુક શબ્દ અશ્લિલ અને કર્ણકટુ હોય છે, તે પ્રમાણે આ ભાષામાં જણાય તો તે બાદ કરતાં, ભાષાનો સારો ઉદ્ધાર થઈ શકે. "બાર ગાઉએ બોલી બદલે" એ કહેવત પ્રમાણે કાઠિયાવાડી ભાષામાં આસપાસથી ઘણા શબ્દો મળી ગયા છે ને તેનો જેમ પુરુષલેખકોએ તેમજ સ્ત્રીઓએ પણ છુટથી લાભ લીધો છે. એ કવિતામાં સ્ત્રીજાતિયે પોતાના મનોભાવ બતાવતાં કેવી કુનેહ અને કુશલતા વાપરી છે, તે સુજ્ઞ વાચકો જોઈ શકશેજ, એટલે એ વિષે અત્રે વિવેચનની આવશ્યક્તા નથી.

કોઈપણ ભાષાની કાવ્યદેવીની સમર્થ વિદ્વાનોએ પણ ઘણી સ્તુતિ અને વખાણ કર્યા છે; કેમકે ગમે તેવી ઉત્તમ ઢબ છબવાળું પણ ગદ્ય લખાણ, એક સામાન્ય કવિતાની બરોબરી કરી શકતું નથી. કેટલાકો તેને વાંસ નળીમાં

ફુંક સમાન કહેછે, કેમકે વાંસની ભુંગળીમાં ફુંક મારવાથી ફુરરર કરતો પવન જેમ બહાર નીકળી જાય છે, તેમ ગદ્ય અથવા વાર્ત્તાનાં કથનો સાંભળતાની સાથેજ ભૂલી જવાય છે, અને કાવ્યકથન તો સ્મરણશક્તિમાં એટલું ઠસી બેસે છે કે કલ્પપર્યંત તે ખસતું નથી. એજ હેતુથી મોટા મોટા ઋષિઓએ સૃષ્ટિના આરંભકાળે ચારે વેદના મહાન્ અને સર્વોપરિ ગ્રંથો કવિતારૂપ રચ્યા ને તે કાવ્ય વિદ્યાર્થીઓ અટ્ટ મુખ પાઠ કરી ગયા. જેઓ ચારે વેદ કંઠસ્થ કરી શકયા તે "ચાતુર્વેદી" (ચાચરવેદી) કહેવાયા; ત્રણ વેદ મોઢે રાખનારા "ત્રિવેદી"(ત્રવાડી) કહેવાયા, અને બે વેદવાળા તે 'દ્વિવેદી'(દવે) કહેવાયા. આજેપણ એ અવટંકવાળા બ્રાહ્મણો આપણા દેશમાં પ્રસિદ્ધ છે. વેદ ઉપરાંત ન્યાય, વ્યાકરણ, જ્યોતિષ, વૈદક, વેદાંત આદિ સર્વ વિદ્યાના ગ્રંથો કવિતામાંજ રચાયા, કેમકે કવિતા એજ સર્વનો સામાન્ય–પ્રધાન વિષય હતો, એમ કહીએ તો ચાલે. એ કાળમાં વળી પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ ઉંચી કોટિનું જ્ઞાન ધરાવતી, અને તેમણે પણ કાવ્ય–સાહિત્યમાં ભાગ લીધો છે. આમ કહી ગદ્ય ગ્રંથોની અવગણના કરવાનો લેશપણ હેતુ નથી, પરંતુ કાવ્યકળાનો અગાઉ કેટલો આદર અને પ્રચાર હતો? હમણાં તેની કેવી સ્થિતિ છે? અને કવિત્વરહિત લોકોનાં હૃદય પણ કેવાં શૂન્ય તથા નિસ્તેજ થતાં જાય છે, તેજ માત્ર બતાવવાનું છે.

વચલા વખતની એટલે સંસ્કૃત અને અંગ્રેજી સમય પહેલાં પણ ગામડાનાં અજ્ઞાન લોકો સુદ્ધામાં કવિતાનું કેટલું બધું માન હતું, તેવિષે એક સ્ત્રીએ પોતાના કાવ્ય-વિમુખ (અરસિક) પતિની સ્થિતિ વિષે પશ્ચાત્તાપ કરતાં પોતાની સખીપ્રત્યે કહેલ છે કે—

( દુહો. )

દૂહો ગૂઢો ચોખરો; કાંઇ ન શીખ્યો કંથ;
જન્મ ગયો હળ હાંકતાં, ધોરી રાતે દંત.

આ દુહાનો ભાવાર્થ એવો છે કે કોઇ સારા માણસે એક ખેડુતને નાગરવેલનાં પાન અપાવ્યાં, પણ તે એટલો મૂર્ખ કે કોરાં કપડામાં તેને બાંધી રાખ્યાથી કરમાઇ સૂકાઇ ગયાં, છતાં પણ તેમાં કાથો, ચૂનો, લવિંગ, સોપારી, ભેળી પોતે ખાધાં નહિ, તેમ કોઇને ખવરાવ્યાં નહિ. પરંતુ બળદને ચવરાવવાથી તેના દાંત, હોઠ લાલ થયા! આ વાતમાં જેમ પાનનો દુરુપયોગ થયો, તેમ કાવ્યરસિક કામનીએ પોતાના અજ્ઞાન પતિના સંબંધમાં કહે છે કે ગૂઢ અર્થવાળા, દોહા, ચોપાઇ વગેરે મ્હારો કંથ કશું શીખ્યો નહિ ને જેમ પેલા બળદને પાન ચવરાવી તેનો નાશ કર્યો, તેમ તેણે માણસનો જન્મ લઈ, હળ હાંકી પશુની પેઠે જીવિત પૂરૂં કર્યું.

હવે કાઠિયાવાડી અપ્રસિદ્ધ સ્ત્રીઓની કવિતામાં અર્થની ગંભીરતા અને શબ્દની ચોટ કેટલી ચમત્કારિક છે, તે નીચેની થોડી કડીઓથી જોવામાં આવશેઃ–

શેણી આહિરાણી.

જાતની આહિર, ખરડા પ્રાંતમાં થઇ ગઈ. એના પતિનું નામ વેજાણંદ હતું. વેજાણંદના વિયોગે તે ઓઝત નદીપ્રત્યે કહે છે કે,—

( દુહા. )

ચડું તે ટીંબા ટીંબલી, ચડું ગુંદાળી ધાર;
ઓઝત કરને ઉલાળો, વેજાણંદ પાછો વાળ. ૧
મારગ કાંઠે મઢી કરૂં, લઉં જોગણનો વેશ;
ગોતું દેશ વિદેશ, વાવડ કાઢું વેજાણંદના. ૨

જંતર ભાંગ્યું ઝડ પડી, તૂટો મોભી તાર;
વેદાંની શેણી હલ ગઇ, જંત્રિ ન કાઢે રાગ. ૪

એની એકંદર પચીસેક કવીતા મળી છે.

## અમિયલ અથવા ચૂડ.

જાતે મુસલમાન સિંધી. એના પિતાનું નામ અમી હતું ને એ કુંવારીજ રહી હતી. એની કવિતામાં પ્રેમલક્ષણા ભક્તિ, તથા સ્ત્રી–પુરુષવાચક વચનોમાં દેહ—આત્માના વિયોગનો ભાવ જોવામાં આવે છે. એણે કુંડળિયા ઢબે દોઢિયા દુહાજ વિશેષે રચેલા છેઃ—

( દુહા. )

ડુંગર ઊપર દવ બળે, ઝર ઝર કરે અંગાર;
જેની હેડી હલ ગઇ, તેના કોણ હવાલ. ૧
આભે ઝાળું લાગિયું, સળગ્યાં સાગ વંન;
હાલોને સાજણ ઠારિયે, ઠરે અમારાં તંન. ૨

( દુહા—દોઢિયા. )

સાજણ પોઢો ઢોલિયે, કાળજ પથારી કરૂં;
ઘાયલ કીધાં સાજણે, કેટલી ધરતી ફરૂં ?
કેટલી ધરતી ફરૂં, તે ફરી ફરી થાકી,
હૃદયની વાત, ઇ સાજણે ન આપી,
કે ચૂડ વિજોગણ, એ વર કેમ વરૂં,
સાજણ પોઢો ઢોલિયે, કાળજ પથારી કરૂં. ૧
સજણ સુથાનાં વાદળાં, માગ્યા ઘરની છાશ;
માગિયે તઇએ ન આપે, પારકી મ કરો આશ.
પારકી મ કરો આશ તે કરે, મૂરખ નરને વાંસે ફરે;
અમિયલ કે’ બાઇ પોતાનાં હોય તો રાખિયે પોતા પાસ;
સજણ સુથાનાં વાદળાં, માગ્યા ઘરની છાશ. ૨

### ઉમાદે અને તેની કુંવરી.

કચ્છના રાહ લાખા ફુલાણીની રાણી. હાલારમાં આટકોટ ગામને સીમાડે હાલ તેની " ખાંભી " ( પ્રતિમા ) છે ને મહિઆરીઓ તેને દૂધ ચઢાવી નમન કરે છે. એની કવિતામાં દેહના ક્ષણભંગુરપણાવિશે દર્શાવેલા વિચારો આ પ્રમાણે છેઃ—

( ઉમાદે—દુહો. )

દયાડા આઠ દશમાં, ફુલાંણી ઓ ફેર;
ઊગંતો તો નિરખિયો, આથમતો તે કેણ ?

( પુગડી—દુહો. )

લાખો ભૂલ્યો લખપતી, ઊમા ભૂલી એણ;
ઊસાસે વટાવડો, કો જાણે જે કેણ ?

( રાજકુંવરી—દુહો. )

લાખો ઊમા પૂગડી, ત્રણે ભૂલ્યાં તેણ;
આંખડું દે ફરૂકલે, કો જાણે જે કેણ ?

ભાવાર્થઃ—રાણીએ કહ્યું કે માત્ર આઠ દશ દિવસના અરસામાંજ ઘણો ફેરફાર જોયો, ને ઊગતા એટલે ચઢતા સારા દિવસ તો જોયા, પણ આથમતાની કોને ખબર છે ? દાસી ( પુગડી ) કહે છે કે રાજા અને રાણી બેઉ ભૂલ્યાં છો, કેમકે શ્વાસોશ્વાસ ચાલે છે, એટલી વારમાં પણ જે ફેરફાર થાય છે, તેની કોઈને ખબર નથી. પછી છેવટ રાજકન્યા કહે છે કે તમે સર્વે ભૂલજ કરો છો, કેમકે આંખના એક પલકારામાં જે ફેરફાર થાય છે, તે પણ કોઈનું જાણ્યું જતું નથી; અર્થાત્ ઈશ્વરની કળા અકળ છે.

### સોન રાહિયાણી.

જ્ઞાતે સિયા જેઠવા રજપુત, ગુમલીભાણના કાકોરુ રાજસિંહ

પરમારની પુત્રી. એણે રચેલા સેંકડો દોહરા સાંભળવામાં આવે છે. નીચેનો સમશ્યારૂપ સોરઠો રચી, ભાટ–ચારણ સાથે તેણે રાજવંશીઓને મોકલ્યો હતો ને તેનો ઉત્તર વાળે તેનીજ સાથે પરણવાનું "પણ" લીધું હતું.

( સોરઠો. )

ઘણ વણ ઘડયાં, એરણને આપડયાં નહિ;
ગોત્યાં નવ જડયાં, મળે તો મોકલજો. ૧

ભાવાર્થ—દરેક ઘરેણાંના ઘાટ, એરણ હથોડાથી ઘડાય છે, પણ મોતી ઘડાતાં નથી, જે મોતીની માગણી કરી હતી.

પતિ વિયોગે તેણે દર્શાવેલા ઉદ્ગારોઃ—

( સોરઠો. )

ઊનારા અંગાર, જાતાં લાગે જેઠવા;
હૈયે હુલ્લું માર, હાલ્યો તે હલામણો. ૧
હલામણ હિલોળેલ, દુખના દરિયા ઊછળ્યા.
અમણી પાંજરપોળ, વીસ વસા વેણુ ધણી. ૨

ઊજળી ચારણિયાણી.

મૂળ પાંચાળમાં ઠાંગાની રહેવાસી, જ્ઞાતે ચારણ. એનો સંબંધ બરડામાં થયો હતો. ભાણ જેઠવાને તથા મે જેઠવાને સંબોધી એણે ઘણા દોહરા રચ્યા છે; જેમાંના કેટલાક દ્વિઅર્થિ તેમજ અસરકારક છેઃ—

( સોરઠા. )

તુંસું તાળી દઇ, બે ઘડિયે બોલ્યા નહિ;
તે અવઢવ રહિ ગઇ, જામો કામી જેઠવા. ૧
મે મે કરતાં અમે, બપૈયા ઘોડે બોલિયે;
અમ પાંતીનો મે, ઝકળ ઝરેરે જેવા. ૨

કોરો ઘડો કુંભાર, અજાણે મેં ઉપાડિયો;
ભવનો ભાંગણહાર, જાજરો ન જાણ્યો જેઠવા. ૩
પરદેશીની પીડ, જેઠવે જાણી નહીં;
કાંકે માર્યાં તીર, ભાથે રિયાં ભાણના. ૪
વાડી માથે વાદળાં, મોલું માથે મેહ;
દખની દાઝલ દેહ, મુખ દેખાડને ભાણના. ૫
ખેમરા ખારો દેશ, મીઠાબોલાં માનવી;
નગણા સાથે નેહ, બોલે નહિ બરડો ધણી. ૬

## સોન કંસારી.

બેટ શંખોદ્ધારના વાઘેર રાજાની કુંવરી. જન્મતાંજ બે દાંત હોવાથી રાજાએ એને અમંગળ ગણી પેટીમાં પૂરી, દરિયામા ફેંકી દેવરાવી હતી. તરતી તરતી તે પેટી મિયાણીબંદરે એક કંસારાને હાથ લાગતાં તેણે તેને ઉછેરી તેથી "કંસારી" કહેવાઇ. એ રખાયત બાબરિયા નામના રજપુતને પરણવા તૈયાર થઈ હતી, પણ ગાયોની રક્ષા અર્થે તેણે પ્રાણાર્પણ કર્યાં, તેથી તે મનથી માનેલા પતિ પાછળ બળી સતી થઈ હતી. તેણે તે સંબંધમાં તેમજ તેને વરવા તૈયાર થયેલા ભાણ જેઠવાને સંબોધી ઘણા અસરકારક સોરઠા રચ્યા છેઃ—

( સોરઠા. )

ચોરી ચિત્રાવેલ, રહી તે રખાયતની;
અમે કેમ જમિયે કંસાર, બાળકુંવારા બાબરિયા. ૧
ધ્રુસકે તે વાગે ઢોલ, મારૂં પંડ પોખાણું નહીં;
તેની હામું હૈયામાંહ્ય, રહી તે રખાયતની. ૨
વળી આવે તે વાર, ભુંડે મોઢે ભાણની;
નોંધારીનો આધાર, રખાયત રણમાં રહ્યો. ૩

ગરમાં ઊડે ગરંજાં, બાઅરિયો બેઠો રહ્યો;
હાલો બાંધો હથિયાર, રણ જોવા રખાયતનું. ૪
રખાયત તારી રાખ, અમે દાગવતાં દેખી નહીં;
જો અડત અમારા હાથ, તો ભાણેણી ભેગાં થાત. ૫
દુદ્દલસરની દીકરી, અમે દુદ્દલસર દીઠો નહિં;
ભોળો થા માં ભાણુ, અમે કર્મે કંસારી થિયાં. ૬

નાગબાઇ.

જુનાગઢની ગાદીએ રાહ મંડળિક આવ્યા પછી, તેની સાથે નાગબાઈ નામે શૂરી, અને પતિવ્રતા ચારણિયાણીને વિરોધ પડયો હતો. આ પ્રસંગે તેણે રાહ મંડળિકને શ્રાપ આપતાં કહ્યું છે કે,—

(સોરઠા.)

ગઢ જૂનાની પોળ, દામોકુંડ દેખિશ નહિ;
રતન જાશે રોળ, મું સંભારિશ મંડલિક. ૧
ગઢ ગરવાનાં રાજ, સંતાપી ચારણ પામિશ નહિ;
કાયા થાશે કોઢણી, મું સંભારિશ મંડલિક. ૨
વાતું ન ઘટે વીર, ગંગાજળ ગરવા ધણી:
હીણી નજરૂં હમીર, માવિતરની નોય મંડલિક. ૩
વહૂ વધાવા જાય, થાલ ભરી સગ મોતિયે;
અવળે મોઢે થાય, તેમ તેમ રાહ મંડલિક. ૪
મીઠી નજરૂંની મીંટ, કુડી નોય મોદળધણી;
મોહોલું ત્યાં મસીદ, મું સંભારિશ મંડલિક. ૫
ગંગાજળિયા ગઢેચા, પંડ તારૂં હતું પવિત્ર;
વિંઝાને રગત ગર્યાં, મને તો વાળા મંડલિક. ૬

ઉપલા છ સોરઠામાં છેલ્લાનો ભાવાર્થ એવો છે કે રાહ મંડળિકનો વિંઝા નામનો મિત્ર પોતાને રકત–કોઢ

નીકળવાથી સંતાતો ફરતો હતો, કેમકે જુની રૂઢી પ્રમાણે તે વેળા છાતીમાં વળગી ભેટવાનો ચાલ હતો, તેથી જો તેનો મિત્ર રાહ મંડળિક ભેટે ને તેને કોઢ નીકળે તે સારૂં નહિ, એવું વિઝાના મનમાં હતું. છતાં રાહ મંડળિક તેને શોધી ભેટી પડયો, ને મિત્રને થયેલો મહારોગ પોતાને થાય તો ભલે થાય, એવું તેના માયાળુ ને ઉદાર અંતઃકરણમાં આવ્યું; પરંતુ દૈવયોગે બન્યું શું કે રાહના સ્પર્શથી વિંઝાનો રોગ નાશ પામ્યો ને રાહ મંડલિકને કાંઈ ન થયું. તે પ્રસંગમાં નાગબાઇ કહે છે કે એવા હે પવિત્ર શરીરવાળા રાહ મંડળિક ! તું આવો ઉત્તમ છતાં મને તો તારી બદલેલ નીતિથી રૂવે રૂવે વાળા નીકળ્યા હોય, એવી મહા વેદના થાયછે.

સૌરાષ્ટ્ર દેશમાં આ ઉપરાંત રાણકદેવી તથા જાસલની કેટલીક કવિતા આપણા લોકોમાં પ્રસંગોપાત્ત ગવાય છે. એમાંની કેટલીક કૃતિયોમાં હિંદી, કચ્છી, (જાડેજી), મારવાડી વગેરે નજીકની પ્રાંતભાષાના શબ્દો ભેળાયલા છે ને કેટલીક કવિતાનું ઉપર કહ્યું તેમ મ પ પણ જળવાયું નથી, એટલુંજ નહિપણ કોઈએક ચરણ દુહાનું તો બીજું સોરઠાનું, કોઈ કુંડલિયાની ચાલમાં તો કોઈ છપ્પયની પેઠે ગવાય, તેવાં અનિયમિત છે, છતાં તે પ્રસિદ્ધિમાં× આવશે તો કાઠિયાવાડી સ્ત્રીકવિયોની કીર્તિ, આપણા સાહિત્ય ક્ષેત્રમાં તેથી જળવાઈ, જગતને એક આનંદદાયક બોધસાધન થઈ પડશે, એમાં શક નથી. *

---

× "કાઠિયાવાડી સાહિત્ય" ગ્રંથ અમારા તરફથી પ્રસિદ્ધ થયો છે. મૂલ્ય રૂ. ૦ાા

* આ લેખ "મુંબઈ સમાચાર" ના નવા વર્ષના અંકમાં પ્રસિદ્ધ થયો છે, વિ. સં. ૧૯૬૯.



# સુઘડ સ્ત્રીની પ્રશંસા.

(ગીતિ.)

અબલા-બાલા-તરુણી, રમણી-સુંદરિ-સિમંતિની નારી;
તિય સમ આ ત્રણ લોકે, રચી વિરંચિ ન કોઇ ઉપકારી. ૧
પ્રમદા-કાન્તા-લલના, ગૃહિણી ગુણનાં ગવાય તો ગાન;
ઉભય સુકુળ અજવાળી, રાખે નિજ ધર્મમાં અચળ ધ્યાન. ૨



કેટલાકોનું માનવું એવું છે કે, શાસ્ત્રકર્ત્તા પોતે પુરુષ હોવાથી સ્ત્રીજાતિને નાહક નિંદી ઉતારી પાડી છે; કેટલીક વિદુષી બાઇઓનો મત પણ તેવોજ છે. પરંતુ બરાબર તપાસી જોઇયે તો ધર્મશાસ્ત્રના અને સાહિત્યના ગ્રંથોમાં જેટલાં તરફેણનાં તેટલાંજ વિરૂદ્ધનાં, જેટલાં સ્તુતિનાં તેટલાંજ નિંદાનાં અને જેટલાં અનુકૂળ તેટલાંજ પ્રતિકૂળ વચનો, ન્યાયના ગ્રંથોની પેઠે મળી આવે છે; અગર જોકે ન્યાય ખાતાનું વૃત્તાંત જોતાં એવું સાફ સમજાય છે કે પુરુષોનું શીયલ-ભંગ કરવાનો અપરાધ કોઈપણ સ્ત્રીએ કર્યો નથી ને એકંદર અપરાધોની સંખ્યાપણ પુરુષો કરતાં સ્ત્રીઓની એટલી ઓછી છે કે " ઘઉંમાં કાંકરા " એટલે-સેંકડે ત્રણ

ટકા જેટલીજ માલમ પડે છે. અર્થાત્ નિંદા–સ્તુતિનાં કથનો પ્રત્યેક વ્યક્તિને લાગુ ન જ પાડી શકાય; કેમકે અમુક વર્ણના થોડા ઘણા લોકો સારા નરસા નીકળવાથી જેમ તેમને માટે કહેવતો, જોડકણાં અથવા ઉખાણાં બોલાણાં, તેવોજ પ્રકાર સ્રીજાતિની નિંદાના સંબંધમાં બન્યો છે. ઉચ્ચ કોમનાં સર્વ માણસો જેમ ઉચ્ચ આચાર વિચાર ધરાવતાં નથી છતાં ઉચ્ચજ કહેવાય છે, પણ તે કહેવું વિવેકી અથવા સારાસારનું તોલ કરનારને માટે ઘટિત નથી, તેમ સર્વ સ્રીજાતિને માટે એકંદર ઉતરતાજ વિચારો બાંધી તેની નિંદા કર્યા કરવી, એને અયોગ્ય સાહસ અથવા મૂર્ખતાજ સિવાય શું સમજવું ? તેમ છતાં સુજ્ઞોએ પણ જે જગ્યાએ ભાર મૂકી વધુ પડતા વિચારો દર્શાવ્યા છે, તેનો હેતુ એટલોજ છે કે દુરાચારી સ્રીઓથી અજ્ઞાન પુરુષો દૂર રહે તોજ તેમનું બ્રહ્મચર્ય જળવાય અને અનીતિ બંધ પડે; બાકી આ દુનિયા એવી વિચિત્ર ચીજોથી ભરી છે કે તેમાં કોઇને માટે સદાય આવુંજ છે ને આવું રહેશે, એમ કહી શકાય નહિ. આ માયાવી જગત્માં ઘણા જ્ઞાની પુરુષો, દરિયો તરી ખાડીમાં જેમ વહાણ ડુબી જાય, તે પ્રમાણે છેલ્લી અવસ્થામાં પણ છક્કડ ખાઇ નીચે પડયા છે, ને ગણિકા જેવી અધમ સ્રીનો પણ સત્સંગદ્વારા અ-થવા પૂર્વના સંસ્કારો ઉદય પામતાં ઉદ્ધાર થયો છે; અર્થાત્ આપણે હમેશ સત્સંગ સેવી ઉંચે ચઢવા યત્ન કરીએ તો ઉંચે દરજ્જે પહોંચીએ ને નીચી ગતિ એ તો સહજ છે; કેમકે સદ્દગુણ શીખવાને તો મન દૃઢ કરવું પડે છે ને દુ-ર્ગુણ તો પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે. એ દુર્ગુણો વધતાં

વધતાં એટલે સુધી પહોંચ્યા કે શાસ્ત્રકારોએ આપણુ સર્વને માટે કેટલાક અવગુણુ તો મુકરર કરી કહ્યું છે કે,—

**સ્ત્રીના સ્વાભાવિક સાત દોષ.**

( દોહો. )

સહસા–માયા–નિર્દયા, અશુચિ–અનૃત–જડ–લોભ;
સ્વાભાવિક યહ દોષ તિય, કરતા સંગત ક્ષોભ.

**ભાવાર્થ**—એક સહસા એટલે પૂરતો વિચાર કર્યા વિના કોઈ પણ કામ ઝટ કરી દેવું; કે જે પ્રમાણે ઢીંગલા ઢીંગલીનાં લગ્ન કરવાને આપણે ઉતાવળ કરીએ છીએ. કોઈ સાથે મૈત્રિ ( બેહેનપણાં ) કરી આપવા–લેવા ઉતાવળાં થઈએ છીએ અને ગમતી વાત પાર પાડવાની અથવા પાત્ર કુપાત્ર પરખ્યા વગર નજરે ચડે તેમાંજ અંજાઈ પડવાની, લેવડદેવડ કરવાની તથા સંબંધ બાંધવાની ઘણીજ આતુરતા થઇ આવે છે, ઈત્યાદિ. બીજું માયા એટલે છળવા–છેતરવાની ટેવ. સહેજ ઓછું પડતાં વાત વાતમાં રિસાવું ને રડવું; ઘરેણાં લુગડાંને માટે ગજું વિચાર્યા વગર ઘરનાં માણસોને ઘણોજ ત્રાસ આપવો, વગેરે. ત્રીજું નિર્દયા એટલે દીકરા–દીકરીમાં ભેદ બુદ્ધિ. દીકરા ને "ભાઇ ભાઇ" કહી લાડ લડાવવાં અને દીકરીને "રાંડ પહાણો" વગેરે કુવચન કહી હડધૂત કરવી. છોકરાને ભણાવવાની કાળજી અને છોકરીને માટે એક પૈસો ખર્ચતાં પણ જીવપર આવે! ચોથું અશુચિ એટલે ખરેખરી જે ચોખ્ખાઈ જોઇયે તેવી ચીવટ નહિ ને બહારથી ન્હાવા-ધોવાનો ડોળ. પેટ બગડે તેટલુ અકરાંતિયાં થઈ ખાવું અને ઘર તથા છોકરાંને કેમ નિર્મળ રાખવાં તેનો વિચારજ નહિ. પાંચમું અનૃત એટલે જુઠાણું અથવા અસત્ય. જેમાં કંઈ

ફાયદો નહિ, એવી બાબતમાં પણ ઘણા લોકો અસત્ય બોલે છે. એથી તેમનો વિશ્વાસ જાય છે અને કેટલીકવાર અન્યાય પણ મળે છે; વાસ્તે સત્ય કદી છોડવું નહિ. સત્યને માટે રાજા હરિશ્ચંદ્ર નીચને ઘેર વેચાયા હતા; સત્યને માટે શ્રી રામે રાજપાટ છોડી વનવાસ લીધો હતો, તેમજ સ્રીજાતિમાં શિરોમણી સતી સીતા, તારા, દમયંતી તથા દ્રૌપદી આદિએ કેવાં કેવાં સંકટો સહન કર્યાં હતાં, તે આપણે જાણતાં છતાં સત્ય પાળવામાં પાછળ રહીએ છીએ એ કેટલું ખોટું? છઠું જડતા એટલે લીધેલી વાત અથવા હઠ છોડવી નહિ એવી ટેવ. "આતો અમારા બાપદાદાનો ચાલ છે" એવું કહી, કેટલીક સાંસારિક તથા નામની ધાર્મિક રૂઢિને વળગી રહેવાથી આપણને અત્યંત નુકશાન થયું છે અને તેથી સંસારમાં સત્ય સુખ અથવા સાર શું છે, તેની આપણને બિલકુલ સૂજ પડતી નથી. માટે પ્રથમ અમુક રૂઢિ શા હેતુથી ચાલી તેની તપાસ કરવી જોઇયે. દાખલા તરીકે આપણે સર્વ સ્ત્રીજાતિ શરમાળ અને લજ્જાશીળ કહેવાઇયે છીએ; વડીલો સાંભળે તેમ ઉંચે સાદે બોલતાં સાવચેત રહેનારાં, લાજ કાઢી મોઢું નહિ બતાવવામાં વિવેક સમજનારાં અને પુરુષવર્ગને છાજતાં કોઇપણ કામ કરવામાં હલકું માનનારા, મા બાપ, ભાઈ અને ભર્તાર વગેરે સાંભળે તેમ ઘરમાં ને બહાર, હોળીના ઘેરૈયાની પેઠે જે આકરા અપશબ્દ બોલીએ છીએ તેને અજ્ઞાન અથવા જડતા નહિ તો શું કહેવું? વળી ન્હાની બાળકીઓ સોળાંકોતમાં અને મ્હોટી સ્ત્રીઓ લગ્નાદિ પ્રસંગે જે ગીતો ગાય છે તે પ્રમાણે ગાવાને કયા શાસ્ત્રમાં કહ્યું છે, તેની આપણે પરપૂછ કરતાં નથી અને "સ્ત્રીને મોઢે નવા-

મણનું તાળું" કહેવાય છે તે તાળું ઉપર કહ્યા પ્રમાણે કંકાસ કરતાં તથા બિભત્સ બોલતાં આડું આવતું નથી એ કેવું નવાઈ જેવું ? સાતમું લોભ. વિદ્વાનોએ સ્નેહને જેમ स्नेह मूलानि दुःखानि કહી લૌકિક સ્નેહ નહિ બાંધવા બોધ કર્યો છે, તેમ लोभ मूलानि पापानि કદી સર્વ પાપનું મૂળ લોભનેજ ગણ્યો છે. આ જગત્માં લોભ અનેક તરેહના છે; પણ તેમાં પૈસાનો લોભ એટલો પ્રબળ છે કે "જરને વશ છે જગત્" એવી કહેવત પડી ગઈ છે; છતાં સતી સ્ત્રીઓ અને સુજ્ઞ પુરુષો સદા નિર્લોભ રહે છે. ઘટતી કરકસરને આપણે લોભ કહીશું નહિ; કેમકે યોગ્ય કરકસર એ એક સદ્ગુણ છે ને એ સદ્ગુણથીજ સુખી તથા સ્વતંત્ર થવાય છે; અર્થાત્ દ્રવ્ય, વિદ્યા, સત્તા કે સમય સાચવી તેનો જે સારો ઉપયોગ કરી શકે છે તે સદ્વ્યય કરે છે એમ જાણવું; મળેલી સંપત્તિનો દુરુપયોગ કરે તે અસદ્વ્યય કરે છે એમ જાણવું અને જે ન ખાય કે ન ખર્ચે, તે અવ્યય કરનારને લોભી જાણવો. વાસ્તે સહુએ યથાશક્તિ ઉદાર થઈ લોભવૃત્તિ છોડી દેવી જોઇયે અને સ્ત્રી જાતિયે તો પોતાનું શીયળ જાળવવાનો લોભ રાખી બીજા લોભનો ત્યાગ કરવો જોઈયે. ઘરની સ્થિતિ અથવા સ્પષ્ટતાથી કહું તો વરની આવક ઉપજ વિચાર્યા વગર મોટાઈ બતાવવાનો અને ઘરેણાં વસાવવાનો લોભ કેવો હાનિકર્ત્તા છે, તે આપણે અવશ્ય સમજવું જોઈયે. પુંજીનો અમુક ભાગ ઘરેણાં ખાતે રોકવો અયોગ્ય નથી, પરંતુ કરજ કરીને અથવા "અમુકને છે, માટે મને પણ જોઇયે" એવો જે લોભ તે તો પ્રત્યક્ષ નિંદનીય છે. ઘરેણાનો ઘસારો મૂળ મુડીનો પણ ઘટાડો કરે છે. માટે એ બાબતમાં બહેનોએ પોતાના વિ-

ચાર સુધારવા જોઇયે. શરીરની ખરી શોભા સદ્દગુણ અને નિરોગીપણામાં છે; માટે બાલવયથીજ બાળકોને જેથી સારા સંસ્કાર પડે, એવી સોબત રખાવવી; સારી પેઠે વિદ્યાભ્યાસ કરાવવો; સ્વચ્છ અને ગુણકારી કપડાં પહેરાવવાં; પચે તેવો ખોરાક આપવો, અને માંદગી આવતાં તાબડતોબ ચાંપતા ઉપાય લેવા. આ બાબતમાં લોભ બિલકુલ રાખવો ન જોઇયે, પરંતુ ઉપર કહ્યું તેવી ખોટી ટાપટીપના અને રૂઢિના ખર્ચો કમી કરી, દ્રવ્યનો દુરુપયોગ થતો અટકાવવા સામે થવું, એ કંઈ લોભ ગણાય નહિ.

સ્ત્રીજાતિમાં વર્ણવેલા આ અવગુણો કેટલેક અંશે પુરુષોને પણ લાગુ પડે છે. પણ પ્રથમ પોતે પોતાનું તપાસવું, એ દૃષ્ટિયે પ્રથમ આપણે આપણા દોષ ઉપર લક્ષ આપી સુધરવાની આવશ્યક્તા હોવાથી તે સંબંધી વિચારો દર્શાવ્યા છે, કેમકે આપણામાંથી જ્યારે એ અવગુણો ઓછા થવા માંડશે ત્યારેજ આપણી પ્રજા સુધરી, છેક વેદના વારામાં જે આપણું માન, ગૌરવ અને પ્રતિષ્ઠા હતાં, તે વધવા માંડશે અને ત્યારેજ " સ્ત્રી શૂદ્ર "—" સ્ત્રીની મતિ પાનિયે "—" નારી નરકનું દ્વાર " ઈત્યાદિ કલંકિત કથનો દૂર થઈ, શાસ્ત્રકારોએ જે માનભરી ઉપમાઓ આપી છે, તે આપણને પણ ઘટે છે, એ સિદ્ધ થશે.

### શાસ્ત્રમાં સ્ત્રીની પ્રતિષ્ઠા.

આપણાં ધર્મ પુસ્તકોમાં સ્ત્રીને લક્ષ્મી, દેવી, દયિતા, પત્ની, પુરંદરી, માનની, રમણી, ગૃહિણી, વધૂ (વહુ) એવાં અનેક વિશેષણો આપ્યાં છે. તે શબ્દો કેવળ વખાણનાજ નથી, પણ સ્વધર્મસૂચક અને સુબોધક હોવાથી માત્ર તેનું

શ્રવણ કરીને નહિ પણ મનન કરી તે પ્રમાણે વર્તવું જોઇએ. આ શબ્દોના અર્થ કેવા ગંભીર અને જાણવાજોગ છે? જુઓ:-સ્ત્રીને સર્વ તરેહની શોભારૂપ એટલે ઘરને, પોતાના શરીરને તથા બાળકોને સુઘડતાથી શોભાવનારી તેથીજ લક્ષ્મી અથવા દેવી કહી, ને પ્રીતિ કરવાને યોગ્ય અથવા પ્રેમપાત્ર તેથી દયિતાની ઉપમા આપી. હવે આપણે વિચાર કરીએ કે પ્રીતિપાત્ર કેમ થવાય? તન-મનનો ભોગ આપ્યા સિવાય અથવા એકચિત્તે અખંડ સેવા કર્યા સિવાય પ્રેમની પ્રાપ્તિ થતી નથી. માટે પતિપ્રત્યે નિરંતર અચળ ભક્તિ રાખવી જોઇયે. પત્ની શબ્દનો અર્થ એવો છે કે પતિને પવિત્ર તથા ઉત્તમ ધર્મમાર્ગે દોરવે. આજ તો ધર્મ શું તેનીજ જો સ્ત્રીને પોતાને ખબર નહિ તો બીજી પ્રેરણા શી કરે? વાસ્તે ધાર્મિક પુસ્તકો વાંચી, સ્વધર્મનું જ્ઞાન મેળવવું જોઇયે. અજાણ્યો સુકાની જેમ પોતાનાં વહાણને ખરાબામાં અથડાવી બોળી દે છે, તેમ અજ્ઞાન સ્ત્રી, સંસાર સાગરના તોફાની તરંગોમાં પોતાનું સંસારરૂપી નાવ અનીતિના ખડકો જોડે અથડાવી તેના ચૂરેચૂરા કરી નાખે છે. માટે નીતિયુક્ત તથા વ્યવહારિક જ્ઞાન મેળવી, સંસારતંત્ર કેવી રીતે સદા સુખરૂપ ચાલી શકે તે જાણવું જોઇયે. પુરંધ્રી અથવા વધૂ શબ્દનો ભાવાર્થ એવો છે કે સ્ત્રીએ ઘરનો ભાર ઉપાડી સર્વ પ્રકારે તેની વ્યવસ્થા તથા કાળજી રાખવી. માનની કહેવાની મતલબ એ છે કે પોતાના મનનું, લાજ-આબરૂનું અને માન પાનાદિકનું રક્ષણ કરવું; રમણી કહેવાનો હેતુ એ કે પતિને દુઃખી તથા શોકાકુલ જોઇ, તે જે રીતે શાંત તથા આનંદિત રહે તેવા ઉપાય કરે.

આ પ્રમાણેજ આદિગુરુ, ઉત્તમ મિત્ર, ધર્મપત્ની, પ્રધાન, પ્રજાની માતા, વગેરે શબ્દોમાં અપૂર્વ ગૌરવ અને માનનો સમાવેશ થયેલો છે. આપણે જેમ તે શીખી સમજી વર્તવાની અગત્ય છે, તેમ પુરુષવર્ગે પણ પોતાની ફરજ તથા પોતાનું તેથી શ્રેય સમજી, સ્ત્રીજાતિને કેળવવા પૂરતો ઉત્સાહ તથા આદર બતાવી, તે માટે આગળ વધવું જોઈયે. કેમકે સારી સ્ત્રીથીજ કુટુંબનું રક્ષણ છે; કુળ, વંશ, તથા ગામ–સર્વને સ્ત્રીનોજ આધાર છે; સ્ત્રીનું નામજ "ઘર" છે ને સ્ત્રીને માટેજ ઘર થયું છે એવું સમજી, સ્ત્રીને જે સુખી રાખે છે તે પોતે સદા સુખી થાય છે, એ નક્કી સમજવું. મહર્ષી મનુ મહારાજનું આ વચન તો પ્રસિદ્ધજ છે કે જે ઘરમાં સ્ત્રીનું માન છે, તે ઘરમાં દેવતાઓ પ્રસન્નતાથી વસે છે અને જે ઘરમાં સ્ત્રીઓનાં આંસુ પડે છે તે ઘરનો જલ્દી લય થાય છે. વળી જે પતિ–પત્ની આનંદયુક્ત વર્તે છે, તેને આ મૃત્યુ લોકમાંજ સ્વર્ગનાં સુખોનો અનુભવ થાય છે. સ્ત્રીનું હસતું વદન એજ ઘરની શોભા છે અને તેથી ઘરનો બધો અંધકાર દૂર થાય છે. દંપતી માત્રમાંજ નહિ પણ આખા આ વિશ્વના સર્વ વ્યવહારમાં ઠામ ઠામ વિશ્વાસ અને શ્રદ્ધાની બહુ જરૂર છે, અને એ બે સદ્‌ગુણજ પવિત્રતાનું મૂળ હોવાથી આપણે તે મેળવવા-હવે જાગૃત થવું જોઇએ.

### ત્રણ પ્રકારના પુરુષ.

સ્ત્રીનું સરળ હૃદય ને પ્રેમ, એ ગૃહસ્થાશ્રમનો પાયો છે. સ્ત્રીની સરળતા અને પ્રીતિ, સંસારના સર્વ તાપોને સમાવી શીતળતા આપે છે; વાસ્તે સત્ય સંસાર સુખની ઇચ્છા હોય તો પરસ્પરે સ્વધર્મ પ્રત્યે ધ્યાન આપી, ક્ષમા-

શીલ પણ થવું જોઈયે. જે ઘરમાં સંદેહ અને ઈર્ષા છે, તે ઘર કાંટાની પથારી જેવું જાણવું. પોતાની સ્ત્રીને જે ગુલામ અથવા દાસી સમાન માને છે, તેને પશુ સમજવો; પોતાને સુખે સુખી અને પોતાને દુઃખે દુઃખી કરવા સ્ત્રીને પરણી લાવ્યાનું જે જાણે છે, તેને મનુષ્ય માનવો, અને કોઈ પણ જાતના સ્વાર્થ વગર શુદ્ધ પ્રીતિપૂર્વક “સ્ત્રીને સુખી સુખી કરીશ તોજ હું સુખી થઇશ ને તેવી રીતે વર્તવાથી મને સ્વર્ગ પ્રાપ્ત થશે” એવું જે માને છે, તેને દેવ સમજવો.

સ્ત્રીએ પણ એજ પ્રમાણે પતિને દેવ માની, પ્રેમપૂર્વક સેવા કરવી; કેમકે પ્રેમ કરવો, એ સ્ત્રીનો કુદરતી સ્વભાવ છે અને વિશ્વાસ એ તેની પ્રકૃતિ છે. કેટલાક સ્વામી તેમજ બંધુ અને ધર્મબંધુ, નિર્દોષ અબળાની પ્રેમ–પ્રકૃતિનો ઘાત કરી જન્મ પર્યંત દુઃખી કરે છે, માટે તેવા નર–પિશાચથી દૂર રહેવું અને પ્રેમ–પ્રકૃતિનો વ્યય કરતાં બહુ વિચાર રાખવો જોઇયે.પોતાના જાતિ–સ્વભાવને વશ થઈ જે મદોન્મત્ત બને છે, તેની કિંમત ફૂટી બદામ જેટલી પણ નથી; કેમકે તેનું મન અંકુશમાં નહિ હોવાથી લાલચમાં લેવાઈ છેવટ દુઃખમાંજ દબાઈ મરે છે.

### છ શત્રુઓ અને સ્ત્રીસ્વરૂપ.

આ આપણું જીવન એક રણસંગ્રામ જેવું છે. તેમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ તથા મત્સર એ છ શત્રુઓ અનેક વેશ બદલી એવી તરેહથી સામે ઊભા છે કે આપણે તુરત તેને ઓળખી શકતાં નથી. તે ઓળખ અથવા પરીક્ષક શક્તિ પ્રાપ્ત કરી આપણે આપણી સ્થિતિ સુધારી સામે થવું જોઇયે. મારી કર્તવ્યનિષ્ઠ બહેનો! ઊઠો, હિંમત

અને ધૈર્ય ધારણ કરી તમારી ફરજ બજાવો અને આપણા પર મૂકાતાં કલંકો ધોઈ નાખી સ્ત્રીજાતિનું પ્રાચીન ગૌરવ કેવું હતું તે બતાવી આપો. કેળવણીથી પથ્થર અને લોઢા જેવા કાળા ને કઠણ પદાર્થો હીરા જેવા ચળકી ઊઠે છે, તો શું માણસ જેવું પ્રાણી, અને તેમાં પણ કોમળ સ્ત્રીજાતિ તે શું નહિ સુધરી શકે? સ્ત્રીજાતિ કેવી નિર્દોષ અને પ્રેમમયી છે તે વિષે એક વિદ્વાન્ બરાબર નિરિક્ષણ કરી કહે છે કે, જડ જગત્‌ને ચાહના નથી, તેથીજ સૂર્ય, ચંદ્ર, વૃક્ષ અને પશુ પક્ષી જૂનાં થયાં છે, પરંતુ શું કોઇએ એવું સાંભળ્યું છે કે માતાનું હેત કદી જૂનું થયું? સારાંશ, માતાના હૃદયમાં જે પ્રેમ છે, તે કદી પણ ઝાંખો કે જૂનો થતો નથી, અને ખરા માણસનો રંગ પણ સદા એકજ રહે છે. તે સર્વ શુદ્ધ પ્રેમ–રંગ--ધર્મનું મૂળ માતા પણ સ્ત્રીજાતિ હોવાથી મૂળથી તેના ઉત્તમ ગુણોને કેળવવા તથા ખીલવવા જોઇએ. એથીજ આપણી બહેનો અને માતાઓ કેવી ઉપયોગી થઈ પડશે, તે વિષે સાહિત્યકાર કહે છે કે,—

( દોહો. )

ધર્મતત્વ જ્ઞાતા વિદુષિ, હિતકરિની પતિ હોઇ;
અલ્પહુતેં સંતોષ ઉર, શ્રી સમ વનિતા સોઇ.

**ભાવાર્થ:**—મનને પ્રિય લાગનારી અને ધર્મનાં તત્વોને જાણનારી અથવા વિદુષી એવી સ્ત્રી, પતિનું નિરંતર હિત કરે છે ને થોડાં સુખમાં પણ રાચી તૃપ્ત રહે છે. આવી સ્ત્રીને સાક્ષાત લક્ષ્મી જેવી જાણવી. વળી—

( દોહો. )

નિત મંગલ સંજુત લસૈ, પરમ ધર્મસું પ્રીત;
દયા સહિત પ્રિય ભાષિણી, વનિતા સુખદ વિનીત.

**ભાવાર્થ**—સર્વદા સૌભાગ્યનાં મંગળ આભૂષણવડે શોભિતી, પવિત્ર ધર્મમાં પ્રીતિવાળી, દયાવંત અને વિનય યુક્ત મીઠાં વચન બોલનારી એવી જે વાનતા ત સદા સુખની દેનારી છે.

( દોહો. )

ભકિત કરત ભરતારકી, ભોજન પથ્ય પ્રથાન;
ચાતુર ક્રિયા અનેક તેં, રમા રત્નકી ખાન.

**ભાવાર્થ**:—પતિની સદા સેવા કરનારી તથા ભોજન-સામગ્રી એવા પ્રકારની બનાવી જાણે કે જેથી કોઇને વિકાર કે અરુચિ ન થાય; એવી ચતુર સ્ત્રી આ જગતમાં રત્નરૂપ ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરે છે.

સ્રીજાતિના ગુણ દોષનું આ વિવેચન વિચારી, સર્વ બહેનો ગુણોની વૃદ્ધિ કરવા લક્ષ આપશે તોજ તેમની અને પરિણામે સર્વ પ્રજાની ઉન્નતિ થશે.*

(શાર્દૂલવિક્રીડિત.)

નારી નિત્ય રહે પ્રસન્ન ન મુકે, સૌભાગ્ય ચિહ્નો કદા;
સંભાળે ઘર સાફ વસ્તુ સઘળી, પાત્રાદિ રાખે સદા;
જે સંપત્તિ વિપત્તિ હોય ઘરમાં, તે ના જણાવે કદી;
રાખે લાજ સમાજમાં, જઇ જનો પાસે ન નાખે વદી. ૧

ઝાઝું બાહર ના ફરે, પરનરો સાથે ન વાતો કરે;
લજ્જા ચિત્ત સદા ધરે ન જગમાં, ઉંચે સ્વરે ઉચ્ચરે;
સેવા પ્રેમભરે કરે પ્રિયતણી, તેના શ્રમોને હરે;
કાંઇ ગુપ્ત ન આચરે ગુરુજનોની શીખ તે આદરે. ૨

નારી નિત્ય સહાય થાય પતિ જે, ધર્મો કરે તેહમાં;
કો કાળે પ્રિયથી વિયોગજ નહિ, ઇચ્છે રહી સ્નેહમાં;
પાળે પોષણથી પ્રજા અશુભ જે, ધારે ન તે દેહમાં;
સંભાળી સહુ વાપરે સ્વપતિ જે, લાવી મુકે ગેહમાં. ૩

( ગટુલાલજી. )

* આ વ્યાખ્યાન ખંભાળિયા સરકારી કન્યાશાળા મધ્યે મળેલી સ્રીસભામાં આપ્યું હતું; ફાલ્ગુન વિ. સં. ૧૯૬૮.



# સંસ્કારનો સાર અને સંસાર-બોધ.

क्षेत्रभूता स्मृता नारी, बीजभूतः स्मृतः पुमान् ।
क्षेत्र बीजसमायोगात्-संभवः सर्वदेहिनाम् ॥

અર્થઃ—સ્ત્રી ક્ષેત્રરૂપ અને પુરુષ બીજરૂપ છે. ક્ષેત્ર અને બીજના સંયોગે સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે.

મનુષ્યનું શરીર, વાણી અને ચિત્ત શુદ્ધ થવા માટે શાસ્ત્રકારોએ સોળ સંસ્કાર નક્કી કર્યા છે; કેમકે મેલા કાચમાં જેમ શરીર સ્વચ્છ દેખાતું નથી, તેમ સંસ્કાર-રહિત અંતઃકરણમાં આત્મજ્ઞાનનું દર્શન તથા અનુભવ થઇ શકતાં નથી. સંસ્કારના અભાવે વર્તમાન સમયમાં વિદ્યા, વીર્ય તથા દ્રવ્યના સંબંધમાં આપણી સ્થિતિ કેવી નિર્માલ્ય અને નિસ્તેજ થતી જાય છે, તે કહેવાની જરૂર નથી; વાસ્તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર, એ ચારે વર્ણમાં પહેલા ત્રણ જે "દ્વિજ" ગણાય છે, તેમણે ગર્ભા-ધાનથી લઇ અંતેષ્ટિ સુધીના સોળે સંસ્કાર કરવા, એવી શાસ્ત્રમાં આજ્ઞા છે; તથાપિ દેશ-કાળને અનુસરી મુખ્ય સંસ્કાર કરવામાં આવે તોપણ આપણને અથવા આપણા સંસારને તેથી થોડો લાભ થાય નહિ. એજ હેતુ ધ્યાનમાં રાખી સંસ્કારનો સાર અને સંસાર બોધ અથવા દમ્પતીને ધડો લેવા યોગ્ય સંસ્કાર સંબંધી કંઇક વિવેચન અત્રે કહીશઃ—

### ક્યા સંસ્કાર ક્યારે કરવા?

(૧) ઋતુકાળમાં ગર્ભાધાન સંસ્કાર કરવા. (૨) ગર્ભ ફરક્યા પહેલાં પુંસવન સંસ્કાર કરવા. (૩) છઠ્ઠે અથવા આઠમે માસે સીમંત સંસ્કાર કરવા. (૪) બાળકના જન્મ પછી જાતકર્મ સંસ્કાર કરવા. (૫) અગ્યારમે વાસે નામકરણ સંસ્કાર કરવા. (૬) ચોથે માસે નિષ્ક્રમણ સંસ્કાર કરવા. (૭) છઠ્ઠે માસે અન્ન પ્રાશન સંસ્કાર કરવા; અને (૮) કુળાચાર પ્રમાણે ચૌલ સંસ્કાર કરવા.

મનોબળ ઉપરજ સંસ્કારનો આધાર હોવાથી દરેક કામના આરંભમાં સારા સંકલ્પ કરવાની ટેવ રાખવી. આપણામાં એ ઉપર એક કહેવત પણ છે કે "જેવી ભાવના તેવી સિદ્ધી". માટે ઉચ્ચ ભાવના ને વિચાર પણ ઉચ્ચ પ્રકારનાજ કરવા.

### મુખ્ય મુખ્ય સંસ્કારો અને તેનું રહસ્ય.

**સીમંત** સંસ્કાર વખતે વર તરફથી બોલાતા મંત્રનો એવો અર્થ છે કે,—"હે સીમંતીની ! હું તને ત્રણે લોકનું સુખ પ્રાપ્ત કરાવું છું; બળવાન્ વૃક્ષની ફળવાળી શાખાની પેઠે તું પુત્રવતી થા." આ પ્રસંગે સ્ત્રીની કને જે ઔષધીઓ તથા પાંચ વસ્તુઓ મૂકવામાં આવે છે તેમાંની ૧ કૃષિ (ખેતી), ૨ કર્મકાંડ, ૩ લેખનવિદ્યા, ૪ ક્ષત્રિ ધર્મ અને ૫ હુન્નર—ઉદ્યોગ સૂચવે છે. આ સમયે ગાનતાનથી ગર્ભિણીનું મન પ્રફુલ્લિત કરવા કહ્યું છે; કેમકે પાંચ માસ પછી જેવા સંસ્કાર ગર્ભિણી ઉપર પાડવામાં આવે, તેવાજ સંસ્કાર ગર્ભ ઉપર ( ભાવિ પ્રજા ઉપર ) પડે છે, માટે સારી સંતતીની ઇચ્છાવાળાં સ્ત્રી—પુરુષે આ વિષયમાં પ્રથમથીજ ધ્યાન આપવું જોઇએ.

જાતકર્મ—આ સંસ્કાર પ્રસંગે કરવામાં આવતી પ્રાર્થનાનો અર્થ એવો છે કે,—" જેવી રીતે વાયુ અને સમુદ્ર ચલાયમાન્ થાય છે, તેવી રીતે આ દશ માસનો ગર્ભ, પ્રસવ થવા પડદા સાથે ચલાયમાન્ થાઓ. જેવી રીતે વાયુ સર્વ દિશામાં ગતિ કરે છે, તે પ્રમાણે આ ગર્ભ પડદાસહિત ગતિ કરો. હે જીવ! જરાયુ કહેતાં પડદો જે જીવાત્માનું નિવાસસ્થાન છે, તેનો ત્યાગ કરી ગર્ભ તથા ઓરની સાથે બહાર આવ."

વિવાહ—આ સંસ્કારમાં "લાજા" એટલે શેકેલી ડાંગર ( સાળ ) પરણનાર સ્ત્રીના હાથમાં વર પોતાને હાથે નાખે છે. આ લાજાહોમની ત્રણ આહુતીઓ આપતી વખતે સ્ત્રી કહે છે કે,—" હે સૂર્ય દેવતા! મેં સારા વરની પ્રાપ્તિ માટે તારૂં યજન કર્યું હતું; અને મ્હારા પતિના ગૃહસાથે એવી રીતે જોડ કે કદી છૂટી પડવાનો વખત ન આવે. મ્હારો પતિ દીર્ઘાયુ થાઓ અને કુટુંબ વૃદ્ધિને પામો. હે અગ્નિદેવ! અમો દમ્પતિની પ્રીતિને સદા અનુમોદન આપો."

તે પછી પતિ કહે છે,—" હે કન્યા! સંતાન અને સૌભાગ્યની સિદ્ધિનેસારૂ હું તારો હસ્ત ગ્રહણ કરૂં છું, તું મ્હારી સાથે આનંદ ભોગવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કર. ભગવાન્ સૂર્ય તથા અર્યમા નામના દેવતાઓ તને રૂપ-ગુણ સંપન્ન ગૃહિણી થવા મ્હારે સ્વાધીન કરી છે. હું પુરુષ ને તું પ્રકૃતિ છું; હું સામવેદ ને તું તેની ઋચા પ્રમાણે છું; હું દ્યૌરૂપ ને તું પૃથ્વીરૂપ છું. તારી પ્રજા દીર્ઘાયુષી થાઓ. આપણે પરસ્પર પ્રેમથી જોડાઇ તેજસ્વી થઇએ ને ઉચ્ચ મનોવૃત્તિ ધારણ કરીએ. હે કન્યા! આ પથ્થરપર પગ

### ક્યા સંસ્કાર ક્યારે કરવા?

(૧) ઋતુકાળમાં ગર્ભાધાન સંસ્કાર કરવા. (૨) ગર્ભ ફરકયા પહેલાં પુંસવન સંસ્કાર કરવા. (૩) છઠ્ઠે અથવા આઠમે માસે સીમંત સંસ્કાર કરવા. (૪) બાળકના જન્મ પછી જાતકર્મ સંસ્કાર કરવા. (૫) અગ્યારમે વાસે નામકરણ સંસ્કાર કરવા. (૬) ચોથે માસે નિષ્ક્રમણ સંસ્કાર કરવા. (૭) છઠ્ઠે માસે અન્ન પ્રાશન સંસ્કાર કરવા; અને (૮) કુળાચાર પ્રમાણે ચૌલ સંસ્કાર કરવા.

મનોબળ ઉપરજ સંસ્કારનો આધાર હોવાથી દરેક કામના આરંભમાં સારા સંકલ્પ કરવાની ટેવ રાખવી. આપણામાં એ ઉપર એક કહેવત પણ છે કે "જેવી ભાવના તેવી સિદ્ધી". માટે ઉચ્ચ ભાવના ને વિચાર પણ ઉચ્ચ પ્રકારનાજ કરવા.

### મુખ્ય મુખ્ય સંસ્કારો અને તેનું રહસ્ય.

સીમંત સંસ્કાર વખતે વર તરફથી બોલાતા મંત્રનો એવો અર્થ છે કે,—"હે સીમંતીની! હું તને ત્રણે લોકનું સુખ પ્રાપ્ત કરાવુંછું; બળવાન્ વૃક્ષની ફળવાળી શાખાની પેઠે તું પુત્રવતી થા." આ પ્રસંગે સ્ત્રીની કને જે ઔષધીઓ તથા પાંચ વસ્તુઓ મૂકવામાં આવે છે તેમાંની ૧ કૃષિ (ખેતી), ૨ કર્મકાંડ, ૩ લેખનવિદ્યા, ૪ ક્ષત્રિ ધર્મ અને ૫ હુન્નર–ઉદ્યોગ સૂચવે છે. આ સમયે ગાનતાનથી ગર્ભિણીનું મન પ્રફુલ્લિત કરવા કહ્યું છે; કેમકે પાંચ માસ પછી જેવા સંસ્કાર ગર્ભિણી ઉપર પાડવામાં આવે, તેવાજ સંસ્કાર ગર્ભ ઉપર (ભાવિ પ્રજા ઉપર) પડે છે, માટે સારી સંતતીની ઇચ્છાવાળાં સ્ત્રી–પુરુષે આ વિષયમાં પ્રથમથીજ ધ્યાન આપવું જોઇએ.

જાતકર્મ-આ સંસ્કાર પ્રસંગે કરવામાં આવતી પ્રાર્થનાનો અર્થ એવો છે કે,-"જેવી રીતે વાયુ અને સમુદ્ર ચલાયમાન્ થાય છે, તેવી રીતે આ દશ માસનો ગર્ભ, પ્રસવ થવા પડદા સાથે ચલાયમાન્ થાઓ. જેવી રીતે વાયુ સર્વ દિશામાં ગતિ કરે છે, તે પ્રમાણે આ ગર્ભ પડદાસહિત ગતિ કરો. હે જીવ! જરાયુ કહેતાં પડદો જે જીવાત્માનું નિવાસસ્થાન છે, તેનો ત્યાગ કરી ગર્ભ તથા ઓરની સાથે બહાર આવ."

વિવાહ-આ સંસ્કારમાં "લાજા" એટલે શેકેલી ડાંગર (સાળ) પરણનાર સ્ત્રીના હાથમાં વર પોતાને હાથે નાખે છે. આ લાજાહોમની ત્રણ આહૂતીઓ આપતી વખતે સ્ત્રી કહે છે કે,-"હે સૂર્ય દેવતા! મેં સારા વરની પ્રાપ્તિ માટે તારૂં યજન કર્યું હતું; મને મ્હારા પતિના ગૃહસાથે એવી રીતે જોડ કે કદી છૂટી પડવાનો વખત ન આવે. મ્હારો પતિ દીર્ઘાયુ થાઓ અને કુટુંબ વૃદ્ધિને પામો. હે અગ્નિદેવ! અમો દમ્પતિની પ્રીતિને સદા અનુમોદન આપો."

તે પછી પતિ કહે છે,-"હે કન્યા! સંતાન અને સૌભાગ્યની સિદ્ધિનેસારૂ હું તારો હસ્ત ગ્રહણ કરૂંછું, તું મ્હારી સાથે આનંદ ભોગવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કર. ભગવાન્ સૂર્ય તથા અર્યમા નાસના દેવતાઓ તને રૂપ-ગુણ સંપન્ન ગૃહિણી થવા મ્હારે સ્વાધીન કરી છે. હું પુરુષ ને તું પ્રકૃતિ છું; હું સામવેદ ને તું તેની ઋચા પ્રમાણે છું; હું દ્યૌરૂપ ને તું પૃથ્વીરૂપ છું. તારી પ્રજા દીર્ઘાયુષી થાસો. આપણે પરસ્પર પ્રેમથી જોડાઇ તેજસ્વી થઇએ ને ઉચ્ચ મનોવૃત્તિ ધારણ કરીએ. હે કન્યા! આ પથ્થરપર પગ

મૂકી તેના જેવી દૃઢ થા; તારી જોડે કંકાસ કરનારને સામી ઉભી શાંત પાડ અને તને મારવા આવનારનો પરાજય કર.”

પછી વર, દેવી સરસ્વતી પ્રત્યે કહે છે કે–“હે કલ્યાણેશ્વરી ! તમે સર્વની રક્ષા કરો. વેદાદિ સર્વ શાસ્ત્રો આપને વિશ્વની માતારૂપે વર્ણવે છે. તમેજ પ્રકૃતિ છો ને તમારામાંથીજ આ વિશ્વ ઉત્પન્ન થઈ, તમારામાં પાછું સમાય છે. ગીતોમાં ગવાતા તમારા યશ, ગુણ તથા પ્રભાવ સાંભળી, સ્રીઓ સુયશ–કીર્તિ સંપાદન કરે છે.”

**લાજા હોમ** પૂરો થતાં વરકન્યાને ઉત્તર તરફ સાત પગલાં ભરાવતાં દરેક પગલે જે મંત્ર ભણે છે, તે કેવા પવિત્ર અને સ્વધર્મસૂચક છે, તે જુઓઃ—

૧ ॐ **एकमिषे विष्णुस्त्वानयतु ।** અર્થઃ—ભગવાન્ વિષ્ણુ તને પહેલું પગલું અન્નની પ્રાપ્તિ સારૂ ચલાવો.

૨ ॐ **द्वे उर्जे विष्णुस्त्वानयतु ।** અર્થઃ—ભગવાન્ વિષ્ણુ તને બીજું પગલું બળની પ્રાપ્તિ સારૂ ચલાવો.

૩ ॐ **त्रिणिरायस्पोषाय विष्णुस्त्वानयतु ।** અર્થઃ—ભગવાન્ વિષ્ણુ તને ત્રીજું પગલું ધનની પ્રાપ્તિ સારૂ ચલાવો.

૪ ॐ **चत्वारिमायोभवाय विष्णुस्त्वानयतु ।** અર્થઃ—ભગવાન્ વિષ્ણુ તને ચોથું પગલું સુખની પ્રાપ્તિસારૂ ચલાવો.

૫ ॐ **पंचपशुभ्यो विष्णुस्त्वानयतु ।** અર્થઃ—ભગવાન્ વિષ્ણુ તને પાંચમું પગલું ગાય ઢોર વગેરે પશુની સમૃદ્ધિ સારૂ ચલાવો.

૬ ॐ **षड्ऋतुभ्यो विष्णुस्त्वानयतु ।** અર્થઃ—ભગવાન્ વિષ્ણુ તને છઠ્ઠું પગલું સર્વ ઋતુના આનંદસારૂ ચલાવો.

૭ ॐ सखे सप्तपदा भव सा मामनुव्रता भव विष्णुस्त्वानयतु।
અર્થઃ-તું સાતમું પગલું ચાલીને સપ્ત લોકમાં પ્રસિદ્ધ તથા મ્હારી આજ્ઞા પ્રમાણે વર્તનારી થા. મ્હારા વ્રત્તને અનુકૂળ હું તારૂં હૃદય કરૂંછું. તારૂં ચિત્ત મ્હારા ચિત્તને અનુકૂળ થાઓ. તું એકચિત્તે મ્હારી આજ્ઞાનું પાલન કર. પ્રજાપતિ ભગવાન્ મ્હારૂં કલ્યાણ કરવા તને પ્રેરણા કરે.

કન્યાને આશીર્વાદયુક્ત વચનોથી વર કહે છે કે,-"હું વસ્ત્ર આપું છું તે પહેરી મનુષ્યોનું શ્રેય કર. મ્હારી સાથે સુખ ભોગવી વૃદ્ધ થા અને પાતિવ્રતના તેજવડે સો વર્ષ જીવ. પ્રજાને ઉત્પન્ન કરનારી તથા દ્રવ્યનું રક્ષણ કરનારી હે કન્યા ! એક દિશામાંથી બીજી દિશામાં જતા વાયુની પેઠે પ્રસન્નતાપૂર્વક તારા પિતાના ઘરમાંથી તું મ્હારી જોડે આવે છે, તેથી વાયુ દેવતા તારા કર્ણનો આશ્રય લઇ તને તેજસ્વી વચનો સંભળાવી સ્વધર્મનિષ્ઠ કરો. હે કન્યા ! તું સૌમ્ય ( શીતળ ) દૃષ્ટિવાળી થા; પતિનો વિરોધ કરીશ નાહ; પશુઓનું પાલન કરજે; સૂર્યાદિ દેવતાઓનું સેવન કરજે; તારૂં મન પ્રસન્ન રાખજે; સુખી થજે અને સહુને સુખ આપજે."

પછી કન્યાને ધ્રુવના તારાનું દર્શન કરાવતાં વર કહે છે કે,-"હે વધૂ ! તું આ ધ્રુવની પેઠે સ્થિર થા."

ત્યારપછી કન્યાને જમાડતી વખતે વર જે વેદમંત્રો કહે છે, તેનો ભાવાર્થઃ-" મ્હારા પ્રાણની જોડે હું તારા પ્રાણને જોડુંછું; મ્હારાં અસ્થિ (હાડકાં) જોડે હું તારાં અસ્થિને જોડુંછું; મ્હારા માંસની જોડે હું તારા માંસને

અને મ્હારી ત્વચા (ચામડી)ની જોડે તારી ત્વચાને જોડું છું.”

પૂર્વે આ પ્રમાણે વિવાહ સંસ્કાર થતો, એટલુંજ નહિ પણ મંત્રોચ્ચાર પૂર્વક વર-કન્યા જાતે ક્રિયા કરી પછી ગૃહસ્થાશ્રમ માંડતાં. વિવાહના (લગ્નના) દિવસથી આરંભી ત્રણ દિવસ વર-કન્યા મોળું ભોજન જમતાં, જમીન ઉપર પથારી કરી સુઈ રહેતાં અને એક વર્ષ પર્યંત અથવા તે ન બને તો બાર રાત્રી, છ રાત્રી અથવા છેવટ ત્રણ રાત્રી બ્રહ્મચર્ય પાળી, મનને વશ રાખતાં હતાં. તે ઉપરાંત લગ્નથી આરંભી નિત્ય અગ્નિની ઉપાસના પણ કરતાં.*

લગ્નનો હેતુ કેવળ વિષયલાલસા નહિ પણ પ્રજોત્પત્તિ પ્રધાન હતો, તેથી યોગ્ય વયે ક્રિયા કરવા જેટલી વિદ્યા ભણી, લગ્ન કરવામાં આવતાં તેથી સંસાર બહુધા સુખરૂપ નીવડતો. આધુનિક “ભણેલાંના ભવાડા ને મોટી ઉમ્મરની મોહકાણ” જેવું કવચિત થતું હશે. માટે આપણી ચાલુ વિવાહ પદ્ધતિમાં કેવા પ્રકારનો સુધારો કરવાની આવશ્યક્તા છે, તે આ સંસ્કારથી જાણવામાં આવશે.

કેટલાકો કહે છે કે સોમ, ગંધર્વ અને અગ્નિના સેવનથી સ્ત્રીને બાળપણેજ ત્રણ પતિ થઇ ચૂક્યા અને પુરુષ એ ચોથો પતિ છે! આ કથન બિલકુલ સત્ય નથી; કેમકે એ કંઇ મનુષ્ય નથી. યાજ્ઞવલ્કય કહે છે કે ઓષધીનાથ સોમ અથવા ચંદ્રે બાળપણે અનેક રોગથી ઉગારી

* આ ક્રિયા કરતી વેળા જમણો હાથ ઉપયોગમાં લેવાનું કારણ એવું જણાવ્યું છે કે ડાબા કરતાં જમણો હાથ વધારે કલ્યાણકારક છે; કેમકે તેમાં આખા વિશ્વનું ઔષધ સમાયેલું હોવાથી તેનો સ્પર્શ થતાં સર્વ પ્રકારે શ્રેય થાય છે.

આરોગ્ય આપ્યું; ગંધર્વે હાલરડાંદિ સંગીતથી મંગળ વાણી અને શાંતિ આપી, અને અગ્નિદેવના યોગે ભોજનાદિ સામગ્રીથી પોષણ અને પવિત્રતા પ્રાપ્ત થયાં. આ ત્રણે પદાર્થો સાથે પોતાનો સંપૂર્ણ સંબંધ સમજી, સ્ત્રી માત્રે સાધારણ વૈદક, ગીત તથા રસોઈનું જ્ઞાન અવશ્ય મેળવવું એવી સૂચના થાય છે.

**પુત્ર** જન્મ્યા પછી તેને ખોળામાં લઈ પિતાએ જે મંગળ વચનો બોલવા સંસ્કાર પ્રકરણમાં કહ્યું છે, તે પણ આશિર્વાદાત્મક ને જાણવા જેવાં છેઃ-"આ પુત્ર મ્હારા ઘરમાં મ્હોટો થઇ, હજારો મનુષ્યોનું પોષણ કરો અને તેની સંતતિ તથા પશુ આદિક સર્વ સુખી રહો. મ્હારામાં જે પ્રાણશક્તિ છે, તે હું મ્હારા મનોબળથી તને અર્પણ કરૂં છું. હે અગ્નિદેવ! કર્મ કરતાં મ્હારાથી જે કાંઇ ન્યૂનાધિક થયું હોય તેને તમે સુધારી શાસ્ત્રાનુસાર કરો. હે સરસ્વતી! જેવું તારૂં સ્તનપાન સુખદ અને ધન-ધાન્યાદિ ઉત્તમ વસ્તુ આપેછે અને જેવડે વિશ્વના ઉત્તમ આત્માઓનું તું પોષણ કરેછે, તેવું મ્હારા પુત્રને સ્તનપાનથી સર્વ સુખ અનુકૂળ થાઓ." આવી રીતે સંસ્કારી થયેલો પુત્ર પિતા અને માતામહ કરતાં અધિક લક્ષ્મી, કીર્તિ તથા બ્રહ્મવર્ચસ્ પ્રાપ્ત કરે છે.

**નામકરણ**-આ સંસ્કાર સ્ત્રીને અગિયારમે વાસે પ્રસુતિસ્થાનમાંથી બહાર લાવી, સૂતક ઉતારી, ત્રણ બ્રાહ્મણોને જમાડી કરવો. પુત્રનું નામ બ્રાહ્મણ જ્ઞાતિ હોય તો સુખવાચક, ક્ષત્રિય હોય તો શૌર્યવાચક અને વૈશ્ય હોય તો

શ્રીવાચક પાડવું.*

**निष्क्रमण**—ચોથે માસે આ સંસ્કાર કરવો. પુત્રને ઘરથી બહાર લઇ જઇ સૂર્યનાં દર્શન કરાવવાં અને એવી ભાવના કરવી કે "તેનાં દર્શનથી અમે ૧૦૦ શરદઋતુ જોઇએ; ૧૦૦ શરદઋતુ શ્રુતિનું અધ્યયન કરીએ; ૧૦૦ શરદઋતુ વેદ ચર્ચા કરીએ; ૧૦૦ શરદઋતુ શ્રી, પ્રજા અને બ્રહ્મચર્યયુક્ત રહીએ અને ૧૦૦ થી પણ વધારે વર્ષ આયુષ્ય ભોગવીએ." આ સ્થળે શરદઋતુ કહેવાનું કારણ એ કે એ ઋતુમાં તાવનો ઉપદ્રવ વધારે હોય છે, માટે એ કાળમાં શરીરની વિશેષ સંભાળ રાખવી.

**अन्नप्राशन**–આ સંસ્કાર બાળકને આગળ કહ્યા પ્રમાણે સંકલ્પાદિ કરી છઠ્ઠે માસે કરાવવો. બાળક તેજસ્વી થાય તેમાટે ઘી તથા ભાત, અથવા દહી, મધ અને ઘી ભાતમાં મેળવી સાકરવાળું કરી બાળકને ખવરાવવું. તે વખતે વળી એવી પ્રાર્થના કરવી કે,–"હે અન્નદાતા ઈશ્વર! અમને અન્ન આરોગ્ય અને બળ આપ; અમારી પ્રજાને તથા અમારાં પશુને બળ આપ; જે બળવડે અમે તારી આજ્ઞા પ્રમાણે ચાલીએ."

**चौलकर्म**–પુત્ર એક વર્ષનો થાય ત્યારે અથવા ત્રણ વર્ષ પૂરાં થતાં પહેલાં કુળાચાર પ્રમાણે યોગ્ય વયે આ સંસ્કાર કરવો. આ પ્રકરણમાં પણ આશીર્વાદ અને પ્રાર્થનાયુક્ત કહેવાનું છે કે,–"સૂર્યે ઉત્પન્ન કરેલું દિવ્ય જળ તને દીર્ઘાયુ તથા ઐશ્વર્ય પ્રાપ્ત કરાવવા તારા કેશને પલાળો."ઈત્યાદિ.

* ઘાટકોપર ખાતે ઠકર નથુભાઈ નેણસીએ પોતાની પુત્રીઓને આ સંસ્કાર કરાવતાં "નામકરણ" વિષે વ્યાખ્યાન આપ્યું હતું. જુઓ:–સું. સ તા ૧૨–૧–૧૯૦૭.

ઉપનયન–ઘરની બહાર મંડપ બાંધી, પુત્રને આઠ વર્ષ પૂરાં થયા પછી અથવા ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણને, અગિયારમે વર્ષે ક્ષત્રિયને અને બારમે વર્ષે વૈશ્યને ઉપનયન સંસ્કાર કરવા; અર્થાત્ જનોઇ આપવાનો વિધિ કરવો. એ પ્રસંગમાં આચાર્ય કહે છે કે,–"જે વિધિથી ઇંદ્રને બૃહસ્પતિયે વસ્ત્ર પહેરાવ્યાં, તેજ વિધિથી તને લાંબું આયુષ્ય, બળ અને ઐશ્વર્ય પ્રાપ્ત કરાવવાને હું આ વસ્ત્ર પહેરાવું છું." એમ કહી આચાર્યે વસ્ત્ર પહેરાવવાં.

કુમાર આ વખતે કહે છે,—"મેં આ ધારણ કરેલી મેખળા, મ્હારાં અવિહિત કર્મોથી થયેલી અપવિત્રતાનો ત્યાગ કરી, મ્હારી વર્ણને શુદ્ધ કરો. પ્રાણ અને અપાનને નિયમમાં રાખી, મને બળવાન બનાવનાર ભગિનીના જેવી તે હિતકર થાઓ અને કાન્તિ તથા સૌભાગ્ય આપો. પરમાત્માનું જ્ઞાપક એટલે પરમાત્મ સ્વરૂપ ઓળખાવી મને પાવન કરનાર, પ્રજાપતિની સાથે ઉત્પન્ન થયેલું હોવાથી સ્વાભાવિક શુદ્ધ, આયુષ્ય તથા ઉત્તમ પદ પ્રાપ્ત કરાવનાર એવું યજ્ઞોપવિત, હે આચાર્ય! હું ધારણ કરૂં છું. આ યજ્ઞોપવિત મ્હારામાં તેજ–બળની વૃદ્ધિ કરો."

જનોઈની ત્રણ સર અથવા ત્રણ તાર સત્વ, રજ અને તમ એ ત્રિગુણ પ્રકૃતિ સૂચવે છે અને તે પ્રકૃતિની ઉત્પત્તિ તથા લયનું સ્વરૂપ બ્રહ્મગાંઠથી સૂચિત થાય છે. કુમાર દંડ ધારણ કરતાં ભણે છે કે, "આ દંડ દીર્ઘાયુષ, વેદાધ્યયન અને બ્રહ્મવર્ચસની પ્રાપ્તિ સારૂ હું ગ્રહણ કરૂં છું."–આચાર્ય કહે છે કે,–હું તને "પ્રજાપતિ દેવતા, સવિતા દેવતા, જળ

દેવતા, ઔષધી પૃથ્વી તથા વિશ્વદેવા-સર્વ ભૂતોને સોંપું છું, જે સર્વે તારૂં રક્ષણ કરો. તું મ્હારી આજ્ઞા પ્રમાણે વર્ત; દિવસે ઉંઘીશ નહિ; વાણીને નિયમમાં રાખજે અને સમિધ લાવી સાયં તથા પ્રાતઃકાળે તેનો અગ્નિમાં હોમ કરજે." ત્યારબાદ ગાયત્રી મંત્રનો બોધ આપી છેવટ કહે છે કે,-"બ્રહ્મચારીએ પથારી ઉપરજ સૂવું; અતિક્ષાર તથા લવણવાળું ભોજન કરવું નહિ; દંડ ધારણ કરવો; મદ્ય માંસ, અસત્ય ભાષણ અને સ્ત્રીઓમાં બેસવાનો સર્વથા ત્યાગ કરવો; કોઇની વસ્તુ આપ્યા વિના લેવી નહિ; કામ-ક્રોધાદિ દુર્ગુણોનો ત્યાગ કરવો; ગુરુ સૂતા હોય તો પોતે બેસીને, ગુરુ બેઠા હોય તો પોતે ઊભા થઇને, ગુરુ ઊભા હોય તો પાસે જઇને અને ગુરુ ચાલતા હોય તો દોડીને ઉત્તર આપવો.

**સમાવર્તન**-આ સંસ્કારના સંબંધમાં મુખ્ય એટલું યાદ રાખવા જેવું છે કે સોળ વર્ષ સુધી બ્રાહ્મણને, બાવીસ વર્ષ સુધી ક્ષત્રિયને અને ચોવીશ વર્ષ સુધી વૈશ્યને તે થઈ શકે છે. આ સમય પછી ગાયત્રીથી વિમુખ રહેનારને પતિત ગણવો અને તેની સાથે કશો પણ વ્યવહાર રાખવો નહિ. સ્નાતકે રાત્રીને સમયે નદીમાં ન્હાવું નહિ; નગ્ન ન્હાવું નહિ; નગ્ન સૂવું નહિ; વર્ષાદ વરસતો હોય ત્યારે દોડવું નહિ; ઝાડ ઉપર ચ્હડવું નહિ ને જીવને જોખમમાં નાખવો નહિ.

પ્રાચીન કાળે આ પ્રમાણે સ્ત્રી-પુરુષ સંસ્કારી હોવાથી એને ખરેખરો **સતયુગ** કહીએ તો ચાલે; કેમકે પતિ પ્રત્યેના ધર્મ જેમ સ્ત્રીઓ સમજતી, તેમ પુરુષો પણ પત્નિ પ્રત્યેના પોતાના ધર્મ સમજી તે પ્રમાણે વર્તતા હતા. સ્ત્રી

પુરુષનો ને પુરુષ સ્ત્રીનો આખી જીંદગીનો મિત્ર અથવા સોબતી છે. મિત્રો જેમ એકમેકનું કહેવા સાંભળવામાં જુલમ કે અત્યાચાર માનતા નથી, તેમ તેઓએ પણ એકમેકની ભૂલો સુધારી સન્માર્ગ પકડવો જોઇએ. એ સમયમાં દમ્પતિનો પ્રેમ ઉપરનોજ નહિ પણ અંતરનો હતો, અથવા બીજા શબ્દોમાં કહું તો પશુવત્ કામવાસનાનો નહિ, ખોટી પતરાજીનોજ નહિ પણ ખરા અંતઃકરણનો અને દૈવી (પ્રેમ) હતો; તે શુદ્ધ પ્રેમ પાછો પ્રાપ્ત કરવા, હવે આપણે સંસ્કાર-નું રહસ્ય સમજવું જોઇયે.

### સંસ્કારના પ્રતાપ.

સંસ્કાર અને સત્શાસ્ત્રના પ્રતાપે, આપણી આર્ય માતાઓ કેવી પ્રતાપી અને પતિવ્રતા થઈ ગઈ, તે જુઓઃ—કળીની પ્રેરણાથી નળરાજા જ્યારે જુગાર રમવા તૈયાર થયા ત્યારે દમયંતીએ તેને જુગટાંથી થતાં નુકશાન વિષે બોધ કર્યો. એ બાબત તે વખતની સ્ત્રીઓ કેટલી નીતિવાળી અને વ્યવહારમાં કુશળ હતી તે બતાવી આપે છે. પુરુષહઠથી જુગારમાં છેવટ જયારે નળની હાર થઈ ત્યારે દમયંતીને તેણે પીયર જવા ઘણો આગ્રહ કર્યો. તે વેળા દમયંતી નિર્ધન ધણીથી જુદી પડવાની ઈચ્છા ન દર્શાવતાં વનવાસનાં ઘોર-સંકટ વેઠવા સાથે ગઈ. નળે જ્યારે રસ્તામાં તજી દીધી ત્યારે અનેક દુઃખ-ત્રાસ છતાં દઢ પ્રેમી રહીને પિતાને ત્યાં જઇને પણ નળની તપાસ કરાવી, તેને કૃશ તથા કુબડો જોઇને પણ આનંદથી ભેટી, એ તેનું કેવું પતિવ્રત ને કેવી પતિપ્રેમભક્તિ ?

વિરાટ રાજાની પુત્રી અને અર્જુનના પુત્ર અભિમન્યુની પત્ની ઉત્તરાની હિંમત, વીરતા અને પતિભક્તિ કેવી વખણાય છે? એણે રણભૂમિમાં જઈ, મરણ શરણ સ્થિતિમાં પોતાના પતિની સેવા કરી આશ્વાસન આપ્યું અને પાછી–પાનીથી ક્ષત્રીવટને લાંછન લાગવાનું જણાવી, મિત્રતુલ્ય બોધ કર્યો, એ તેનું કેટલું મનોબળ?

પાંડવની સ્ત્રીઓને તેમની સાસુ કુંતાજી સાથે કલેશ થયો હોય, એવું વાંચવામાં આવતું નથી. રાજા દશરથનાં પત્ની કૈકેયીએ રામ–સીતાની ઈર્ષા કરી, પણ સીતાએ તેની સાથે કંકાસ કર્યો એવું ક્યાંય પણ સાંભળવામાં આવ્યું નથી; તેમજ ધૃતરાષ્ટ્રની પત્ની ગાંધારીને સો વહૂઓ છતાં કોઈએ તેની આજ્ઞા ઓળંગી સામો ઉત્તર વાળ્યો, એવું ક્યાંય જોવામાં આવતું નથી. આનું કારણ એજ કે સ્ત્રીઓ પોતાના ધર્મ બરાબર જાણી તે પ્રમાણે ચાલતી હતી, માટે આપણે આપણો ધર્મ અને કર્તવ્ય સમજવા તૈયાર થવું જોઇયે.





# પવિત્ર ધર્મ અને સેવા-પૂજા.

( દોહરો. )

"વણ પ્રીછે તમે કાં કરો, ભાઈ કલ્પિત ધર્મ;
ભરમે ધર્મ ન નીપજે, મળે નહિ પરિબ્રહ્મ"

( ગોપાળ )

ધર્મ અથવા સેવા-પૂજાનો ખરો પ્રકાર જાણ્યા વિના, આપણી સ્થિતિ ઇશ્વરસંબંધી તેમજ પવિત્ર ધર્મનું જ્ઞાન મેળવવાના મહાન જરૂરી વિષયમાં કેટલી પાછળ પડી ગઈ છે, તેનો વિચાર કરવો જોઇએ. ધર્મનું રહસ્ય સમજ્યા વિના કેટલીક બાઈઓ દેવનાં દર્શન માટે મંદિરોની ભચડાકચડીમાં દોડમદોડ કરી મૂકે છે; કેટલીકો ભજન મંડળીમાં ભળી તાલકા પાડે છે; કેટલીકો યાત્રાર્થે જાય છે; કેટલીકો કથા-શ્રવણ કરે છે અને કેટલીકો વ્રત -ઉપવાસ કરી શ્રાવણમાસ, અધિકમાસ અને પર્વણી આદિ દિવસોમાં નદિયે ન્હાય છે. આ સર્વમાં કાંઇ ને કાંઈ રહસ્ય તો છેજ; પણ તે જો બરાબર સમજીને કરવામાં આવે તોજ તેથી લાભ થાય. ચિત્તવૃત્તિ જ્યાં ત્યાં ભટકયા કરે અને નાના પ્રકારના કલેશો મનમાં થવા માંડે તો આપણે તેને ધર્મ કહીશું નહિ; કેમકે એથી પુણ્યને બદલે પાપ બંધાય છે ને પાપથી પ્રભુ સદા દૂરજ છે. વાસ્તે મંદિરોમાં જઇ શુદ્ધ ચિત્તે પ્રાર્થના કરવી અને પ્રભુના પવિત્ર ગુણો ગાઇ આનંદ મેળવવો, એજ દર્શનનો હેતુ

છે. કથા-વાર્તા સાંભળવા જતાં પણ તેજ પ્રમાણે લૌકિક આચાર વિચારની વાતોને વેગળી કરી, જે સાંભળવું તેનો સાર સમજવો, અને તેટલા માટે જે પવિત્ર આચરણવાળા કથાકાર હોય તેનેજ ઘેર તેડાવવા અથવા તેવાનોજ બોધ સાંભળવો; પરંતુ ધર્મને બહાને જ્યાં ત્યાં ભટકતાં ફરવું નહિ. પતિવ્રતા સ્ત્રીઓને માટે તો ઘર એજ તપોવન અને પતિ એજ ઇશ્વર કહી શાસ્ત્રકારો લખી ગયા છે કે,—

पतिव्रताव्रतार्थं च, पतिरूपो हरिःस्वयम् ।
सर्वदानं सर्व यज्ञं, सर्वांतिर्थानिषेवणम् ॥

પતિવ્રતાને પતિ એજ પરમેશ્વરરૂપ છે. સંપૂર્ણ દાનરૂપ, યજ્ઞરૂપ તથા તીર્થરૂપ પણ તેને પોતાનો પતિજ છે.

सर्वव्रतंतपः सर्व-मुपवासायदिकं च यत् ।
सर्वधर्मश्चसत्यं च, सर्वदेवप्रपूजनम् ॥ १ ॥
तत्सर्वस्वामिसेवायाः कलांनार्हति षोडशम् ।
पुण्ये च भारतेवर्षे, पतिसेवांकरोतिया ॥ २ ॥

સઘળાં વ્રત, સઘળાં તપ તથા ઉપવાસાદિક સર્વ વ્રત, તથા સર્વ ધર્મ, સર્વ દેવતાઓનું પૂજન તથા સત્ય ભાષણ, આ સર્વ પતિસેવાને સોળમે હિસ્સે પણ પહોંચી શકતાં નથી. આ પવિત્ર ભારતભૂમિમાં જે સ્ત્રી પતિસેવા કરે છે, તેને ઉપર કહ્યાં સર્વ ફળ પ્રાપ્ત થાય છે,

पतिर्देवो हि नारिणां, पतिर्बन्धु पतिगुरु ।
प्रत्युर्गतिस्समानास्ति, दैवतं वा यथागतिः ॥

પવિત્ર સ્ત્રીઓને પતિ એજ દેવ, પતિ એજ બંધુ અને પતિ એજ ગુરુ છે. પતિ સિવાય તેને કોઈ સદ્‌ગતિ દેનાર અન્ય દેવ નથી, માટે પતિમાંજ દૃઢ પ્રેમ રાખવો.

ચિકાગો ખાતે મળેલી "જગદ્ ધર્મ પરિષદ"માં "અજીત" પદ મેળવ્યા બાદ, સ્વામિશ્રી વિવેકાનંદ વેદ ધર્મનો પ્રચાર કરવા યુરપ અને અમેરિકા ગયા હતા. ઈ. સ. ૧૮૯૭ ના જાનેવારીની પંદરમી તારીખે માતૃભૂમિમાં પગ મૂકતાં પ્રથમ કોલંબે ઉતર્યા ને ત્યાંથી મદ્રાસ ગયા. આ પ્રવાસ દરમ્યાન શ્રી શ્વેતબિંદુ રામેશ્વરનાં દર્શને જતાં ત્યાં એકત્ર થયેલાં લોકોની ઈચ્છાથી દેવપૂજન વિષે વ્યાખ્યાન કરતાં જણાવ્યું હતું કે,—

ધર્મ કયાં છે? અંતઃકરણપૂર્વક કરેલી શુદ્ધ ભક્તિમાં; નામના વિધિ તથા બાહ્યોપચારમાં નથી. તન-મન શુદ્ધ કર્યા વગર દેવળમાં જઈ પૂજા કરવી વૃથા છે. જે તન-મનથી પવિત્ર છે, તેનીજ પ્રાર્થના-પૂજા ઇશ્વર માન્ય કરે છે; પરંતુ જે પોતે અપવિત્ર છતાં બીજાને બોધ કરે છે, તેની તો મશ્કરીજ થાય છે. બહારની પૂજા, અંતર પૂજાનું અથવા માનસ પૂજાનું કેવળ બાહ્ય લક્ષણ છે અને અંતર પૂજા તથા તેની પવિત્રતા તો જુદીજ છે. અંતરની પૂજા વિના બાહ્ય પૂજાનો ઠાઠમાઠ કંઇજ ઉપયોગનો નથી. આ વાત ખાસ લક્ષમાં રાખવી.

હાલ કળિકાળને લીધે અધમ લોકો એવું માને છે કે "ગમે તેમ આડાઅવળા વર્તિ તીર્થે ગયા એટલે શુદ્ધિ! આપણાં સર્વ પાપ તેથી નાશ પામશે!" આ ધારણા કેવળ ભૂલભરેલી છે. જે કોઈ એ પ્રમાણે મેલું મન રાખી મંદિરે જાય છે તે તો બમણો અપરાધી થાય છે. તીર્થમાં પવિત્ર મનુષ્યોનો અને પવિત્ર વસ્તુઓનો વાસ હોય છે,

છે. કથા-વાર્તા સાંભળવા જતાં પણ તેજ પ્રમાણે લૈકિક આચાર વિચારની વાતોને વેગળી કરી, જે સાંભળવું તેનો સાર સમજવો, અને તેટલા માટે જે પવિત્ર આચરણવાળા કથાકાર હોય તેનેજ ઘેર તેડાવવા અથવા તેવાનોજ બોધ સાંભળવો; પરંતુ ધર્મને બહાને જ્યાં ત્યાં ભટકતાં ફરવું નહિ. પતિવ્રતા સ્ત્રીઓને માટે તો ઘર એજ તપોવન અને પતિ એજ ઇશ્વર કહી શાસ્ત્રકારો લખી ગયા છે કે,—

पतिव्रताव्रतार्थे च, पतिरूपो हरिःस्वयम् ।
सर्वदानं सर्व यज्ञं, सर्वतिर्थानिषेवणम् ॥

પતિવ્રતાને પતિ એજ પરમેશ્વરરૂપ છે. સંપૂર્ણ દાનરૂપ, યજ્ઞરૂપ તથા તીર્થરૂપ પણ તેને પોતાનો પતિજ છે.

सर्वव्रतंतपः सर्व-मुपवासायदिकं च यत् ।
सर्वधर्मश्चसत्यं च, सर्वदेवप्रपूजनम् ॥ १ ॥
तत्सर्वस्वामिसेवायाः कलांनार्हति षोडशम् ।
पुण्ये च भारतेवर्षे, पतिसेवांकरोतिया ॥ २ ॥

સઘળાં વ્રત, સઘળાં તપ તથા ઉપવાસાદિક સર્વ વ્રત, તથા સર્વ ધર્મ, સર્વ દેવતાઓનું પૂજન તથા સત્ય ભાષણ, આ સર્વ પતિસેવાને સોળમે હિસ્સે પણ પહોંચી શકતાં નથી. આ પવિત્ર ભારતભૂમિમાં જે સ્ત્રી પતિસેવા કરે છે, તેને ઉપર કહ્યાં સર્વ ફળ પ્રાપ્ત થાય છે,

पतिर्देवो हि नारिणां, पतिर्बन्धु पतिगुरु ।
प्रत्युर्गतिस्समानास्ति, दैवतं वा यथागतिः ॥

પવિત્ર સ્ત્રીઓને પતિ એજ દેવ, પતિ એજ બંધુ અને પતિ એજ ગુરુ છે. પતિ સિવાય તેને કોઈ સદ્ગતિ દેનાર અન્ય દેવ નથી, માટે પતિમાંજ દૃઢ પ્રેમ રાખવો.

ચિકાગો ખાતે મળેલી "જગદ્ ધર્મ પરિષદ"માં "અજીત" પદ મેળવ્યા બાદ, સ્વામિશ્રી વિવેકાનંદ વેદ ધર્મનો પ્રચાર કરવા યુરપ અને અમેરિકા ગયા હતા. ઈ. સ. ૧૮૯૭ ના જાનેવારીની પંદરમી તારીખે માતૃભૂમિમાં પગ મૂકતાં પ્રથમ કોલંબે ઉતર્યા ને ત્યાંથી મદ્રાસ ગયા. આ પ્રવાસ દરમ્યાન શ્રી શ્વેતબિંદુ રામેશ્વરનાં દર્શને જતાં ત્યાં એકત્ર થયેલાં લોકોની ઈચ્છાથી દેવપૂજન વિષે વ્યાખ્યાન કરતાં જણાવ્યું હતું કે,—

ધર્મ ક્યાં છે? અંતઃકરણપૂર્વક કરેલી શુદ્ધ ભક્તિમાં; નામના વિધિ તથા બાહ્યોપચારમાં નથી. તન-મન શુદ્ધ કર્યા વગર દેવળમાં જઈ પૂજા કરવી વૃથા છે. જે તન-મનથી પવિત્ર છે, તેનીજ પ્રાર્થના-પૂજા ઇશ્વર માન્ય કરે છે; પરંતુ જે પોતે અપવિત્ર છતાં બીજાને બોધ કરે છે, તેની તો મશ્કરીજ થાય છે. બહારની પૂજા, અંતર પૂજાનું અથવા માનસ પૂજાનું કેવળ બાહ્ય લક્ષણ છે અને અંતર પૂજા તથા તેની પવિત્રતા તો જુદીજ છે. અંતરની પૂજા વિના બાહ્ય પૂજાનો ઠાઠમાઠ કંઇજ ઉપયોગનો નથી. આ વાત ખાસ લક્ષમાં રાખવી.

હાલ કળિકાળને લીધે અધમ લોકો એવું માને છે કે "ગમે તેમ આડાઅવળા વર્તિ તીર્થે ગયા એટલે શુદ્ધિ! આપણાં સર્વ પાપ તેથી નાશ પામશે!" આ ધારણા કેવળ ભૂલભરેલી છે. જે કોઈ એ પ્રમાણે મેલું મન રાખી મંદિરે જાય છે તે તો બમણો અપરાધી થાય છે. તીર્થમાં પવિત્ર મનુષ્યોનો અને પવિત્ર વસ્તુઓનો વાસ હોય છે,

પરંતુ કદી કોઈ ઠેકાણે તીર્થ કે દેવમંદિર ન હોય અને એકાદ પણ પવિત્ર મનુષ્ય હોય તો તે ઠેકાણે તીર્થજ છે, એમ જાણવું; અને કોઇ ઠેકાણે સેંકડો મંદિરો હોય ને તેમાં અપવિત્ર માણસો વસતાં હોય તો તે ઠેકાણે તીર્થનો અંશપણ નથી એમ સમજવું. તીર્થને સ્થળે રહેવું ઘણું કઠિન છે; કેમકે ઇતર ઠેકાણે કરેલાં પાપો ક્ષાલન થઇ ધોવાઇ જાયછે, પણ તીર્થે કરેલાં પાપ તો ઉલટાં વૃદ્ધિ પામેછે.

દેવપૂજાનો મુખ્ય પ્રકાર એજ છે કે, એક પવિત્રતા અને બીજો પરોપકાર. દરિદ્ર, દુર્બળ, રોગી તથા અનાથ મનુષ્યમાં પણ જેને ઇશ્વર સ્વરૂપ દેખાય ને તેને જે સહાયક થાય તેજ ખરી દેવપૂજા કરે છે એમ જાણવું. પરંતુ જે માત્ર મૂર્તિમાંજ ઈશ્વરને જોયછે, તેણે પૂજાપ્રકાર ક્યાંથી પ્રાપ્ત કર્યો? જાતિ, વર્ણ, ધર્મ, પંથ, ઇત્યાદિ કોઈ પણ બાબતપર નજર ન કરતાં, દરેક દીન પ્રાણીને દેવરૂપ જોઈ મદદ કરેછે, તે દહેરામાં જઈ દેવને જોનારા માણસ કરતાં હજારગણો ઉત્તમ છે; દેવ તેના ઉપરજ પ્રસન્ન થાયછે.

એક શ્રીમંત માણસનો બાગ હતો ને તેમાં તેના બે નોકર હતા. એક એટલો આળસી કે કંઇ કામ કરે નહિ ને શેઠને આવવાનો વખત થાય એટલે ઝટ ઉભો થઇ હાથ જોડી કહેવા માંડે કે, “સાહેબ! આપનું મુખ કેવું કમળ જેવું પ્રફુલ્લિત અને સુંદર છે? આપનાં વસ્ત્રાભૂષણની તે વાતજ શી કરવી?” પહેલો નોકર આવી સ્તુતિ (સ્તોત્ર) ગાતો ગાતો નાચવા માંડેછે ને ભારે દેખાવ કરી મુકેછે. અને બીજો નોકર કશી ગડબડ સડબડ વગર દિવસ-

ભર મહેનત કરી, ફુલફલ તૈયાર કરી, તેનો ગાંસડો બાંધી દરરોજ સાંઝે શેઠને ઘેર પહોંચતો કરેછે. કહો, હવે આ બે નોકરમાં કયો સારો ને શેઠ કોના ઉપર પ્રસન્ન રહેશે ? ઇશ્વર એજ શેઠ અને સૃષ્ટિ એ તેનો બાગ છે. તેના બે નોકર એક દંભી-આળસુ અને બીજો સાત્વિક-ઉદ્યમી છે. દંભી કંઇ પણ લોકસેવા નહિ કરતાં ફક્ત ઇશ્વરનાં શારીરિક વખાણ કર્યા કરેછે અને સાત્વિક-ઉદ્યોગી અહોરાત્ર સર્વ અનાથ, દુર્બળ, અને દુઃખી માણસોની સંભાળ લે છે.

આ બે પ્રકારના ભકતોમાંથી પરમેશ્વર કોનાપર પ્રસન્ન રહેશે, તે ઉપરના દૃષ્ટાંતથી સહજ સમજાય તેવું છે. વાસ્તે જેણે પરમેશ્વરની કૃપા મેળવવી હોય તેણે શુદ્ધ ચિત્તે લોક-સેવાજ નિત્ય કરવી જોઇયે, શાસ્ત્રમાં કહ્યું છે કે જે પરમેશ્વરના ભક્તોની સેવા કરે છે તે તેના લાડકા ભક્ત જાણવા. જે તમારી કને મદદ લેવા આવે, તેને કાંઇપણ આપવામાં પાછા પડશો નહિ; કેમકે ગરીબને આપવું એજ ખરેખરો ધર્મ છે. તેથી ચિત્તની શુદ્ધિ થાય છે, ને તેથીજ પરમેશ્વર પ્રાપ્ત થાય છે. મેલા આરસા ઉપર ધૂળ કસ્તર પડયાં હોય તો સ્વચ્છ પ્રતિબિંબ દેખાતું નથી, તેમ અંતઃકરણરૂપી દર્પણ ઉપર અજ્ઞાન અને અધર્મ-કર્મનાં મલિન આવરણ પડયાં હોય તો ઇશ્વરસ્વરૂપનાં દર્શન થતાં નથી. માટે અધર્મ-કર્મનો ઝટ ત્યાગ કરવો. પોતાનાંજ સુખનો વિચાર કર્યા કરવો એ એકલપેટાઇ છે. "મને સહુથી પહેલાં અને ઝાઝું જોઈયે; સર્વ સુખો મને ઝટ મળે અને મુક્તિ પણ હું સહુથી પહેલાં મેળવી લઉં તો ઠીક" ઇત્યાદિ વિચાર જેના મનમાં ઘોળાયા કરે તે એકલપેટા તથા આપસ્વાર્થિ જાણવા. પરંતુ

ખરેખરા ભક્તો તો હમેશ એવુંજ ઇચ્છેછે કે સર્વ મનુષ્ય મ્હારા બંધુઓ છે; પ્રથમ તેનું સારૂં થાઓ ને તેને સર્વ તરેહનાં સત્યસુખ મળો." એજ મનુષ્યો ઇશ્વરના ભક્ત, ઈશ્વરને ઓળખનારા, ઇશ્વરને પૂજનારા અને ઇશ્વરને પ્રિય જાણવા. ઇશ્વર તેની પાસેજ છે; બાકી વ્રત કરનાર, તીર્થ કરનાર કે વિવિધ વેશ ધારણ કરનારથી ઇશ્વર બહુ દૂર છે, એમ જાણવું ને તેથી દૂર રહેવું.

### સનાતન ધર્મનું સ્વરૂપ.

રાજા નહુષના પુછવાથી મહાત્મા યુધિષ્ઠિર કહે છે કે સમ, દમ, તપ, પવિત્રતા, સંતોષ, લજ્જા, ક્ષમા, કોમળતા, દયા, જ્ઞાન અને ધ્યાન, એ સનાતન ધર્મનાં મુખ્ય લક્ષણ છે:--

પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી તે સત્ય; ચિત્તની પ્રસન્નતા તે શમ; મનને તાબે રાખવું તે દમ; સ્વધર્મનું પાલન તે તપ; વિષયોને વશ ન થવું તે પવિત્રતા; વિષયનો ત્યાગ તે સંતોષ; નઠારૂં કામ ન કરવું તે લજ્જા; સુખ-દુઃખ સહન કરવાં તે ક્ષમા; સઘળે સમાન ભાવ તે કોમળતા; સર્વમાં સુખરૂપ દ્રષ્ટિ તે દયા; આત્મતત્વને જાણવું એજ જ્ઞાન અને વિષયમાત્રથી મનને મોકળું કરવું તે ધ્યાન.

જીતી શકાય નહિ એવો શત્રુ તે ક્રોધ; મહાન રોગ તે લોભ; ધર્મમાં મૂઢતા તે મોહ; ધર્મનો ઢોંગ તે દંભ. મનમાં મુંઝાવું નહિ તે સ્થિરતા; ઇંદ્રિયનો નિગ્રહ તે ધીરતા, મનના મળનો ત્યાગ તે સ્નાન, અને અભય દક્ષિણા તે દાન.

હિતચિંતક તે સાધુ; નિર્દય તે અસાધુ; ધર્માત્મા તે પંડિત; નાસ્તિક તે મુર્ખ; અને પારકું સારૂં દેખી ન શકવું તે તાપ.

### માનસ તીર્થ.

રાજ જનક પ્રત્યેક લોમશ ઋષિ કહે છે કે,-આ જગત્-

માં જ્ઞાનતીર્થ, જંગમતીર્થ, ઇંદ્રિયનિગ્રહ તીર્થ, સર્વ પ્રાણી ઉપર દયારૂપ તીર્થ, સત્યતીર્થ, કોમળતાતીર્થ, દાનતીર્થ, દમતીર્થ, સંતોષતીર્થ, બ્રહ્મચર્યતીર્થ, અહિંસાતીર્થ, ચોરી ન કરવી એ તીર્થ, અદ્રોહભાવ તીર્થ, શ્રદ્ધાતીર્થ, ધૃતિતીર્થ અને તપ એ સર્વે તીર્થો છે: કેમકે એથી મન શુદ્ધ થાય છે.

જળમાં સ્નાન કરવું એ તીર્થ નથી. હિંસક, ક્રૂર અને નાસ્તિક મનુષ્યો ગમે તેટલાં બીજાં તીર્થોમાં ન્હાવાથી એટલે શરીરના મળ ધોવાથી શુદ્ધ થતાં નથી, તે તો સદા મેલાંજ છે. જળજંતુ જેમ જળમાં જન્મી જળમાંજ મરે છે, તેમ તે મનુષ્યો જન્મમરણ ભોગવે છે. વિષયોમાં પ્રીતિ તે મનનો મળ જાણવો; વૈરાગ્યથીજ એ મળ ધોવાય છે.

વેદમાં દાન, યજન, તપ, પવિત્રતા, તીર્થસેવા અને શ્રવણ એટલાં તીર્થો કહ્યાં છે, પરંતુ જેનુ મન નિર્મળ છે તેને સર્વ તીર્થરૂપ છે. જે મનુષ્ય રાગ-દ્વેષરૂપ મળને હરનાર ધ્યાનરૂપ જળમાં (માનસ સરોવર તીર્થમાં) સ્નાન કરે છે તે પરમ ગતિને પામે છે. સુગંધી ચંદન, નાના પ્રકારનાં પુષ્પ, ધૂપ; દીપ, નૈવેદ્ય અને નૃત્ય-ગાયનાદિથી વિષ્ણુ હર્ષ પામતા નથી પણ પાપ રહિત નિર્મળ ચિત્તવાળા ભકતોથીજ પ્રસન્ન રહેછે.

પતિભક્તિના સંબંધમાં પણ જે સ્ત્રી બહારના પાતિવ્રત્તના એટલે જુઠણ જમવાના, તેના પગ ધોઈ પીવાના, ફુલ-ચોખા ચઢાવવાના, તથા વ્રત-ઉપવાસાદિ જે વિવિધ ઉપચાર કરેછે, તે કરતાં પતિનું દિલ ન દુખાય તેવી રીતે વર્તનારી અને સત્યને અનુસરનારી સ્ત્રીને ખરેખરી પતિવ્રતા, ધાર્મિક તથા પતિદેવનું પૂજન કરનારી જાણવી.



# માતા ભુવનેશ્વરી.

( દોહરો. )

જ્યાં માતા ભુવનેશ્વરી, સત્ય શાસ્ત્રનો છંદ;
નંદ વિવેકાનંદ સમ, ત્યાં કેવો આનંદ ?


સુપ્રસિદ્ધ સ્વામી વિવેકાનંદની માતુશ્રીનું નામ દેવી ભુવનેશ્વરી હતું. ગયાં બે વર્ષ ઉપર ( તા. ૨૫-૭-૧૯૧૧ ના દિવસે) કલકત્તા ખાતે તેનો દેહાંત થયો હતો. એના પિતાનું નામ નંદલાલ અને પતિનું નામ વિશ્વનાથ હતું. દેવી ભુવનેશ્વરીને ચાર પુત્રીઓ અવતર્યા પછી જગત્ પ્રસિદ્ધ વિવેકાનંદ નામે દૈવી પુત્રનો પ્રસવ થયો. આ માતા ધાર્મિક, ભક્તિશીલ અને અત્યંત દયાળુ હતી. જે કોઈ મળે તેના મન ઉપર પવિત્રતાની છાપ પડે એવી તે પ્રતાપી હતી. કંઠ અત્યંત મધુર અને તેની સ્મરણશક્તિ એટલી તીવ્ર હતી કે એકવાર સાંભળેલું ગીત ઘણા વર્ષ પછી પણ તે બરાબર સંભળાવી શકતી હતી. સંસ્કૃત તથા વેદાંતનો એટલો અભ્યાસ કર્યો હતો કે ગીતા તથા ઉપનિષદ્ તેને કંઠસ્થ થઇ ગયાં હતાં અને અંતકાળે પણ કઠોપનિષદ્નું વાંચન તથા મનન કરી દેહ છોડી હતી.

આવી માતાને પેટે વિવેકાનંદ જેવાં રત્ન જન્મ ધારણ કરે, એમાં શું આશ્ચર્ય ? વિવેકાનંદ વાદ વિવાદ ઉપર ચ્હડે ત્યારે વડીલોથી પણ પાછા હઠે તેવા નહોતા; પરંતુ માની

પાસે તો ઘણાજ નમ્ર અને આજ્ઞાંકિત થઈ રહેતા. અમેરિકામાં સનાતન ધર્મનો ઝુંડો ફેરવી સ્વદેશ આવ્યા ત્યારે પ્રથમ માતાને મળતાંજ તેની આંખમાં પ્રેમનાં અશ્રુ ભરાઇ આવ્યાં ને ન્હાના બાળકની પેઠે ખોળાને વળગી "મા, મા, મને તારે હાથે જમવાનું દે" એવું કહેવા લાગ્યા.

દેવી ભુવનેશ્વરીએ તેને એવો બોધ આપ્યો હતો કે-૧ મરણ આવે તોપણ સત્યને છોડીશ નહિ; ૨ રહેણી કરણી અત્યંત પવિત્ર રાખજે; ૩ ગંભીરતા તજીશ નહિ ને કોઇનું દિલ દુખવીશ નહિ. ૪ કોઇની સ્વતંત્રતાની આડે જઇશ નહિ. ૫ સદાકાળ શાંતિ સેવજે અને માથે વેળા આવે તોપણ તારૂં બિરૂદ તથા ટેક છોડીશ નહિ.

સ્વામિ વિવેકાનંદ જ્યારે સિલોનના એક મઠમાં ઉતર્યા ત્યારે કોઇ મોટો ગૃહસ્થ તેને પોતાના ન્હાના પુત્રસહિત મળવા ગયો. સ્વામીએ તેને પૂછ્યું:-" તું દરરોજ નિયમસર ઇશ્વરની પ્રાર્થના કરે છે?" છોકરે ઉત્તર વાળ્યો:-"કંદાસ્વામીના દેવળમાં રોજ દર્શનમાટે જાઉંછું." સ્વામી:-" તે કરતાં એક તારી નજીકમાં દેવ છે, તેની તું ભકિત કરે છે?"- છોકરો:-" હા, એક ગણપતિનું મંદિર અમારા ઘરની બહુજ પાસેછે ને ત્યાંપણ હું દર્શન કરવા જાઉંછું." સ્વામી- "અરે! તેથી પણ નજીક એક દેવળ તે તારૂં ઘર ને તેમાં દેવ તે તારી માતા છે. કાળી, દુર્ગા, ભવાની, જગદ્ધાત્રી રાજરાજેશ્વરી અને તારી માતા એ સર્વ દેવજ છે."

આ પ્રમાણે આપણી માતાઓ અને સંતાનો જ્યારે સત્ય શોધક થશે, ત્યારેજ દેશની ખરેખરી સાંસારિક અને ધાર્મિક ઉન્નતિ થવા માંડશે.



# સામાન્ય આચાર-વિચાર.

( દોહરો. )

અતિથિ સેવા જમણ ને, વિવિધ રૂઢિ વિસ્તાર;
ગૃહસ્થાશ્રમ આચારનો, ગૃહિણી કરો વિચાર.



## અતિથિ સત્કાર, ( પરોણાગત ).



મેમાન પરોણાને આપણા શાસ્ત્રકારો "અતિથિ" કહે છે, કેમકે ઘણા જુના કાળમાં અગાઉથી ખબર આપી, અમુક તિથિએ અથવા અમુક દિવસે આવવું એવો નિયમ નહોતો અને તાર, ટપાલ વગેરે સાધનો પણ નહોતાં. એ અતિથિને આપણા શાસ્ત્રકારોએ દેવની ઉપમા આપી છે ને તેનો સત્કાર એ ગૃહસ્થાશ્રમનું એક મુખ્ય કર્તવ્ય ગણ્યું છે; માટે પાત્રતાની પરીક્ષા કરી તેનું માન જાળવવું અને પોતાની મર્યાદામાં ખામી આવવા દેવી નહિ. મધુર વાણી, પાણી અને યથાશક્તિ સારૂં અન્નાદિક આપી મેમાનનો સત્કાર કરવો, તે કેવળ પોતાની ફરજ સમજીને પણ મોટાઈ બતાવવાને નહિ, એજ સદ્‌ગૃહસ્થનું લક્ષણ છે. પતિનો ભાવ સંપૂર્ણ છતાં સ્ત્રી જ્યારે કઠોર બોલ બોલે છે, ત્યારે મેમાનને તેના ઘરનું મિષ્ટાન્ન ઝેર જેવું લાગે છે ને દુઃખે પાપે તે જલદીથી વિદાય થઈ જાય છે. સ્ત્રીના વિવેક વગર પુરુષનો વિવેક આંખો જ છે, માટે સમજુ સ્ત્રીઓએ રીતસર વિવેક બતાવવો. મેમાનના સર-સામાનની સંભાળ રાખવી અને કંઈ વાત પુછાય ને કંઇ ન

પુછાય, તેનો વિચાર કરી વાતચિતના નિયમમાં ચુકવું નહિ. અંગત તથા અઘટિત પ્રશ્નો પૂછવાથી અતિથિને અસત્ય બોલવાની અથવા ઉડાઉ જવાબ આપવાની ફરજ પડે છે, વખતે માઠું લાગે છે ને કલેશ પણ થઈ પડે છે; વાસ્તે વિના કારણ દબાણ થઈ પડે તેવું બોલવાથી પરહેજ રહેવું. ઘેર આવનાર પોતાનેજ ઘેર હોય તેમ છુટથી તેને બેસવા ઉઠવાની સ્વતંત્ર સગવડ કરી આપવી. ઘડી ઘડી તેની કને જવું નહિ, તેમજ તે એકલો ઉદાસ થઇ બેસી ન રહે, તેની પણ કાળજી રાખવી. અને જે વખતે જે પદાર્થની ટેવ હોય તેની બનતાં સુધી વ્યવસ્થા કરી દેવી. શાસ્ત્રકારો કહે છે કે, જેના ઘરમાં પવિત્ર મનુષ્યો વિશ્રામ લે છે તેનાં ઘર તથા સ્ત્રી-પુત્રાદિકને ધન્ય છે.

तृणानि भूमिरुदकं वाक्, चतुर्थी च सुनृता ।
एतानि तुसतां गेहे, नोच्छिद्यंते कदाचन ॥

ભાવાર્થ—ગરીબ ગૃહસ્થે પણ મેમાનને આસન, સ્થલ, જળ, જમીન અને મધુર વચનનો વિવેક કરવામાં કદી પણ પાછાં પડવું નહિ.

ખાનપાનને લોભે નિત્ય ઘેર પડયા પાથર્યા રહે, તેને ખરા અતિથિ ન સમજવા. એવા શઠનો તો સ્પષ્ટતાથી તુર્તજ ત્યાગ કરવો. તે કંઈ નવાઇ જેવી અથવા કિંમતી ચીજ બક્ષીશ દાખલ આપે તો પણ સ્વીકારવી નહિ; કેમકે એ બહાને તેની હરામ દાનત છુટતી નથી અને કંઇ પણ બક્ષીશ લીધી હોય તો આપણે તેથી દબાવું પડે છે; માટે પવિત્ર અતિથિનો સત્કાર કેવળ ઈચ્છારહિત કરવો.

આપણા શાસ્ત્રકારોએ અતિથિનો અર્થ ભૂખ્યા, તરસ્યાં

થાકેલા અને દુઃખી મનુષ્ય એવો કર્યોછે; માટે તેમની નિરંતર સેવા કરવી. એવા અતિથિનો અનાદર કરનાર વિષે ભીષ્મ કહેછે કે તેનાં સત્ય, શૌર્ય, તપ, અધ્યયન, દાન અને યજ્ઞ વૃથા જાણવાં. અતિથિઓની પ્રસન્નતાથીજ સર્વ દેવતા પ્રસન્ન થાયછે. મનુષ્યોની ખરી કીર્તિ તેની શ્રીમંતાઈ કે રૂપને લીધે થતી નથી, પણ ગુણનીજ પ્રશંસા થાય છે; માટે ગમે તેવી ગરીબી હોય તોપણ ઘેર આવેલા અતિથિનો સત્કાર કરી સંતોષ આપવો, એ ગૃહસ્થાશ્રમીનું એક કર્તવ્યજ છે.

જમણવાર અને લ્હાણાં,

જમણવાર અથવા વરા કરવાના કોડ પુરુષો કરતાં સ્ત્રીઓમાં વિશેષ હોય છે. સારાં સારાં લુગડાં ઘરેણાં પહેરી પંગતમાં ફરવું અને મિષ્ટાન્ન જમાડી, મૂર્ખ બેહેનપણીઓની વાહવા સાંભળી ખુશી થવું, એવો તેમનો સ્વભાવ હોય છે. પરંતુ એક ટંકના અથવા બે ત્રણ દિવસના એ આનંદ પાછળ મહા મહેનતે મેળવેલાં નાણાનો કેવો દુરુપયોગ થાય છે, તેનો તેમને વિચારજ હોતો નથી. મરણના અને લગ્નપ્રસંગના આ વરા અતિશય નુકશાનકર્ત્તા છે. શ્રીમંતો અને સાધારણ સ્થિતિના લોકો જમણવાર પાછળ જે નાણું ઉડાવે છે, તેનો કંઈક હિસ્સો પણ ગરીબોને આશ્રય આપવામાં ખર્ચે તો ઘણું કલ્યાણ થાય અને હજારો ગરીબ ગુરબાં તેમને આશિષ આપે. કેટલાક સમજુ પુરુષોનું પણ આ વિષયમાં કંઇ ચાલતું નથી, કેમકે સ્ત્રીઓનો આગ્રહ વિશેષ હોયછે, એટલે જાણતાં છતાં કંકાસથી કાયર થઇ તે બિચાર મોટા નુકશાનમાં ઉતરે છે. આપણે કબુલ કરીશું કે ખાનપાનનો આનંદ તે એક અદ્ભુત

આનંદ છે ને તેમાં આપણે કદી કૃપણતા નહિજ કરવી જોઇએ; પણ वृथा वृष्टि समुद्रेषु वृथा तृप्तेषु भोजनम् એ પ્રમાણે હાલ થતાં જમણવારોથી જે સુખ કે આનંદ પ્રાપ્ત થાય છે, તે બહુ નિર્જીવ છે ને જમણવાર કરનારને તેથી દ્રવ્યના નુકશાન ઉપરાંત શરીરની હાડમારી વિશેષ થાય છે. સારી સ્થિતિ હોય તો શુભ પ્રસંગે સગા–સંબંધીઓને થોડી સંખ્યામાં જમાડી આનંદ મેળવવો, પણ એ તકનો લાભ લઈ, ગરીબ ગુરબાંને મદદ કરવા પાછાં હઠવું ન જોઇએ. હાલ કેટલીક નાતોમાં મોટી જમણવાર કરનાર અમુક રકમ ધર્મખાતામાં આપે એવો ઠરાવ થયો છે, પણ જમણવારના ખર્ચ કરતાં તે રકમ ઘણી નાની હોય છે, માટે ધર્મના કામમાં ઉદાર બની, જમણવારોના વખાણનો લોભ ઓછો કરવો જોઇયે. મરણ પાછળ થતાં જમણો કેવાં નિંદ્ય અને નિષેધક છે, તેવિષે એક વિદ્વાન કળીકાળનું વર્ણન કરતાં કહે છે કે,–

(રોળાવૃત્તની ચાલ.)

"એકાદશાનું અન્ન, બ્રાહ્મણોને પણ ભાવે;
ધણીને ન્હોએ ધંન, ઘર ઘરેણું વેચાવે;
મસ લઘુશંકા લિંટ. થુંક નજર જ્યાં દીસે,
એ ઠેકાણે ઇંટ, માંડિ પત્રાવલિ પિરસે.

રામા કરતી રૂદન, હાથ વાળીને હૈયે;
આરોગે ત્યાં અંન, કોણ કોણને કહિયે.
ખાય શેર બે એક, તોય કહે છે નવ ભાવે;
લડે તજીને ટેક, પોળ ને શેરિ ગજાવે.

ગ્રીવા લગણ ભરાઇ, પારકું આવે પ્રાશી,[1]
રાત બધી રગડાઇ, વહાણે નાખે[2] વાસી,
જંબા જાય ત્યાં જાન[3] પારકું થતું ન જાણે;
કરે એકઠું ધાન. છાંડતાં શરમ ન આણે"

---

૧ ખાઇ. ૨ ઉલટી કરે. ૩ નુકશાન.

તાત્પર્યઃ—મરનારના અગિયારમાનું અન્ન બ્રાહ્મણોએ પણ જમવું ઉચિત નથી, માટે અન્ય ગૃહસ્થોએ તેની ઇચ્છા ન કરવી–જમણવાર માટે ધણી પાસે ધન ન હોય તો કંકાસ કરી મૂર્ખ સ્ત્રીઓ ઘર તથા ઘરેણાં વેચવા હઠ કરે છે, ને જે જગ્યાએ લોકોનાં મળ મૂત્રાદિક પડયાં હોય તે ઠેકાણે ઉચ્ચ બ્રાહ્મણો અને બીજાઓ થાળી–પત્રાવળિ મુકી જમવા બેસે છે. સ્ત્રીઓ વિલાપ કરી રોતી હોય, ત્યાં પણ મિષ્ટાન્ન ઉડાવવા બેસે તેવા માણસોને માટે વધારે શું કહેવું ? આ જમનારાંઓમાં વળી કેટલાંક એવાં હોય છે કે અક્રાંતિયાં થઇ ખાય છે, છતાં "ભાવે એવું સારૂં નથી" કહી ભૂલો કાઢે છે. પીરશતાં જરા વાર લાગે કે ઓછું પડે તો એટલું તોફાન મચાવી મુકે છે કે પોળ અને શેરીઓમાં તેનો ઘોંઘાટ સંભળાય. અન્ન તો પારકું પણ પેટ અને શરીર પણ પારકું હોય, તેમ દાબી દાબી ગળાં લગણ ખાવાથી આખી રાત દુખાવો થાય છે ને રહવારે વાસી ઉલટી થવાથી જીવને ઘણી આકળ વિકળ તથા બેચેની ઉપજે છે. જમતાં જમતાં વળી અન્નનો એટલો બધો બિગાડ કરે છે કે, એક પત્રાવલિમાંથી બે માણસ ધરાય; પણ તેની કશી કાળજી ન હોવાથી કિંમતી મિષ્ટાન્નનો બગાડ કરતાં તથા કેટલાકોને ચોરી કરતાં પણ શરમ આવતી નથી. ઘણું ખાવાથી પોતાનો પતિ, બાળકો તથા પોતે માંદા પડયાનું જાણતાં છતાં, ઘણું ખાવાનો લોભ ઘટતો નથી એ કેટલી દિલગીરી?

કેટલીકો તો જમણવારનું નામ સાંભળી આગલે દિવસે ઓછું ખાય છે; કેટલીકો બિલકુલ આગલે દિવસ ખાતી નથી; કેટલીક જમણવાર પછીનું એક ટંક તો જરૂર ઘરમાં

રાંધતી નથી ને ન્હાનાં બાળકોને પણ નાતમાં ખૂબ દાબી જમવાની ભળામણ કરે છે; એટલુંજ નહિ પણ ઘેર આવી ન ભાવ્યાની અથવા ભૂખ લાગ્યાની વાત કહે તો ગુસ્સે થઈ ગાળો ભાંડે છે! આ સર્વ અજ્ઞાનતા હવે છોડી દઇ દઇ તન મનનું રક્ષણ કરવા મિતાહારી થવાની તથા નાતમાં જમવા જવાનો વ્યવહાર બંધ કરવાની જરૂર છે; કેમકે ઉપર જણાવેલાં નુકશાન ઉપરાંત જમનાર તો વળી કહે છે કે "નાતનું નોતરૂં ને પરબનું પાણી" એટલે એમાં કોઇનો ઉપકાર નહિ. ઘણીવાર તો જમનારા શા પ્રસંગનું જમણ છે? કોણે કર્યું છે? તે વગેરે કશું જાણતા કે પુછતા જ નથી, પણ ખાધા-નીજ મતલબ રાખે છે, ત્યાં કુલણસી બની નાતો કરવાથી શો ફાયદો? વાસ્તે સર્વ ગરીબવર્ગને નાતજાતના ભેદવગર નિરિચ્છાએ અન્ન–વસ્ત્રાદિની મદદ અવશ્ય કરવી, પરંતુ પોતે જમવા જવું નહિ કે બીજાઓને કહેવાનો વારો આવે.

નાતવરા સાથે લહાણાં કરવાનો રિવાજ પણ આવોજ ફરજિયાત ચાલેછે માટે તે સંબંધી પણ વિચાર કરવો જોઇએ. જે શ્રીમંતો કે ગૃહસ્થો કોઈ પણ પ્રકારનું દાન લેવાને ના પાડે, તે મરનારના પુણ્યનિમિત્ત વાસણનાં લહાણાં લે છે ને તે મેળવવામાં પોતાનો જ્ઞાતિ તરિકે હક સમજે છે. આ લહાણાંની મોટી રકમ અનામત કહા-ડી, તેમાંથી ગરીબ જ્ઞાતિભાઇઓને વાસણકુસણની તથા અન્ન–વસ્ત્રની મદદ આપવામાં આવે તો થોડો લાભ થાય નહિ. ગરીબ લોકોને અથવા જેમને વાસણ કરતાં બીજી વસ્તુની જરૂર હોય છે, તેઓ લહાણામાં આવેલાં વાસણો સસ્તે ભાવે વેચી કાઢે છે, તેથી લહાણાં કરનારનાં નાણાંનો

જેમ પૂરતો ઉપયોગ થતો નથી તેમ ગરીબોને પણ તેથી ધારેલો લાભ મળતો નથી. વાસ્તે યોગ્ય લાગે તો રોકડ રકમ ગરીબોને આપી, પોતાની અને બીજાની જેથી પૂરેપૂરી સગવડ સચવાય ને લોકોનું શ્રેય થાય એવી યોજના કરવી જોઈયે. બૈરાંઓ નવરાત્રી વખતે ગરબા ગાઈ થાળી વાટકા વગેરેનાં લ્હાણાં કરે છે, તેના કરતાં નીતિબોધક ગરબા ગીતની ચોપડીઓનાં લ્હાણાં કરે તો કેટલો લાભ થાય?

### ઘર ખર્ચનું નામું.

આપણી નામા માંડવાની ટેવ એટલી અગત્યની છે કે "નામું તે દીવો" એવી ઉપમા આપી છે. દીવા વિના અંધારામાં જેમ અથડામણ થાય છે, તેમ નામું નહિ રાખનાર વખતે કરજ અને ખર્ચના એવા ખાડામાં જઇ પડે છે કે તેનો પત્તો પણ લાગતો નથી; છતાં કેટલાકો આળસથી અથવા અવકાશને અભાવે કહે છે કે "નામું લખી કોને હિસાબ દેવો છે? અમે જે ખર્ચ કરીએ છીએ તે વાજબીજ કરીએ છીએ. પૈનાં દાતણ ને પૈસાનું શાક, એવું એવું તે નામું શું રાખવું?" આવી ન્હાની ન્હાની રકમનું વિગતવાર નામું રાખવાને અમે કહેતાં નથી, પણ મહિને કે વરસે કેટલી આવક છે ને કેટલો ખર્ચ છે? ગયા વરસ કરતાં આ વરસમાં ખર્ચ વધુ થયો કે ઓછો? એ સર્વ નામું રાખવાથી અને સમજાય છે. તેથી વસ્તુ સ્થિતિનું તથા દેશકાળનું ભાન થાય છે. એટલુંજ નહિ પણ પોતાની ખરી સ્થિતિ આરસાની માફક જાણવામાં આવવાથી ચાલતા વ્યવહારમાં તેથી સુધારો કરવાનું બની આવે છે ને કરજ અથવા ખર્ચનો ભોગ થતાં બચી જવાય છે. વાસ્તે ભણી ગણી મોજ

મજાહની નવલ કથાઓ વાંચવામાં ખાલી વખત ખોવા કરતાં સર્વે બહેનો જો આ ઉપર ખાસ ધ્યાન આપશે તો તેમને તેથી થોડો ફાયદો થશે નહિ.

શ્રીમંતને અને કેટલાક મધ્યમ વર્ગના ગૃહસ્થોને ઘેર ખાન-પાનાદિક સર્વ ચીજો નોકરજ ખરીદી લાવે છે. પ્રામાણિક નોકરને માટે અમને ઘણું માન છે અને પ્રામાણિક નોકર ચાકરની કદર બુજવા દરેક ગૃહસ્થોને આપણી ખાસ ભલામણ છે; છતાં આ વિષયને અંગે એટલું જણાવવાનું કે તેવા નોકરો થોડા-જ હોવાથી, તેમજ ઘણાક આપણી આળસી પ્રકૃતિ કળી જાય છે તો અપ્રમાણિક બને છે. માટે ઘરમાં દરરોજ જે ચીજ આવે તે સારી છે કે નરસી? તેની તપાસ કરવાની તથા ભાવતાલ જાણવાની ટેવ રાખવી. ખરાબ વસ્તુ વપરા-શમાં લેવાથી પૈસાનાં નુકશાન ઉપરાંત શરીર બગડે એ વળી જેવું તેવું નુકશાન નથી. એથી વૈદ્ય, ડાક્તરનાં બીલ ભરવાં પડે છે ને જો ઘરધણી વિશ્વાસેજ રહે તો કણીઆ, ગાંધી તથા કાપડીઆ વગેરે માલમાં અને તોલ માપમાં છેતરી લે છે. ખોટાં નામાં માંડી ગોટાળા કરે છે ને ઉધારની ટેવ હોય તો વળી એથી પણ વધારે નુકશાન છે. માટે સમજુ બાઈઓએ નામું લખવા લખાવવાની ટેવ રાખી, ઉછી ઉ-ધારનો વ્યવહાર બને તેમ ઓછો કરવો, એ તેમની આ-બાદીનો એક સારામાં સારો ઉપાય છે.

### નોકર ચાકર પ્રત્યે કેમ વર્તવું?

શ્રીમંત અથવા મધ્યમ સ્થિતિના લોકો જેને નોકર એટલે ભટ્ટ, ભૈયા, ઘાટી, ઘાટણ ઈત્યાદિ વગર ચાલતું નથી,

જેમ પૂરતો ઉપયોગ થતો નથી તેમ ગરીબોને પણ તેથી ધારેલો લાભ મળતો નથી. વાસ્તે યોગ્ય લાગે તો રોકડ રકમ ગરીબોને આપી, પોતાની અને બીજાની જેથી પૂરે-પૂરી સગવડ સચવાય ને લોકોનું શ્રેય થાય એવી યોજના કરવી જોઈયે. બૈરાંઓ નવરાત્રી વખતે ગરબા ગાઈ થાળી વાટકા વગેરેનાં લ્હાણાં કરે છે, તેના કરતાં નીતિબોધક ગરબા ગીતની ચોપડીઓનાં લ્હાણાં કરે તો કેટલો લાભ થાય?

### ઘર ખર્ચનું નામું.

આપણી નામા માંડવાની ટેવ એટલી અગત્યની છે કે "નામું તે દીવો" એવી ઉપમા આપી છે. દીવા વિના અંધારામાં જેમ અથડામણ થાય છે, તેમ નામું નહિ રાખ-નાર વખતે કરજ અને ખર્ચના એવા ખાડામાં જઇ પડે છે કે તેનો પત્તા પણ લાગતો નથી; છતાં કેટલાકો આળ-સથી અથવા અવકાશને અભાવે કહે છે કે "નામું લખી કોને હિસાબ દેવો છે? અમે જે ખર્ચ કરીએ છીએ તે વાજબીજ કરીએ છીએ. પૈનાં દાતણ ને પૈસાનું શાક, એવું એવું તે નામું શું રાખવું?" આવી ન્હાની ન્હાની રકમનું વિગતવાર નામું રાખવાને અમે કહેતાં નથી, પણ મહિને કે વરસે કેટલી આવક છે ને કેટલો ખર્ચ છે? ગયા વરસ કરતાં આ વરસમાં ખર્ચ વધુ થયો કે ઓછો? એ સર્વ નામું રાખવાથી અને સમજાય છે. તેથી વસ્તુ સ્થિતિનું તથા દેશકાળનું ભાન થાય છે. એટલુંજ નહિ પણ પોતાની ખરી સ્થિતિ આરસાની માફક જાણવામાં આવવાથી ચાલતા વ્યવ-હારમાં તેથી સુધારો કરવાનું બની આવે છે ને કરજ અથવા ખર્ચનો ભોગ થતાં બચી જવાય છે. વાસ્તે ભણી ગણી મોજ

તાઈ અને તોછડાઇથી થતું નથી, માટે મોટાઈના ડોળમાં અથવા બીજાને સંભળાવવા તેને કદી ધમકાવવા નહિ તેમજ હલકા બોલ બોલવા નહિ. નોકરો પ્રત્યે માયા રાખીએ તો તેનો બદલો માયાથી વળેછે; તે આપણું ઘર પોતાનુંજ સમજી કાળજીથી કામ કરે છે ને નોકર જેમ જુનો થાય છે, તેમ આપણને તે વધારે ઉપયોગી થઈ પડેછે. તોપણ નોકરને ભરોંસે હમેશાં ન રહેવું, એ એક ચતુરાઇ છે. નોકર કોઇને છેતરી આવી ફાયદો બતાવે તો તેથી ખુશી ન થવું, કેમકે આજે બીજાને જે ઠગે છે તે કાલે આપણને નહિ ઠગે તેની શી ખાતરી? માટે એવા લોભમાં પડવું નહિ.

સ્ત્રીઓ પોતાના ભોળા સ્વભાવને લીધે પોતાની દાસી અથવા નોકરાણી જોડે બહુ હળી જાયછે, ત્યારે મુર્ખતાને લીધે તે દાસી વખતે ફસાવી દે છે ને ઘરની ખાનગી હકીકત, શત્રુઓને કહેતાં તથા તેની જોડે મળી કુભાંડ કરતાં પાછી હઠતી નથી. માટે "દાસી સાથે સખ્યતા શી?" એ કહેવત મુજબ તેની જોડે કામ પૂરતુંજ કામ રાખવું. નઠારા શેઠને ત્યાં સારા નોકરો જેમ બગડી જાય છે, તેમ નઠારા નોકરોને લીધે સારા શેઠનું ઘર નાશ પામે છે; માટે નોકરો પરીક્ષા કરીને રાખવા ને તેના ઉપર દેખરેખ પણ રાખવી. મીઠા બોલા, સર્વે કામ કરવાને ખુશી બતાવનારા તથા ટુંકા પગારે રહેવાને પણ કબુલ કરનારા નોકરો કવચિતજ સારા નીકળેછે, માટે સદાચારી, નિરોગી, તથા કસાયલા નોકરો ન મળે ત્યાંસુધી જાતે કામ કરવું, પણ ઉતાવળાં થઈ ઘરખટલાનો ભાર નાલાયક નોકરોના હાથમાં સોંપવોજ નહિ.

તેના સંબંધમાં અને ખાસ કરી સ્ત્રીવર્ગે તેમની જોડે કેવી રીતે વર્તવું, તેને માટે આ એક અગત્યની બાબત છે. કેટલીક જગ્યાએ શેઠ શેઠાણી જ્યારે તેમના પ્રત્યે અત્યંત સખ્તાઈ તથા તોછડાઇથી વર્તે છે, ત્યારે નોકર બેદિલ અને નફ્ફટ બની જાય છે; તેમજ કેટલેક સ્થળે જ્યારે વધુ પડતી છુટથી શેઠ શેઠાણી ભેળાઇ જાય છે, ત્યારે નોકરોપર તેમનો ભારબોજ પડતો નથી ને ગણુકારતા નથી. આથી પૈસા ખર્ચતાં છતાં તેઓને અપમાન ખમવું પડે છે ને કામ પણ બગડે છે. વાસ્તે નોકરો સાથે ઘટિત માયા, મીઠાસથી વર્તવું, પણ દરેક બાબતમાં તેમને આધીન થઇ ન જવાય, તેની તો કાળજીજ રાખવી. જોખમનાં અને સાધારણ કામ તો જાતેજ કરવાં, કે જેથી નચિંતાઈ અને તન મનને કસરત મળે.

શેઠ શેઠાણી જ્યારે નોકરને લીધે આળસુ થતાં જાય છે, ત્યારે નોકરોને ચોરી કરવાની ટેવ પડેછે. પ્રથમ તે નાની વસ્તુ ઉઠાવી લેછે ને આગળ જતાં મોટી ચોરી કરવાની તેને હિંમત આવે છે. માટે આળસ સાથે અતિ વિશ્વાસની ટેવનો પણ ત્યાગ કરવો. લુચ્ચા નોકરો શેઠને નામે માલ લાવી પરબારો પચાવી પડે છે, ત્યારે આબરૂને ખાતર અથવા ફર્યાદને પરિણામે શેઠને તે પૈસા ભર્યા સિવાય ચાલતું નથી; માટે અપ્રમાણિક નોકરોનો તથા મફતિયા સગાસંબંધી જે ખાવાને લોભેજ ઘરમાં ભરાતા જાય, તેથી દૂર રહેવું. નોકરો સુઘડ, કેળવાયલા તથા ઈમાનદાર રાખવા ને તેને સારો પગાર તથા બક્ષીશ આપી ખુશી કરવા. નરમાશથી ને ગંભીરતાથી જે કામ થાય છે, તે ઉદ્ધ-

તાઈ અને તોછડાઇથી થતું નથી, માટે મોટાઈના ડોળમાં અથવા બીજાને સંભળાવવા તેને કદી ધમકાવવા નહિ તેમજ હલકા બોલ બોલવા નહિ. નોકરો પ્રત્યે માયા રાખીએ તો તેનો બદલો માયાથી વળેછે; તે આપણું ઘર પોતાનુંજ સમજી કાળજીથી કામ કરે છે ને નોકર જેમ જુનો થાય છે, તેમ આપણને તે વધારે ઉપયોગી થઈ પડેછે. તોપણ નોકરને ભરોંસે હમેશાં ન રહેવું, એ એક ચતુરાઇ છે. નોકર કોઇને છેતરી આવી ફાયદો બતાવે તો તેથી ખુશી ન થવું, કેમકે આજે બીજાને જે ઠગે છે તે કાલે આપણને નહિ ઠગે તેની શી ખાતરી ? માટે એવા લોભમાં પડવું નહિ.

સ્ત્રીઓ પોતાના ભોળા સ્વભાવને લીધે પોતાની દાસી અથવા નોકરાણી જોડે બહુ હળી જાયછે, ત્યારે મુર્ખતાને લીધે તે દાસી વખતે ફસાવી દે છે ને ઘરની ખાનગી હકીકત, શત્રુઓને કહેતાં તથા તેની જોડે મળી કુભાંડ કરતાં પાછી હઠતી નથી. માટે "દાસી સાથે સખ્યતા શી?" એ કહેવત મુજબ તેની જોડે કામ પૂરતુંજ કામ રાખવું. નઠારા શેઠને ત્યાં સારા નોકરો જેમ બગડી જાય છે, તેમ નઠારા નોકરોને લીધે સારા શેઠનું ઘર નાશ પામે છે; માટે નોકરો પરીક્ષા કરીને રાખવા ને તેના ઉપર દેખરેખ પણ રાખવી. મીઠા બોલા, સર્વે કામ કરવાને ખુશી બતાવનારા તથા ટુંકા પગારે રહેવાને પણ કબુલ કરનારા નોકરો કવચિતજ સારા નીકળેછે, માટે સદાચારી, નિરોગી, તથા કસાયલા નોકરો ન મળે ત્યાંસુધી જાતે કામ કરવું, પણ ઉતાવળાં થઈ ઘરખટલાનો ભાર નાલાયક નોકરોના હાથમાં સોંપવોજ નહિ.



## વાણી-વિવેક.

अपवादो न वक्तव्यः, कलहं दुरतस्त्यजेत् ।
गुरुणां सन्निधौक्कापि, नोच्चैर्ब्रूयान्नवाहसेत ॥

ભાવાર્થઃ—કોઇના ઉપર ખોટું આળ ચઢાવવું નહિ; કંકાસ કદી કરવો નહિ અને વડીલોની સમિપ, લેશમાત્ર ઉંચે સ્વરે હસવું બોલવું નહિ.

વાણી એ પાણી સમાન છે. એકજ જાતનું પાણી ગાય અને સર્પ પીએછે; પરંતુ ગાયના શરીરમાં પ્રવેશ કરી દૂધનું રૂપ લે છે અને સર્પના શરીરમાં જઈ ઝેર બની જાય છે. ગુલાબનાં વૃક્ષને જે જળથી કાંટા ઉત્પન્ન થાય છે, તેજ જળથી આંબાને મીઠાં ફળ આવે છે. મતલબ કે વાણી ગમે તેવી શુદ્ધ છતાં, શ્રોતાના સ્વભાવ પ્રમાણે તેને સારી માઠી અસર થાય છે; તે દોષ વાણીનો નહિ પણ પાત્રનોજ છે. પરંતુ જ્યાં વાણીમાંજ હાનીકારક ભાવ ઉભરાતા હોય, ત્યાં સારી અસરની શી આશા? માટે પ્રથમ વાણી વિવેકનો વિચાર કરીએ. મરાઠીમાં કહેવત છે કે,—

जे बोलुं जाणे, त्यास प्रतिष्ठेत काय उण ?

મતલબ કે જેને સારી રીતે બોલતાં આવડે છે, તેની લાજ આબરૂમાં કદી ખામી આવતી નથી. વાણી અથવા વાત વાતમાં બહુ ફેર છે. સારી વાતચિત એ મોટી કેળવણી જાણવી. સારા માણસોમાં વસવાથી અથવા તેની વાતો સાંભળવાથી માણસ સદ્ગુણી અને બહુશ્રુત થાય છે. ને વિચારોમાં

પણ સુધારો થાય છે. બાળકોની જોડે પણ મર્યાદાથી વર્તવું અને તેમની બુદ્ધિ ખીલે તેવીજ વાતો કરવી; એટલુંજ નહિ પણ બાળકોની તેમજ અભણ માણસોની વાતોમાંથી પણ કેટલીક વાર બહુ શીખી શકાય છે, માટે તેમની જોડે અથવા ખેડુત, વેપારી કે કારીગર પાસે તેના ધંધાની વાતચિત કરીએ તો નવું જ્ઞાન પ્રાપ્ત થાય; કેમકે એક કારીગર પણ પોતાના ધંધામાં ઘણો કુશળ હોય છે. વળી ગરીબ માણસની સોબત કરતાં તેમાં પોતાનો ભારબોજ ઘટે છે એમ સમજવું નહિ; તેઓ આપણાથી કંઈ પણ શીખે છે, સુધરે છે, ઉપયોગી થાય છે અને વખતે નામાંકિત નીવડે છે

જ્યાં જવું ત્યાંથી કંઇ કંઈ નવું શીખવા પ્રયત્ન કરવો. સાંભળવાને શાંત રહેવું; કેમકે ઉતાવળે બોલવાથી અજ્ઞાનતા જાહેર થાય છે અને વચ્ચે બોલી ઉઠવાથી બોલનારની વાત ચુંથાઈ જાય છે, તેથી સાંભળવાની મજા જતી રહે છે. આપણાથી જે લોકોના આચાર વિચાર જુદા હોય તેમની સાથે વાતચિત કરતાં બહુ સંભાળ રાખવી; કેમકે જો વિરુદ્ધ વિચારો એકદમ કહેવામાં આવે તો અકારણ કલેશ થઇ પડે છે; વાસ્તે આપણે જે વાત કરીએ તે કદી સામા માણસને ગુસ્સો ઉપજાવે તેવી ન જોઇએ.

આપણે જે ધર્મ કે આચાર પાળતાં હોઇએ તે સર્વને પસંદ પડે એવું બને નહિ; માટે પોતાનાં વખાણ કે પારકી નિંદા આપણી જીભે કદીપણ ન નીકળે તેથી સાવચેત રહેવું. બનતાં લગી વિવાદ કરવો નહિ; કેમકે અમુક પદાર્થનો સામા માણસને કેવો ને કેટલો સંબંધ છે, તે ઉપર આપણે બારિકીથી જોઈ શકતાં નથી. કોઇપણ બાબત ઉપર મત બાંધતાં પહેલાં તે ઉપર બીજાનાં અને વિદ્વાનોનાં મત જાણીએ તો

અન્યાય ન થાય. પુસ્તકો કરતાં પણ મંડળની વાતચિત વખતે વધી જાયછે, કેમકે પુસ્તકમાં એકજ માણસના વિચાર હોયછે ને મંડળમાં જુદા જુદા માણસો પોતાના મત જણાવે છે, તેથી વધારે ચોકસાઇથી સિદ્ધ થાયછે.

કોઈ વિદ્વાન્ માણસ આપણને મળવા આવે તો યોગ્ય આદરસત્કાર કરી, સાધારણ વાતચિત પૂરી થયા બાદ તેમની કને કોઈ સારૂં પુસ્તક કે વર્તમાનપાત્ર મૂકવું, ને અવકાશ હોય તો તેમાંથી એક બાબત કાઢી તે ઉપર ચર્ચા કરવી. એથી નકામાં ટાહેલાં ઓછાં થશે ને સહેજ વાતચિતમાં પણ નવું શીખાશે. કોઇ વિષય ન સમજાય તો પોતાથી વધારે જાણનારને પૂછવું અને કહે તે માનસહિત સાંભળવું. આપણા વિચાર તેનાથી જુદા પડે ને કહેનાર સારા સ્વભાવનો હોય તો તે ધીરેથી પૂછવું પણ સભ્યતાની ઘણીજ સંભાળ રાખવી. શાંતિથી સઘળું સાંભળી લઈએ તો આપણા ખોટા વિચાર સુધરી શકે, ને કહેનારનું કહેવું ખોટું હોય તોપણ તેનું તોલ કરવાની તક મળે.

ઉત્તર વાળવામાં ઉતાવળાં થનારને માટે સુલેહમાન નામનો મહાન્ મોહમેદન કહે છે કે: "બીજાની વાત પૂરી થયા પહેલાં જે વચ્ચેથી જવાબ આપે છે તે બેવકુફ અને બેશરમનું લક્ષણ છે." આ મૂર્ખતા તથા નિર્લજતા આપણે કેટલી બધી કરીએ છીએ તેનો સુજ્ઞ બેહેનોએ વિચાર કરી, પોતાની વાતચિતં સુધારવી જોઈયે. સજ્જન માણસ પોતાનો વાંક શરમાઇને પણ કબુલ કરે છે ને દિનપ્રતિ દિન સુધરતો જાય છે, તે આપણે ભૂલવું ન જોઇયે.

અજાણ્યા માણસના પ્રસંગમાં મુંગાં બેસી રહેવા કરતાં સાર્વજનિક દેશાચારની વાતચિત કરવી તે કંઇ ખોટું નથી.

અજ્ઞાન માણસો વિદ્યાના મદમાં ઉચ્છૃંખલ રહી ઘટતી વાતચિત નથી કરતા, તેથીજ વ્યવહારમાં પાછળ પડી રહે છે અને ખોટી હુંસિયારીથી છક્કડ ખાઇ જાય છે. મ્હોટી વયનાં માણસો સાથે વાતચિત કરતાં અથવા વિચારો જણાવતાં વિવેક રાખવો; વડીલોની વાતો ધ્યાન દઇ સાંભળવી અને આપણો બોલવાનો વારો આવે ત્યારે આપણે જાણે જાણવા માગતાં હોઇએ તે ઢબે વિચારો જણાવવા. આથી આપણું વળણ કોઈ એક પક્ષમાં ઢળી જવાને બદલે સમતોલ રહેશે, સંશયો નીકળી જશે ને નવું જ્ઞાન મળશે.

અભિમાન અને તકરાર કરવાની જેને ટેવ હોય છે તેને કોઇ તરેહનો લાભ મળતો નથી; કેમકે સામા માણસો એની ટેવ જાણી જાય છે, એટલે પોતાના વિચારો છૂટથી જણાવતા નથી. કેટલાકો હાંજી હાં કરી ઉંધે માર્ગે દોરવે છે ને કેટલાક મુંગાજ રહે છે.

મહા પુરૂષ સુલેહમાન કહી ગયો છે કે, "બેવકુફોને તેના જેવા વિચારો આપવામાં આવતા, એવો પણ એક સમય હતો; કેમકે તેઓ પોતે બીજાના કરતાં પોતાને વધારે ડાહ્યા સમજતા હતા. એટલુંજ નહિ પણ પોતાની નઠારી વાતોમાં પણ રસ ભરી, બીજા અનેક મૂર્ખોને રંજન કરતા હતા." આવી વર્તણુક અને હઠ સમજુ માણસોએ હવે રાખવી યોગ્ય નથી; સહુથી સરસ તો એ કે સત્ય વાતની સામે થવું નહિ અને કોઇ ભલા માણસની એકાદ ભૂલ હોય તો તે ગંભીરતાથી ભૂલી જઈ તેના ગુણોજ સંભારવા.

જે મંડળમાં આપણે વાતચિત કરતાં હોઇએ તેમાં કોઇથી ન સમજાય એવી ભારે ભાષા વાપરવાથી કે તેના

ખ્યાલમાં ન ઉતરે એવાં ઉદાહરણો દેવાથી દૂર રહેવું; કેમકે એથી આપણે એક જાતના ડોળઘાલુ અને મિથ્યાભિમાની ઠરીએ છીએ અને સાંભળનારને આપણી વાતચિતથી કંટાળો આવે છે. કઠોર ભાષા, શોર ભરેલા અવાજ અને મેણાં આપણા મોઢામાંથી ન નીકળે તેની ખૂબ સંભાળ રાખવી. કોઇથી હેરફેર બોલાઈ જાય કે ઉચ્ચારમાં ભૂલ પડી હોય તો તેને વળગી અનર્થ કરવાને બદલે અથવા તેનો લાભ લેવાને બદલે મૂળ હેતુજ ધ્યાનમાં રાખવો, એ ઉદાર મનુષ્યનું લક્ષણ છે. પ્રતિપક્ષી પણ જો સાચું નમાવે તો અવશ્ય નમવું અને પોતાની જીતથી હરખાવું નહિં. એથી વિરુદ્ધ ચાલનાર માટે, લોકોના મનમાં જે ખરાબ મત બંધાય છે તે કદી ખસતો નથી. કોઈને કંઈ શીખવવું હોય ત્યારે તે સાદાઇથી ધ્યાનમાં ઊતરે તે પ્રમાણેજ શીખવવું અને ગાનતાનાદિ મગજનો ખોરાક મેળવવા જતાં અનીતિવાન્ વિદ્વાન્‌ની જાળમાં ફસી ન પડાય તેની સંભાળ રાખવી.

વિદ્યાભિમાની, દરેક સારા–બુરાનો સંગી, અને પોતાના સત્ય વિચાર દર્શાવવાને અશક્ત, એવા માણસની મિત્રતા કરવી નહિ. પોતાના વિચારનેજ વળગી રહેનાર, વિવાદના નિયમ વિસરી વિષયાંતર કરનાર, વગર વિચારે ઉત્તર વાળી ઉડાવનાર, છુટાપણાનો ગેર ઉપયોગ કરનાર, ખોટા અર્થ ઉઠાવનાર, બધી બાબત જાણવાનો ડોળ ઘાલનાર, જરાજરામાં જલદ થનાર, ક્રોધી, અને કટકડિયા માણસ સાથે પ્રસંગ પડી જાય તો કામ પૂરતી વાત કરી વેગળાં રહેવું. વિવેકી પુરુષો તેમની સાથે છુટથી ભાષણ કરવાને મનાઇ કરે છે; કેમકે એતો સ્વભાવિકજ છે કે જો તેની સાથે ભેળાઇએ ને આપણે ગમે તેવાં શુદ્ધ હોઇયે તોપણ તેનો ચેપ લાગ્યા વિના

રહેવાનો નહિ. નમ્ર, નિષ્કપટ, સ્પષ્ટ વક્તા અને વહેવારમાં ચોખા માણસોની વાતચિત સાંભળવી ને તેજ મનમાં ઠસાવવી.

૧. મિથ્યાભિમાન કરવાથી, ૨. અવિચારી ઉતાવળથી, ૩ મન વશ કરવાની અશક્તિથી, ૪. "પોતાના જેવાં સર્વ" એ નિયમ ભૂલી જવાથી, ૫ રીત-રિવાજની અજ્ઞાનતાથી, તથા ૬ પોતામાં જે સદ્‌ગુણ ન હોય તે બતાવવાથી અસભ્યતા ઉત્પન્ન થાય છે અને તેનાં અનેક ઉદાહરણો ઠામ ઠામ જોવામાં આવે છે. કેટલાક ઈશ્વરભક્ત અને સાધુ હોવાનો દાવો કરનારા પણ અંતઃકરણમાં કેવા ઊજળા હોય છે તે તેની જોડે કામ પડયા વિના જણાતું નથી. મતલબ કે નમ્રતાનો પણ કેટલેક ઠેકાણે એટલો દુરુપયોગ થાય છે કે તેને ખરી સભ્યતા સમજી, લોકો ભૂલાવો ખાય છે. માટે અતિ નમ્રતા કરવી નહિ અને અતિ નમ્રતા કરનારનો એકાએક વિશ્વાસ પણ ન કરવો.

આમ સભ્યતા વિષે વધુ વિચાર કરતાં વધારે અંધકાર જોવામાં આવશે. વાસ્તે ખરી સભ્યતા ગ્રહણ કરી, પોતાથી કોઇને પણ ત્રાસ ન થાય તેની નિરંતર કાળજી રાખવી.

કોઇ સગું, સંબંધી અથવા ઓળખીતું સામું મળે ત્યારે એક જણ સામું હસતું મુખ કરી આનંદ બતાવે ને બીજું ગંભીર મોઢું રાખી ચાલ્યું જાય, એ અસભ્યતાનું લક્ષણ છે; કારણ કે એક જ્યારે પ્રેમ દર્શાવે છે ત્યારે બીજો તેનું અપમાન કરતો હોય એવું જણાય છે. વાસ્તે કદી પોતાથી હલકા અથવા નોકર ચાકર સામે મળતાં નમન કરે તોપણ પોતે માથું ધુણાવી ખબરઅંતર પૂછવા ચૂકવું નહિ.

કેટલાંકોને વારે ઘડીએ નાક મરડવાની, આંખ મીચકારા કરવાની, થુંક થુંક કરવાની, એવી અનેક તરેહની ખોડ

હોય છે. કેટલાંકો કોઈને ઘેર જાય ને બારણાં અંદર બંધ જોય તો ધીરેથી ખડખડાવવાને બદલે જોરથી અવાજ કરે છે ને વખતે કોઈ સૂતું હોય, ન્હાતું હોય કે કંઇ અગત્યના કામમાં રોકાયું હોય તોપણ તેની દરકાર કરતાં નથી. કેટલીક બાઈઓને ઉછી ઉધાર માગવાની ટેવ હોય છે. કઈ વસ્તુ મગાય તેનો પણ વિવેક હોતો નથી, તેથી લૂગડાં, ઘરેણાં, વાસણ વગેરે માગી લાવી વાપરે છે ને તે ખોવાતાં અથવા બગડતાં મોટી ભાંજગડ પડે છે. કોઈ સ્પષ્ટ થઈ ના પાડે તો વઢવાડ કરતાં પાછું વાળી જોતી નથી. વળી કેટ-લીકો કોઇને ત્યાં જાય કે ઝટ્ટ તેની ગમે તેવી જોખમી કે જરૂરી ચીજ પડી હોય તો વગર પૂછે જોવા મંડી જાય છે. કેટલીકો જમાડવાની કે ખવરાવવાની એટલી આગ્રહી હોય છે કે સોગન ઉપર સોગન દઈ પોતાની ઈચ્છા પાર પાડે છે. આ તેમના દુરાગ્રહ અથવા હઠિલા સ્વભાવથી જેને જે ખાવા પીવાની અપેક્ષા ન હોય તે માંદો પડે છે ને વખતે વ્યસની બની જાય છે. એ વિવેક એટલો વધુ પડતો છે કે તેનું પરિણામ કદી સારૂં આવતું નથી. આવી દુરાગ્રહી બહેનો, કેટલીકવાર મળવા આવનારને કે પરોણાને વળી વાતચિતમાં ઘણો વખત રોકી રાખે છે ત્યારે તેના કામ-કાજને ધક્કો પહોંચે છે.

કેટલીકોને બીજાની ખાનગી બાબતો જાણવાની ઘણી આતુરતા હોય છે, તેથી બે માણસની વાતો સાંભળવા કાન દઈ ઊભી રહે છે. વખતે પ્રત્યક્ષ પુછવા મંડી જાય છે અને પોતાની ઇચ્છા પૂરી પાડવા સંબંધ ન હોય ત્યાં પણ દબાણ ચલાવે છે. આપણે આ સર્વ અસભ્યતા અને અવિવેકનો વિચાર કરી આપણી સ્થિતિ હવે સુધારવી જોઇએ.



# દેશ વિદેશની સ્ત્રી-કેળવણી.

( દોહરો. )

નામાંકિત નર નારના, વાંચી વિમળ વિચાર;
સ્ત્રીજાતિ નિજ ધર્મને, કીજે અંગીકાર.



આપણી માતાઓ બાળકોને છાતી સરસાં દાબ્યાથી કેડે બેસાડી ફેરવ્યાથી, મો માગ્યું ખાવા આપવાથી કે મનગમતી વસ્તુઓ પૂરી પાડવાથીજ તેના ઉપર વહાલ કર્યું ગણે છે; અને બાળક ગમે તેવું દુરાચરણી પણ જીવતું રહે એટલુંજ પ્રભુ પાસે માગે છે. પણ તેની શારીરિક અને માનસિક સ્થિતિપર તેથી કેવી અસર થાય છે, તેનો વિચાર કરતી નથી; કેમકે તેને કોઇ તરેહની કેળવણીજ મળતી નથી. પરદેશમાં સ્ત્રી કેળવણી માટે કેટલી બધી કાળજી રખાય છે અને એક પુત્રીરૂપે, પત્નીરૂપે, માતારૂપે અથવા પ્રસિદ્ધ સેવિકારૂપે સ્ત્રીજાતિ કેવી રીતે પોતાનાં કર્તવ્યો કરી શકેછે, વિદ્વાનો તે વિષે કેવા વિચાર ધરાવે છે અને તેને માટે કેવી સંસ્થાઓ સ્થપાઇ છે, તે સંબંધી થોડીક નોંધ અત્રે કરીશઃ—

એક અંગ્રેજ વિદ્વાન્ કહે છે કે સ્ત્રીઓને વાજબી હક આપવા, એજ પુરુષોનો ધર્મ છે. સ્ત્રીને ઉંચી પંક્તિપર લાવવા તું તેને તારા એક ખરા સહાયક તરિકે ગણજે. સ્ત્રી જોકે પુરુષ કરતાં ભિન્ન છે, તથાપિ તે તેનો એક ખરેખરો ભાગ છે. સ્ત્રીને પુરુષ બનાવવા જતાં પ્રેમ, કે જે સુખનું ખરૂં સાધન છે, તે નાસ પામે છે. પુરુષે સ્ત્રી-જા-

તિમાં રહેલા મુખ્ય સદ્ગુણો પ્રેમ અને મધુરતા, બહુ અંશે ધારણ કરવા જોઇયે; તે સાથે હિંમત અને બહાદુરી જે પોતાના ખાસ સદ્ગુણો છે તે પણ તજી દેવા ન જોઇએ. સ્ત્રીએ પુરુષોનું બુદ્ધિબળ જોઇ પોતાની બુદ્ધિ ખીલવવી, પરંતુ માતા તરિકેનાં પોતાનાં કર્તવ્યમાં પાછળ પડવું ન જોઇયે; તથા પુરુષોના પ્રૌઢ ગુણો ધારણ કરતાં છતાં પોતાની નાજુક (દયાળુ) લાગણીઓ ખોઇ નાખવી ન જોઇયે. જ્યારે બે જુદાં જુદાં મગજ પણ એકજ જાતના વિચાર, જ્યારે બે જુદાં જુદાં હૃદય પણ એકજ સરખી લાગણી, અને જ્યારે બે જુદાં ખોળિયાં (શરીર) પણ એકજ આત્મા ધરાવનાર સ્ત્રી-પુરુષ એક થાય છે, ત્યારેજ સંસારનું તે સત્ય સુખ ભોગવી શકે છે.

## પતિસેવામાં પ્રાણાર્પણ.

ઇંગ્લંડના આગલા રાજકર્તા વુઇલિયમનો કુંવર જ્યારે ઝેરી તીરથી ઘવાયો ત્યારે ડાકટરોએ કહ્યું કે, તેના ઘામાંથી કોઈ વિષ ચુસી લે તોજ જીવી શકે. પણ જે ચુસશે તે નક્કી મરી જશે. દયાળુ રાજકુંવરે પોતાનો પ્રાણ બચાવવા બીજાનો જીવ લેવો યોગ્ય ન ગણી, જીવવાની આશા છોડી દીધી; પણ તે જ્યારે નિદ્રાવશ થયો ત્યારે તેની સ્ત્રી સિબિલ્લા પોતાના મુખથી ઝેર ચુસી પતિને ઉગારી મરી ગઇ !

રોથિન-હારપિનો નામની એક બાઇના પતિનાં સર્વાંગ લુલાં થઇ ગયાં, ત્યારે તે પોતાના પતિનો તે રોગ મટાડવા પીઠપર બેસાડી સો કોશ દૂર એક જળાશયમાં સ્નાન કરવા તેડી ગઇ; કેમકે એ જળાશયનું પાણી રોગીને એક ઔષધરૂપ ગણાતું હતું. આટલે છેટે પોતાના પતિના સુખસાર જેણે પરિશ્રમ ઉઠાવ્યો, તેને બીજી નર્મદા કાં ન કહીએ ?

સધલેંડનો એક અમીર જ્યારે સંઘાતિક રોગથી પીડાતો હતો, ત્યારે તેની સ્ત્રીએ લાગટ વીસ દિવસ ઉજાગરા કર્યા એટલુંજ નહિ પણ તેની સેવા કરતાં કરતાં મરણ પામી.

રોબર્ટ ડોઝબી નામનો વિદ્વાન્ કહે છે કે, પરમેશ્વરે સ્ત્રીજાતિ, પુરુષના માત્ર જુસ્સાઓની દાસી તરીકે નહિ, પણ એક અગત્યના સાથી તરીકે સરજી છે. પતિના દરેક પરિશ્રમમાં મદદ કરવા માટે,

નમ્રતાથી શાંતિ તથા સુખ આપવાને માટે, અને પતિ જે પ્રેમથી સંભાળ લે છે તેનો મધુર વાણીથી અને રૂડાં કામોથી બદલો વાળી આપવા માટેજ સ્ત્રીને ઉત્પન્ન કરી છે.

## પુત્રીની પિતૃભક્તિ.

ફ્રાન્સ દેશમાં ડેલિગ્લેસ નામની એક બાઇ થઇ ગઇ. તેનો પિતા જ્યારે કેદમાં પડયો, ત્યારે મળવાની બંધી છતાં એકે દિવસ તે તેનું મોઢું જોયા વિના રહી નહિં. લાયન્સ નગરથી કન્સિયારજારીના કેદખાનામાં લઇ જતાં તેણે તેની સાથે જવા-પોતે પણ સાથે કેદખાનું ભોગવવા-રજા માગી, પણ તે નહિ મળતાં, સ્ત્રીજાતિના સ્વાભાવિક બીકણ તથા નબળા સ્વભાવનો ત્યાગ કરી, પિતાની ગાડીની પાછળ હિંડતી ચાલી! અત્યંત દુઃખ વેઠી કેદખાને પહોંચ્યા પછી પણ તેણે પિતાની પાસે રહેવાની રજા માગી, પણ તેમાં નિરાશા મળતાં લાચાર થઇ તોપણ પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિં. લાગટ ત્રણ મહીનાસુધી પ્રધાનોને મળી, તેની કાકલુદી કરી, પિતાને કેદ મુક્ત કરાવવા સફળ થઇ. અતિશય કષ્ટ અને પરિશ્રમથી તેનું શરીર ક્ષીણ થઇ ગયું હતું, તેથી પિતાના ખોળામાં માથું મુકી અંતકાળે પણ પોતાના પિતાને કેદ મુક્ત કરાવવાથી થએલો આનંદ પ્રગટ કરી મરી ગઇ.

અમેરિકાના ન્યુયૉર્ક પ્રદેશમાં મોટો દુકાળ પડતાં બે વૃદ્ધ અબળાઓ મરવાની અણી ઉપર હતી. સંતાનમાં તેમને એક દીકરીજ હતી થોડા વખત સુધી તો તે છોકરીએ ઘણી મહેનત કરી તે વૃદ્ધ ડોસીઓનું પોષણ કર્યું. પણ પછી તો કંઇ સાધન ન રહ્યું: મહેનત મજુરી પણ મળે નહિં. આ સ્થિતિમાં છોકરી એવી ઉંડી ચિંતામાં પડી કે "અરે, મારાં વૃદ્ધ માબાપ ભૂખથી મરી જશે તો હું શું કરીશ?" એટલામાં તેના સાંભળવામાં આવ્યું કે એક દાંતના ડાકતરે એવી જાહેર ખબર આપી છે કે જે કોઇ પોતાના મોંનો એક સાજો દાંત મને આપશે તેને હું ત્રણ ગીની ( પીસતાલીસ રૂપીઆ ) આપીશ અને મને જે ગમશે તે દાંત હું કાઢી લઇશ. પેલી છોકરી આ વાત

જાણી ઘણી ખુશી થઇ અને પોતાના દાંત વેચાતા આપવા વૈદરાજ પાસે ગઇ દયાળુ વૈદે તેને બહુ નાની ઉમરની જોઇ પુછયું કે તું આવું દુઃખ ખમવાને કેમ તૈયાર થઇ છે ? છોકરીએ પોતાની તમામ હાલત કહી સંભળાવી. માતા પ્રત્યેની અસાધારણ મમતા અને પ્રેમભક્તિ જોઇ ડાકટરની બન્ને આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. તેણે તેને ખોખી કરી પોતાનું કાર્ય નહિં કરતાં તેનો એક પણ દાંત લીધા વિના દસ ગીની આપી વિદાય કરી. ડાકટરનો ઉપકાર માની અંતઃકરણનો આશીર્વાદ આપી તે માતાની સેવા કરવા દોડી ગઇ.

આસ્ટ્રિયામાં આવેલા હુંગરી પ્રાંતના રાજાને ઈલિઝાબેથ નામે એક કુંવરી હતી. પિતાનો રાજવૈભવ છતાં તે સદા નમ્ર અને ગરીબ રહેતી હતી. પોતાની સખીઓ સાથે બહાર જાય અથવા ઘરમાં હોય તોપણ ઘણો સાદો પોશાક પહેરતી અને દેવળમાં ઉપાસના સારૂ જતી ત્યાં પણ દુખિયારી બાઇઓની પાસે જઇ બેસતી. સ્વામીના મૃત્યુ પછી ધર્માદા દવાખાનું કાઢયું ને ગરીબ લોકોની જાતેજ સંભાળ લેતી. પોતાને જે કંઇ પૈસા મળે તે ત્યાંજ વહેંચી નાખતી બાપે તેને ઘેર આવવા તેડાવી ત્યારે લખ્યું કે, "રાજપુત્રી થઇ સાહેબી ભોગવવા કરતાં, દુઃખી માણસોનાં દુઃખ કાપવાનું મને વધારે ગમે છે."

## પ્રતાપી માતાઓ.

સેમ્યુઅલ સ્માઇલ્સ નામનો ગ્રંથકર્ત્તા કહે છે કે સ્ત્રીનું જીવન પોતાને માટે તેમ બીજાઓને માટે પણ છે. આ જગતમાં તેને માથે ઘણી ગંભીર અને જોખમભરી ફરજો હોવાથી તેણે પોતાનું અંતઃકરણ દયાળુ રાખવું જોઇએ. ખરી કેળવણી ઘરથીજ શરૂ થાય છે, ઘરમાંજ અંતઃકરણ ખીલે છે, વિચારશક્તિ વધે છે અને ચાલચલણ શીખાય છે. જેના હાથમાં પાલણાની દોરી છે, તેણે રાજ્યની લગામ પકડવા કરતાં પણ વધારે સાવચેતી અને શકિત મેળવવી જોઇએ.

મિલ્ટન નામનો મહાકવિ કહે છે કે સહવસથી દિવસની ખબર પડે છે, તેમ બાળપણથી માણસ કેવો નીકળશે તે જણાઇ આવે છે.

ન્હાની વયથીજ બાળક આસપાસ ધારી ધારીને જોય છે અને તે જે નજરે પડે છે તેની અસર પોતાના અંતઃકરણમાં ગ્રહણ કરી લે છે.

સ્કૉટ કવિ કહે છે કે કાવ્ય-સાહિત્યનું શિક્ષણ મને મ્હારી માતા તરફથી મળ્યું હતું.

જૉન રેન્ડોલ્ફ કહે છે કે બાળપણે હું એટલો નાસ્તિક હતો કે ઇશ્વરને માનતોજ નહિં. મારી માએ આ વેળા મારા ઘુંટણ વાળી, હાથ જોડાવી ઇશ્વરને નમન કરતાં શીખવ્યું અને કહ્યું કે જગતપિતા આપણા ઉપરજ છે.

નેપોલિયન બોનાપાર્ટ કહે છે કે "બાળકોનાં સારાં નરસાં સર્વ ભવિષ્યનાં કામો, તેની માતા ઉપર જ આધાર રાખે છે. પોતાની જીંદગીમાં હું જે આગળ વધ્યો તે મા તરફથી મળેલી મજબૂત દેખરેખ અને સંગીન કેળવણીનાજ પ્રતાપ" તેનો ચરિત્ર લેખક કહેછે કે માતા સિવાય કોઇએ તેને નીતિથી વર્તવા, સભ્યતા રાખવા કે તાબેદારી ઉઠાવવા વગેરે કશું શિક્ષણ આપ્યું નહોતું.

અસેકી, ગ્રુહેમ, કેનિંગ, હરબર્ટ, પેલી, અને વેસ્લી, વગેરે સમર્થ મહા જનો માતાનાજ ઉત્તમ શિક્ષણથી અદ્ભુત કામો કરી, ઉચ્ચ પદીએ પહોંચી દેશવિદેશમાં પ્રસિદ્ધ થયા છે.

## ખરી રજપૂતાણી.*

લખનેર તરફ એક ઠાકોર પોતાની સ્ત્રીને તેના બાપને ત્યાંથી બથેરાની પોલિસ ચોકીને રસ્તે પોતાને ઘેર તેડી જતો હતો. આ ચોકીના ઇન્સ્પેક્ટરે ઠકરાણીને ઘણી રૂપાળી તથા તન્દુરસ્ત જોઇ ખરાબ વિચાર કર્યો. તેણે ઠાકોરને કહ્યું કે તું પરસ્ત્રીને કાઢી જાય છે ? ઠાકોરે જવાબ આપ્યો કે તે મારી પરણેતર છે. ઇન્સ્પેક્ટરે તે માન્યું નહિ અને સાક્ષી લાવવાનું કહ્યું. ઠકરાણીને એક કોટડીમાં પૂરી તેને બહારથી તાળું મારી કુચી તેના પતિને આપી, એટલે તે પંદર ગાઉ દૂર પોતાને સાસરે સાક્ષી લેવા ગયો. રાત પડી એટલે ઇશ્કી ઇન્સ્પે-

---

* તા. ૧૯-૯-૧૮૯૯ ના વર્તમાન પત્ર ઉપરથી.

ક્ટરે કોટડીનું તાળું ઉઘાડયું. પણ ઠકરાણીએ અંદરથી બારણાંને સાંકળ વાસી દીધી. તે ચેતી ગઇ અને અંદરથી ઉઘાડયું નહિં, ત્યારે ઘણી ધમકીઓ આપવા લાગ્યો. છેવટ બારણું ઉઘાડયું, પણ અંધારૂં હતું તેથી તરવાર નીચે મુકી તે દીવો લેવા ગયો, એટલે પતિવ્રતાએ પોતાનો પ્રતાપ બતાવવા તરવાર હાથમાં લીધી ! દીવો લઇ ઇન્સ્પેક્ટર આવ્યો અને અયોગ્ય માગણી કરી.. એ રકઝકમાં ઠકરાણીએ તેનું માથું ઉડાડી દીધું અને હાથમાં તરવાર લઇ ઉભી ! આ પ્રસંગે વળી ઇન્સ્પેકટરના બે કોન્સ્ટેબલો પણ એક પછી એક તેના શીયળને કલંક લગાડવા જતાં તીવ્ર તલવારનો ભોગ થઈ પડયા. સવારે જ્યારે તેનો સ્વામી સાક્ષી લઇ આવ્યો ત્યારેજ તેણે તલવાર મુકી. પોલીસે તેના ઉપર ખુનનો આરોપ મુકી કામ ચલાવ્યું, પરંતુ લખનોરના સેશન્સ જજે તેને નિર્દોષ ઠરાવી છોડી મુકી. કહેછે કે વાયવ્ય પ્રાંતોની સરકારે તે બાઇના પાતિવ્રતથી પ્રસન્ન થઇ રૂપીઆ ચારસોનું ઇનામ આપ્યું.

## દયાની દેવીઓ.

સત્ ચરિત્રશાળી સ્ત્રીઓ તરીકે મીસ મેરી કાર્પેન્ટર, મીસ મેનિંગ અને મીસ ફ્લારેન્સ નાઇન્ટીંગેલનાં નામ ઘણાં જાણીતાં છે. મીસ મેરી કાર્પેન્ટર ઘણો વખત થયાં દેવલોક પામી છે; મીસ મેરી થોડા વખત ઉપર મુંબઇ આવી હતી અને મીસ ફ્લારેન્સ ત્રણેક વર્ષ ઉપર ગત થઇ છે. આ છેલ્લી બાઇએ નેવું વર્ષ આયુષ્ય ભોગવ્યું. તે માંદાની અને ગરીબોની બ્હાવજત કરવા ૨૧ વર્ષની વયથી ઇંગ્લાંડ ગઇ. ત્યાં દર્દીઓની વેદના જોતાં રડવું આવી ગયું. પછી જર્મનીના આવા એક પરોપકારી મંડળમાં દાખલ થઇ, દર્દીની સારવાર કરવાનું શીખી. ઘણી મહેનત કરતાં માંદી પડી, તો પણ અભ્યાસ જારી રાખી ઇ. સ. ૧૮૫૪માં મોટી લડાઇ થઇ ત્યારે ઘવાયલા સિપાઇઓની સારવાર કરવા ૩૮ સેવિકાઓને લઇ ક્રિમિયાની લડાઇમાં ગઇ ને ત્યાં ચાર માઇલના વિસ્તારવાળી મોટી હૉસ્પિટલ ઉઘાડી, દશહજાર દર્દીઓની સેવા કરી. નિરાંતે ખાધા પીધા વગર હાથમાં દીવો લઇ દર્દીના બિછાના પાસે જાય ને માના

જેવા પવિત્ર પ્રેમથી તેના મસ્તકપર હાથ ફેરવે. એજ બાઇની સૂચનાથી "જીનિવનરેડ ક્રોસ "નામે અનાથરક્ષક ખાતું ચાલું થયું છે.

## મહાન્ સ્ત્રી-વિદ્યાલય.

અમેરિકાના ફિલાડેલફિયા નામના શહેરમાં નમુનેદાર ગૃહિણી બનાવવામાટે એક કૉલેજ સ્થપાઇ છે ને તેમાં પાસ થયેલી બાઇઓને "મૉડેલ હેલ્પ મેટ્સ" ની પદવી અપાય છે. આ મહા વિદ્યાલયમાં કુમારિકાઓને આનંદી અને શાંત સ્વભાવવાળી થવાનું, સરસ રસોઇ બનાવવાનું, નોકરચાકર સાથે સભ્યતાથી વર્તવાનું, કરકસર અને ડહાપણથી ઘરખર્ચ કરવાનું, ઘર સ્વચ્છ અને મનપસંદ રાખવાનું, ઘરસંસારની ન્હાની મ્હોટી સર્વ ઉપાધિઓ પોતેજ માથે લેવાનું, પતિને ઘરખટલાની ચિંતાથી મુક્ત રાખવાનું, તેના આનંદમાં સામેલ રહેવાનું, મિત્રો અને સ્નેહીઓને હળતાં મળતાં રહેવાનું, ઘેર આવનારની પરોણાગત કરવાનું, બાળકોને ઉછેરવા-કેળવવાનું, ઇત્યાદિ શિક્ષણ આપી, પછી તેની પરીક્ષા લેવામાં આવે છે ને એ કૉલેજમાં શીખેલી બાઇઓ સુભાગી ગૃહિણી નિવડે છે. સદ્‌ગુણસંપન્ન ગૃહિણી થવું એ આપ ઉકેલની વાત છે, તોપણ તેસંબંધી જ્ઞાન આપવાની અવશ્યકતા ઓછી નથી તેથી આવાં વિદ્યાલયો સ્થાપવાની આપણા દેશમાં પણ નકલ થવી જોઇયે.



# અભિપ્રાય.

## મુંબઈ સમાચાર.

(મુંબઈ, તા ૨૩-૯-૧૯૦૫)

હિંદુ સ્ત્રી લેખકો જવલેજ નજરે પડે છે અને તેમાં પણ પુસ્તકો પ્રગટ કરનારી બાનુઓ તો કોઇકજ હશે. આપેલાં ભાષણો મોટે ભાગે સંસારી સવાલોને લગતાં અને ખાસ કરી હાલના વખતમાં હિંદુ સ્ત્રીઓની સ્થિતિ ઉપર વિશેષ અજવાળું નાખનારાં છે.

## ગુજરાત મિત્ર.

(સુરત, તા. ૮-૨-૧૯૦૭)

ઑનરેબલ મિ. જસ્ટિસ હિટન સાહેબના પ્રમુખપણા નીચે થયેલાં ભાષણોમાં એક દેશાભિમાની સૌ. માણેકબાઇનું ભાષણ દરેક બાનુએ તથા પુરૂષવર્ગે પણ મનન કરી તે પ્રમાણે વર્તન રાખવા જેવું થયું છે. એમણે પહેરેલાં કપડાં તો દેશના કારીગર વર્ગનાંજ બનાવેલાં હતાં ને બીજાં બધાંના કપડાં તો ફેશન મુજબજ હતાં. દેશી લુગડાં પહેરી, આ બાઇએ જે ભાષણ કર્યું, તેની જેવી અસર થશે તેવી અસર એક ફેશનેબલ કપડાં પહેરેલી સ્ત્રીએ કોઇએ લખી આપેલું ભાષણ વાંચ્યું તેનાથી થઇ શકે એમ લાગતું નથી.

## કૈસરે હિંદ.

(મુંબઇ, તા.-૨૬-૧૧-૧૯૦૫)

હિંદુ સ્ત્રીઓ કે જેમાં કેળવણીની રોશની હજુ ઘણે ભાગે પસરી રહેલી નથી, તેઓ મધ્યેની એક બાઇ સંસારી વિષયોપર ધ્યાન આપવા જોગ વિચારો ધરાવે એટલુંજ નહિં બલકે તે વિચારો જાહેર ભાષણો મારફતે બહાર પાડવાને શક્તિ તથા હિંમત બતાવે, એ હિંદુ સ્ત્રીકેળવણી તથા સંસાર સુધારાની જાણવાજોગ ફતેહ અમો લેખીએ છીએ. પોતાની પારસી બેહેનીઓની કેળવણીની ચડતી માટે સારા વિચારો ધરાવતાં તેઓના રૂડા દાખલાની નક્કલ કરવાની હોંશ તેવણ ધરાવતાં હોય એમ માલમ પડે છે. દરેક કેળવાયેલી બાનુ આ પુસ્તક વાંચી સાંભળી તે પર લક્ષ આપશે તો તેમને વિવિધ વિષયોનું જ્ઞાન મળવા સાથે ઉત્તમ પ્રકારનું સંસારસુખ પ્રાપ્ત થશે.

## જામે જમશેદ.

( મુંબઇ, તા-૧૦-૧૦-૧૯૦૫ )

સ્ત્રી કેળવણીના નમુનારૂપ આ અગત્યનું પુસ્તક સ્ત્રીઓને તેમજ પુત્રીઓને અને પુરૂષોને ખાસ અભ્યાસનું સાધન થઇ પડે એવો સંભવ છે. સંસાર સુધારાને અંગે જે મતભેદ ચાલી રહ્યો છે, તેનું પણ એમાં અસરકારક ચિત્ર દોરવામાં આવ્યું છે. અને એક વિદ્વાનના શબ્દોમાં કહીએ તો પુરૂષોને પ્રથમપદ આપીને પોતાનું મર્યાદશીળ કોમળ સ્ત્રીપણું, નમ્રતા તથા દઢતાથી જણાવવા માટે ખરેખર તેમને ધન્યવાદ ઘટે છે. સ્ત્રીઓ જે મોટે ભાગે વાતોનાં ટાયલાં વાંચે છે, તેના કરતાં આવાં વ્યાખ્યાનો વાંચે તો તેમને ઘણો ફાયદો થાય અને તેમની સંસાર સ્થિતિ સુધરે; વળી સ્ત્રીકેળવણીને લગતાં આજ સુધી પ્રગટ થયેલાં પુસ્તકોમાં સ્ત્રી વક્તા માતાની તેની પુત્રી તરફથી પ્રસિદ્ધ થયેલી આ વિચારમાળા પહેલીજ છે, અને તેમાં એક સ્ત્રીએ અનુભવપૂર્વક પ્રજા સમક્ષ પોતાના વિચારો છુટ અને હિંમતથી આપ્યાનો આ દાખલો પહેલો ગણાશે.

( તા. ૫ ઑગસ્ટ, ઇ. સ. ૧૯૦૮ )

મોટાં પલ્લાંની રીતથી કોમની થતી હાનિવિષે સૌ. માણેકબાઇ કહાનજી કવિ, ભાટિયા આગેવાનોનું અસરકારક રીતે ધ્યાન ખેંચે છે. આ ચર્ચાની ઘટતી અસર થયા વિના રહેશે નહિ...ભાટિયા કોમનું શ્રેય થાય અને તેઓની સ્થિતિમાં સુધારો થઈ શકે એ જોવાની આ બાઈ અભિલાષા રાખતાં જણાય છે...ભાટિયા સ્ત્રીઓ આ તક હાથથી જવા નહિ દેશે...આ સુધારો અવશ્યનો છે ને મહાજને તે ઉપર હવે ધ્યાન આપવાને પાછળ રહેવું જોઇતું નથી.

## જ્ઞાનોત્તેજક.

(અમદાવાદ, તા ૧-૮-૦૬)

ગ્રંથકર્ત્તાના જ્ઞાન અને વિચાર માટે ઘણી સારી અસર થયા વિના રહેતી નથી. જે વિષયોનો સમાવેશ માલુમ કર્યો છે, તેની ભાષાની છટા, અસરકારક દલીલો અને સ્વતંત્રતા જોતાં વાંચનારને સાનંદાશ્ચર્ય ઉપજે છે.

## અખબારે સોદાગર.

( મુંબઈ, તા. ૫ મી જુન ૧૯૧૧ )

એક હિંદુ બાનુ 'લાજ કાઢવા" ના ચીતટ પુરાણા રિવાજ વિરૂદ્ધ જાહેર ભાષણ આપી તેને વખોડી કાઢે, અને તે વળી હિંદુ અબળા-ઓનાજ મેળાવડામાં, અને તેણીના તે વિચારને તેજ હિંદુસભા સજ્જ-નીઓ અનુમોદન આપે, એ બનાવ લગાર નવાઇ સરખો, ધન્યવાદ દેવા તથા નોંધ લેવા જોગ ગણાવો જોઇએ. આ શુભ બનાવ કાઠીઆવાડનાં રાજકોટ શહેર જેવાં એક ચુસ્ત હિંદુ મથકમાં બન્યો છે, જેથી આપણા તરફ તે ઝાઝો જાણમાં આવ્યો નથી; તે જો આપણા મુંબઇ શહેરમાં બન્યો હોત તો અલબત બહુ હોહો થાત...રાજકોટ ખાતે થોડા દહા-ડાની વાતપર ત્યાંની બાર્ટન ફિમેલ ટ્રેનિંગ કૉલેજનાં મકાનમાં તે ખાતાંની લેડી સુપ્રિન્ટેન્ડન્ટ મીસ એસ. એફ. પેગનાં પ્રમુખપણાં હેઠળ સ્ત્રીઓની એક ખાસ સભા મળી હતી, જેમાં તે તરફના સંભાવિત ઓધેદારોની બાનુઓ ઉપરાંત જસદણ રાજ્યનાં રાજમાતા સાહેબ પણ હાજર થયાં હતાં. એવા ભવ્ય સ્ત્રી સમાજની સન્મુખ સદરહુ વિષયપર સૌ. માણેકબાઇ કવિએ એક બહુજ છટાદાર તથા વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું હતું. તે ભાષણની બાબતપર આગળ વધીએ તે પહેલાં ભાષણ કર્ત્તા બાનુની સહેજ પિછાન આપણે લઇશું. સૌ. માણેકબાઇ કહાનજી કવિ, મુંબઇના વાચકવૃંદથી અજાણ્યાં હોય એમ નથી. તેઓ આપણા એક આધુનિક અનુભવી લેખક તથા કવિ મિ. કહાનજી ધર્મસિંહનાં પત્ની તથા જાહેર બાનુવકતા અને સંસાર સુધારક સજની તરીકે અત્યાર અગાઉ સુપ્રસિદ્ધ છે. હિંદુ સંસારી વિષયો પર તેમણે મુંબઇમાં તેમ બીજાં જુદાં જુદાં સ્થળે ભિન્ન ભિન્ન વિષયો પર કુડીબંધ ભાષણો શ્રોતાઓની વાહ વાહ વચ્ચે આપ્યાં છે. ગઇ રામનવમીના તહેવારને દિને રાજકોટ ખાતેજ તેમણે રામ ચરિત્રના ધાર્મિક વિષયપર ભાષણ આપ્યું હતું. સૌ. માણેકબાઈનાં ભાષણો જેમ તેઓની ઉંચ વકતૃત્વતાનાં કારણે મનહરણ હોય છે, તેમ ખુદ ભાષણો મધ્યેના રહસ્યનાં ભંડોળથી પણ તે શ્રોતા-ઓનાં ચિત્ત આકર્ષી લે છે. તેઓ જાતે ધર્મી તથા ધર્માભિમાની છે,

છતાં મધ્યમ વિચારનાં તથા સાચા સગીન સંસાર સુધારાને ચાહનારાં છે, અને પોતે હિંદુ સંસારનાં અનુભવી હોવાથી પોતાની જાત બ્હેનોને ખરે રસ્તે દોરવી શકે છે. પોતાનાં ભાષણોમાંના સિદ્ધાંતો ને શાસ્ત્રોનાં વચનો કિંવા શ્લોકોથી તેઓ પ્રસંગોપાત પુષ્ટિ આપતાં રહે છે. વિશેષ ખુબી એ છે કે, પોતે જે બોધ આપે છે તેજ પ્રમાણે પોતાનું વર્તન રાખે છે, અને પોતામાં આટલી બધી યોગ્યતા છતાં વર્તનમાં, પહેરવેશમાં તથા સર્વ વ્યવહારમાં સાદાં તથા નમાનાં રહે છે. શીખેલી સુધરેલી ગણાતી પારસી બાનુઓ ટચાઈ તથા ફિસિઆરીથી પોતાની જાતને તથા સ્ત્રીત્વને ખેજાલત લગાડે છે, તેમને માટે આ બાઈનું વર્તન નકલ કરવા જોગ છે. અમે ઇચ્છીએ છીએ કે પારસી કોમમાં સૌ. માણેકબાઈ કવીના "ટાઇપ" ની સ્ત્રીવક્તાઓ નીકળે અને તેઓના સાદા, સદ્‌ગુણી તથા ધાર્મિક બોધોથી તે કોમોની સંસારી સ્થિતિમાં યોગ્ય સુધારા થવા સાથે ફિસીઆરી તથા ફેશનોમાં ઘટાડો થાય...

## બુદ્ધિપ્રકાશ.

(અમદાવાદ, જાન્યુઆરી ઈ. સ. ૧૯૦૧)

સ્ત્રી વક્તૃત્વનો ઈનામનો મેલાવડો–ઊમેદવાર સૌ. માણેકબાઈનો અનુભવ વધારે હોવાથી, તેઓ વધારે છુટ અને છટાથી ભાષણદ્વારા પોતાના વિચારો જણાવી શક્યાં હતાં. તેમણે પોતાના ભાષણ દરમિયાન હિંદુઓમાં મરણ પાછળ કરવામાં આવતા અયોગ્ય ખર્ચ, અને ચાલતા કેટલાક તેવાજ રિવાજો ઉપર સારૂં વિવેચન કર્યું હતું.*

## રા. રા. વિઠ્ઠલદાસ મૂળજી પારેખ.

(લાલપુર, તા. ૭–૯–૧૯૦૫)

આપનું પુસ્તક વાંચી મનન કરે તેને તે પુસ્તકની કિંમત હજારો રૂપિયા ગણે તોય ઓછી છે. ભાષા સરળ ને બોધ ઘણોજ પ્રશંસાપાત્ર છે. આપ પતિ–પત્નિ જે પારમાર્થિક સેવા કરોછો તેનો બદલો ઇશ્વર આપને આપશે.

*આ પ્રસંગે હરીફાઈની પરીક્ષામાં પહેલે નંબર રોકડ રકમનું ઈનામ મળ્યુંહતું.

## સાંજ વર્તમાન.

( મુંબઇ, તા. ૧૦–૧૦–૧૯૦૫ )

હિંદુ સ્ત્રી લેખકો તરફથી આજ સુધી પ્રગટ થયેલાં પુસ્તકોમાં આ પુસ્તક સ્ત્રી કેળવણીના એક અલંકાર તરીકે રજુ કરી શકાય એવું છે. પુસ્તકનું નામ જો કે કઠણ છે, પણ તેની ઇબારત, વિચારો જણાવવાની છુટ, વિષયને બંધ બેસતા ઉપમા અલંકારો, પ્રસંગોપાત દ્દષ્ટાંતો અને ભાષણની અસરકારક શક્તિ એટલી સ્વભાવિક યાને કુદરતી છે કે એક સામાન્ય વાંચનાર પણ હોંસે હોંસે વાંચીને તે સમજી શકે.

## શ્રી સયાજી વિજય.

( વડોદરા, તા. ૧૧–૬–૦૮ )

પુસ્તકના આરંભમાં પોતાનાં માતાની છબી ઉપરાંત તેમનું જે ટુંકું જીવનચરિત્ર આપ્યું છે, તે ઉપરથી જોઇ શકાય છે કે સદ્દગુણી માતાપિતા તરફથી વારસામાં મળેલા સંસ્કાર, વિદ્વાન્ પતિના પ્રતાપે પ્રકાશિત થઈ મળેલી કેળવણી તેના ખરા સ્વરૂપમાં બહાર આવી છે. સ્ત્રી જાતિને કેળવણી મળવાથી સ્ત્રીજાતિ સંસારને કેટલી આધારરૂપ છે, તેનો ખરો ખ્યાલ તેથી આવી જાય છે,......અને તે પ્રમાણે થશે ત્યારેજ આપણો સંસાર સુધરશે એમ ભાષણકર્તા ભાર મૂકીને કહે છે.

મુંબઇ હાઇ કોર્ટના મરહુમ નામદાર જજ મહાદેવ ગોવિંદ રાનડેનાં પત્ની શ્રીમતી રમાબાઇ તથા "સ્ત્રીબોધ" નાં અધિપતિ બાઇ શીરીનબાઇ વગેરે વિદ્વાન્ બાનુઓના પત્રો આ વ્યાખ્યાનમાળાને અનુમોદનરૂપ જોવામાં આવે છે. તેમજ સ્વર્ગવાસી દિવાન બહાદુર મણીભાઇ જશભાઈ, રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી વગેરેએ અને વર્તમાનપત્રોએ પ્રસંગોપાત્ત બતાવેલા વિચારપૂર્ણ સંતોષકારક છે.

## રા. રા. ધીમતરામ નવલરામ લક્ષ્મીરામ.

( સુરત, તા. ૧૨–૬–૧૯૦૭ )

આપનું પુસ્તક મ્હારાં પત્ની પિયર લઈ ગયાં છે. સદહું પુસ્તક સ્ત્રીઓને એક એવા અલંકારરૂપ છે કે સ્થૂલ અલંકારોનું દ્રવ્યવાન્ સ્વરૂપ તેની આગળ કંગાળ બની જાય છે. એમાંનાં મર્મ વચનો મનનીય અને અનુકરણીય છે.

## કાઠિયાવાડ ટાઈમ્સ.

(રાજકોટ, તા. ૧૫-૧૨-૭)

સ્ત્રી સૌંદર્ય અથવા સંસારના આદર્શરૂપ આ પુસ્તક પ્રસિદ્ધ થયા પહેલાંજ વર્તમાનપત્રોએ અને સાક્ષરોએ પોતાના અભિપ્રાય આપતાં સ્તુતિ કરી હતી, એટલુંજ નહિં પણ ગુજરાતી સાહિત્યની સંરક્ષકરૂપ વરનાક્યુલર સોસાયટીએ એ ત્રણ ખાસ ભાષણો ઈનામ માટે મંજુર કરી યોગ્ય કદર બુજી હતી......વળી મુંબઇની મહારાષ્ટ્ર વક્તૃત્વોત્તેજક નામે એક અજાણી સંસ્થાએ પણ સંતોષપૂર્વક પારિતોષિક આપ્યું હતું, અને મુંબઇની હાઇ કોર્ટના ચીફ્ જસ્ટીસ નામદાર રાનડેએ પણ ઉત્તેજન આપી સંતોષ બતાવ્યો હતો.

## દેશી મિત્ર.

(સુરત, તા. ૩-૨-૦૭)

આપણા ગુજરાતી સાહિત્ય તરફ દૃષ્ટિ કરતાં ખાસ સમાજ અને સંસાર ઉપયોગી તેમાં પણ સ્ત્રીઓને વાંચવા તથા મનન કરવા લાયક ગ્રંથોની ઘણી આવશ્યકતા જણાય છે. કેમકે આ પ્રદેશમાં જે કાંઇ પુસ્તકો પ્રસિદ્ધ થયાં તે નામનાંજ—ઘણે ભાગે ભાષાંતર કે તરજુમા જેવાં—અને તે પણ આંગળીને વેઢે ગણી શકાય તેટલાંજ, અને તેથી આપણી ગુર્જર સ્ત્રીવર્ગને અવકાશનો વખત જ્ઞાન અને આનંદમાં ગાળવાનાં એવાં ઉચ્ચ સાધનોની આપણી ભાષામાં જે મોટી ખામી તે આ પુસ્તકથી પુરાતી જોઇ અમને આનંદ થાય છે.

## ભારતજીવન.

(મુંબઇ, માહે મે ૧૯૦૬)

આ પુસ્તકમાંના સંસારોપયોગી લેખોનું અવલોકન કરતાં વિચારોની પણ સુંદરતા મનમાં વસ્યા વગર રહેતી નથી. તેના વાંચનથી આપણા સંસારના આચાર વિચાર, રીતિ રિવાજ, અને વ્યવહારિક ખામીઓ દૂર કરવાને, હિંદુ સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને ઘણા પ્રશંસાપાત્ર વિચારો અને રસ્તાઓ મળી આવે તેમ છે. અમારી ભલામણ છે કે દરેક હિંદુ કુટુંબમાં આ ગ્રંથની એકેક કૉપી અવસ્ય હોવી જોઇએ.

## ૨૪૦ લેડી સાવિત્રીબાઈ,—સર ભાલચંદ્રનાં પત્ની.

(મુંબઈ, તા. ૨–૮–૧૯૦૨)

माझ्या भगिनी सौ बाई माणकबाई विद्वान् व लेखनकुशल आहेत. ह्यांची पूर्वीं कांहीं व्याख्याने झालीं आहेत. आजचे व्याख्यान इतकें सुबोध व सुंदर दिलें हे त्यांचे उपकार आहेत. त्याबद्दल त्यांची स्तुति करावी तितकी थोडीच. त्यांची भाषा सुश्राव्य आहे, आणि विषयाची मांडणी प्रौढ व सुविचाराची आहे. ह्यांनीं इतके परिश्रम करून समाजाला अति महत्वाच्या विषयावर असें गोड व सुविचाराचें व्याख्यान दिलें या बद्दल त्यांचेही पुनः एकवार उपकार स्मरून मीं आपला निरोप घेते.

## ૨૪૦ ગોદાવરીબાઈ ( "ત્રિભુવનતનયા")

( "અદ્વૈતાનંદિની કાવ્ય" ૪. ની કર્ત્રિ—મુંબઇ. તા. ૩૦–૧–૦૬)

વડીલ બહેન–અમારી મૈત્રિને ઉચ્ચ પાયરીએ ચ્હડાવી, તેને જ્ઞાનરૂપ જળ સિંચન કરી, તેનાં રૂડાં ફલ ચખાડનાર માળી તમે છો...

## શ્રીમાન્ દરબારશ્રી વખતસિંહજી સાહેબ.

( વળા, તા. ૧૨–૯–૦૫ )

સૌ. રતનબાઇએ કરેલ પરિશ્રમને માટે ધન્યવાદ ઘટે છે. તેવાંજ બીજાં પુસ્તકો જ્યારે બહાર પડે ત્યારે મોકલવાની નોંધ રાખશો.

## રા. રા. વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા.

( મુંબઈ, તા. ૧૪–૫–૧૯૦૬ )

આર્ય કુટુંબોની અંદર એક શણગાર સમાન થઇ પડે એવું આપનું પુસ્તક છે. વાચકોને તે એક વિશ્વાસુ ભોમિયાની ગરજ સારશે. જન સમાજની સાંસારિક, ધાર્મિક તેમજ નૈતિક ઉન્નતિને માટે આપ પતિ પત્ની જે જે પગલાં વરસો થયાં ભરતાં આવ્યાં છો, તે બેશક વખાણને પાત્ર છે. આપણા ઇલાકામાં આપના જેવાં સુશિક્ષિત યુગલો ભાગ્યે જ હશે.

## મીસ પ્રિયગવરી મોતીલાલ દેશાઈ.

(ભરૂચ, તા. ૯-૨-૧૯૦૮)

સૌ. પરમસ્નેહી સુજ્ઞ બ્હેન—આપનો સ્ત્રી કેળવણીની ઉન્નતિ કરવાનો પ્રયાસ જાણી હું અત્યંત આનંદિત થઈ છું....

## સંસાર સુધારાની કૉનફરન્સ.

( મુંબઇ, જામેજમશેદ " તા. ૧૭-૯-૧૯૦૧ )

નામદાર જડજ સર ચંદાવરકરના પ્રમુખપણા નીચે મિસીસ માણેકબાઈ કહાનજી ધર્મસિંહે જણાવ્યું કે,–સંસાર સુધારાનો એ પોણો ભાગ સ્ત્રીઓ માટેજ છે. તેણીઓને એવી કેળવણી આપવી જોઇએ કે જેની મદદથી તેઓ પોતાની ફરજ બરાબર સમજે અને સંસાર એવી રીતે ચલાવે કે તેથી પુરૂષને મદદ મળી શકે. સ્ત્રીઓને કેવી રીતે કેળવણી આપવી તે દાખલો જોવો હોય તો તે આપણા રાનાડે સાહેબનો છે. બધાઓથીજ કાંઇ રાનાડે થવાતું નથી, તે માટે તો તેવણના જેવી વિદ્વત્તા, ખંત અને ઉલટ જોઇયે, પરંતુ રાનાડે સાહેબના અનેક ગુણોમાંના પાંચ સાતજ ગુણો લઇને આપણા મરદો પોતાની સ્ત્રી તથા દીકરીઓને કેળવણી આપવા પાછળ દિવસનો અર્ધો કલાકજ રોકે તો સંસારસુધારાનું કામ બહુ આગળ વધે (તાળીઓ) દરેક પુરૂષે પોતાની કમાઇનો એક નાનો ભાગ સ્ત્રીઓને કેળવણી આપવા પાછળ ખર્ચવો જોઇયે છે; એટલુંજ નહિ પણ દરેક મર્દે પોતાની સ્ત્રીની કેળવણી ઉપર ધ્યાન આપવું જોઇએ છે. હાલ કન્યાઓને કેળવણી આપવામાં આવે છે, તેઓ શું શીખી છે? ઉપરની ટાપટીપ અને ફેશનેબલ લુગડાં પહેરવાનું! નાટકો જોઇ આવીને તેઓ ત્યાંના પોશાકોની નકલ કરે છે. આજકાલ રૂ ૫૦૦ની કમાઈવાળાની અને રૂ ૫૦ની કમાઇવાળાની સ્ત્રીનાં કપડાંનો ભભકો જુવો તો એક સરખો. બાળશિક્ષણ સાથે થોડુંક ધર્મશિક્ષણ આપવાની પણ જરૂર છે.

## મહારાણી શ્રી મોંઘીબા સાહેબ.

( લાઠી, તા. ૧૯-૯-૦૯ )

તમારૂં પુસ્તક મળતાં બહુ આનંદ થયો. તે આખું વાંચી ગઇ. ખરેખર તમે દેશસેવા કરી, તેથી તમારો આભાર માનવામાં આવે છે.

## નામદાર કુમારશ્રી મંગળસિંહજી સાહેબ.

( ભાવનગર, તા. ૨૭-૯-૦૮ )

તમારૂં પુસ્તક દરેક ઉછરતી બાળિકાઓને વાંચવા તથા મનન કરવા યોગ્ય છે. પ્રાચીના તેમજ નવીના ઉભયને શિક્ષણ ગ્રહણ કરવાનું તેમાંથી મળી આવે છે.

## સાક્ષરશ્રી રણછોડભાઈ ઉદયરામ.

( મહુવા, તા. ૭-૧૦-૦૫ )

તમે સ્ત્રીસુધારણા માટે લીધેલો શ્રમ અતિ સ્તુત્ય છે ને તે માટે તમને ધન્યવાદ ઘટે છે.

## બાઈ ગુલાબબાઈ સોરાબજી કેંચમેન.

( મુંબઈ, તા. ૧૨-૧૨-૦૬ )

આપે સંસારસુધારાના કૉન્ફરન્સમાં તેમજ જગેજગ આપની કોમના લાભ અને હિત અર્થે ભાષણો આપી લાગણી દર્શાવી છે ને તે માટે તમને ધન્યવાદ ઘટે છે. આપનાં વિદ્વતાભર્યાં ભાષણો વાંચી, હું ખરેખર બહુજ ખુશી થઇ છું. પરમેશ્વર તમને વધુ જશ આપે અને તમે સદા સુખી રહી એવાં વધુ ભાષણો આપો કે જેથી આર્યદેશની ઉન્નતિમાં વધારો થાય.

## સુંદરી સુબોધના તંત્રી.

( અમદાવાદ, તા. ૧-૮-૧૩ )

સ્ત્રીઓને માટેજ એક વિચારશીલ બહેન તરફથી લખાયલા આ પુસ્તકમાં સ્ત્રીજીવનને લગતા સવાલોની સુબોધક તથા ઉદ્બોધકજ ચર્ચા થયેલી છે, ને તે સર્વ સ્ત્રીઓને વાંચવા યોગ્ય છે.

THE BOMBAY BRANCH OF THE

National Indian Association.

ELOCUTION and COMPOSITION PRIZE MEETING.

(1904—1905)

*Prize in recognition of Merit has been awarded to*

Mrs Manekbai Kahanji Kavi

(Sd) E. M. H. Fulton.

*26th February 1906* *President.*

THE BOMBAY BRANCH OF THE

# National Indian Association.

ELOCUTION and COMPOSITION PRIZE MEETING,

1902—1903.

*A Prize in recognition of Merit has been*

*awarded to*

**Mrs Manekbai Kahanji Kavi**

(Sd) Herbert Batty.

*24th March, 1903.*

*Vice President.*

THE BOMBAY BRANCH OF THE

# National Indian Association.

ELOCUTION and COMPOSITION PRIZE MEETING.

1902—1903.

**A Competition Prize of Rs....................**

**AWARDED TO**

*Mrs Manekbai Kahanji Kavi*

(Sd) E. M H. Fulton.

*24th March, 1903.* *President.*

# सारां ने सस्तां पुस्तको.

**સચિત્ર ચોરાશી આસન.**—પ્રાણ, મન, બુદ્ધિ, વીર્ય તથા આત્માને સ્થિર કરી નિયમમાં રાખનાર શ્રી હઠયોગનાં ૧૦૧ સુંદર આસનો તથા યોગ સાધન કરવાનાં સાહિત્યનું આ સચિત્ર પુસ્તક, મંત્ર, પ્રક્રિયા તથા સહેલી સમજ સાથે તૈયાર કરવામાં આવ્યું છે; જે આસનવડે શારીરિક અને માનસિક બળની વૃદ્ધિ થવા ઉપરાંત ઇશ્વર પ્રાપ્તિનો અગમ્ય માર્ગ મળવાથી જીવિત સફળ થાય છે. પુષ્કળ સુધારા વધારા સાથે ઉંચા આર્ટ પેપર ઇંગ્લાંડથી છપાવી મંગાવ્યું છે અને પાકાં સોનેરી ત્રણ નામવાળાં સુંદર પુંઠાંમાં બંધાવી છે. ઘરશણગાર તરીકે તેમજ નિત્ય દર્શન વાસ્તે આ પુસ્તક ખાસ રાખવા જેવું છે. મૂલ્ય રૂ. ૧

**કાઠીઆવાડી સાહિત્ય.**—આ પુસ્તકમાં " સાચું સોરઠીઓ જાણે "—" જામો કામી જેઠવા "—" રંડાપો રાણકદેવડી "—" સાયર પેટા શામળા "—" મું સંભાળિશ મંડળિક "—ઓંતરસે બરડા ધણી " વગેરે કડીઓવાળા, હલામણના, મારૂ–ઢોલાના, કુંવર–રાણાના, હોથલ–પદમણીના તથા રાહકવાત વગેરેના દુહા, સોરઠા, કુંડળીઆ તથા સમસ્યા વગેરેનો વિવેચન સહિત સંગ્રહ કરવામાં આવ્યો છે. રૂ. ૦॥

**અધ્યાત્મપ્રકાશ—તત્વમસિ**નાં ત્રણે પદની વ્યાખ્યા તથા વૈદ્યલીલા સહિત વેદાંન્તનો આ મુળ ગ્રંથ, મહાત્માશ્રી સુખદેવજીએ રચેલો છે, અને એમાં વૈરાગ લક્ષણ, બ્રહ્મવર્ણન, વિવિધ શાસ્ત્રસિદ્ધાંત, વેદાંત, ગીતા તથા ન્યાય વૈશેષિકને આધારે અધ્યાત્મ જ્ઞાનનો અનુભવ બતાવ્યો છે, જે દરેક બ્રહ્મનિષ્ઠ મનુષ્યોએ વાંચવાયોગ્ય છે. પૃષ્ઠ ૧૪૦. પુઠું પાકું સોનેરી નામવાળું. રૂ. ૦॥= પો. ૦)–

**સુબોધક નીતિકથા.**—બાળકો તથા સ્ત્રીઓને બોધ લેવા લાયક ૨૭૫ રસિક વાર્તાઓનું આ પુસ્તક પ્રાણી પદાર્થ તથા ઝાડ પાનને લાગુ પાડી રચવામાં આવ્યું છે, ને તે ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર થયું છે. મૂલ્ય રૂ. ૦॥। પોસ્ટેજ ૦)=

**ગૃહિણી સુવિચારમાળા.**—સ્ત્રીઉપયોગી વ્યાખ્યાનોનું સરસ પુસ્તક, ચિત્ર ચરિત્ર સાથે (બીજી આવૃત્તિ) રૂ. ૧| પોસ્ટેજ ૦)=

**સાહિત્ય-રત્નાકર.**—આ પુસ્તકમાં પ્રભુભક્તિ, આત્મજ્ઞાન-પ્રબોધ, શ્રી રામમહિમા, શ્રી રાધાકૃષ્ણ ગુણકથન તથા શ્રી શિવશક્તિની ભક્તિ ઉપાસનાનાં રસિક અને બોધક કાવ્યો ઉપરાંત ઋતુવર્ણન, સજ્જન-દુર્જન વિચાર, દામ મહિમા, પ્રીતિ-મૈત્રિ-વિરહ, રાજનીતિ ચાતુરી, શૃંગાર સૌંદર્ય, નારી વિચાર, નાયિકાવર્ણન, મહાજન પ્રશંસા તથા કાવ્ય ચમત્કૃતિ વગેરે નવરસયુક્ત બોધક બાબતો ઉપર કવિ શ્રી ગંગ, ગ્વાલ, ગોપાલ, ચંદ, ચન્દ્રકલાબાઇ, જસુ, જુગલ, કમાલ, કબીર, કિસન, કિસોર, ટોડરમલ્લ, ઠાકુર, ત્રિકમ, તુલસી, દેવીદાસ, દેવીસહાય, દ્વિજરાજ, ધર્મધુરંધર, નરહર, નરરાય, નવનીત, નાગર, નાથ, નિપટ-નિરંજન, નંદ, અકબર, પદ્માકર, પ્રાગ, પ્રભાન, ભાન, પ્રિયાદાસ, બળદેવ, બાજીંદ, બિહારી, બિરબલ, બ્રહ્મ, બેની, બૈતાલ, ભરમિ, ભૂખણ, ભોજ, મતિરામ, મહેશ, મીરન, મુબારક, રસખાન, રસરાસ, રસસિંધુ, રસલીન, રવિરાજ, રહિમ, લાલ, શિવસિંહ, શિવનાથ, શીતલ, શેહેરિયાર, શેખ, શેખશાદી, સન્તમ, શ્યામસુંદર, સૂર, હમિર, હરદાસ, હરિશ્ચન્દ્ર, હાફિઝ, ઇત્યાદિ ૧૬૭ નામાંકિત કવિઓએ રચેલી કવિતાઓ ( કવિત્ત, કુંડળિયા, છપ્પા, દોહા, સોરઠા, સવૈયા, ઝૂલણા, ભુજંગ ) વગેરેનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો છે; તેમજ તે સાથે સર્વ કવીશ્વરોનાં પરિચયરૂપ જીવનચરિત્ર સંક્ષેપમાં આપ્યાં છે. આ પુસ્તક ખાસ વાંચવા યોગ્ય હોવાથી ઇનામ-લાઇબ્રેરી માટે વિદ્વાન્ સજ્જનોએ પસંદ કર્યું છે. પહેલી આવૃત્તિ ખપી જતાં માગણી થવાથી આ બીજી આવૃત્તિ ઘણા સુધારા વધારા સહિત તૈયાર કરવામાં આવી છે. મોટી રોયલ સાઇઝ, ગ્લેઝ કાગળ, સ્વચ્છ ટાઇપ, પૃષ્ટ ૫૩૬, પાકાં ત્રણ સોનેરી નામવાળાં સુંદર અને રંગીન પુંઠાં સાથે. મૂલ્ય રૂ. ૨॥

**સત્યામૃત સરિત.**—જોધપુર નિવાસી મહાત્મા ભાવનાદાસજી તથા સાધુ શ્રી શાલિગ્રામજીએ ધર્મપ્રશંસા, સજ્જનપ્રશંસા, સાધન-પંચક, કલિવેદાંતી, ગુરૂમહિમા, પ્રબોધ પચીશી, તારકતત્ત્વ બત્રીશી, આદિ વિષયો ઉપર હિંદી ભાષામાં રચેલી રસિક કવિતાઓનો સંગ્રહ. રૂ. ૦||.

**શ્રી પરમપદબોધિની.**—આ પુસ્તકમાં હઠયોગ અને રાજયોગની પુષ્કળ પ્રક્રિયાઓ સ્ફુટ કરી બતાવી છે, એટલુંજ નહિ પણ યોગ, સાંખ્ય, વેદાંત અને સર્વ શાસ્ત્રની એકવાક્યતાનું નિરૂપણ કરી, સેંકડો ઉપયોગી વિષયોનો ટુંકમાં જે સાર સમજાવ્યો છે, તે દરેક જીજ્ઞાસુએ ખાસ વાંચવા જેવો છે. આત્મબોધની અસરકારક કવિતાઓ ઉપરાંત ભદ્રામુદ્રાયુક્ત મહારાજશ્રી નથુરામ શર્માનું ટુંક જીવનચરિત્ર પણ આપવામાં આવ્યું છે. પૃષ્ટ ૨૨૨, મૂલ્ય રૂ. ૦॥ પો. ૦)=

**સતિગુણચંદ્રિકા (આર્યાચરિત્રાવલી.)**—આર્યાવર્તની આર્યાઓએ વીરપુરૂષોને જન્મ આપી, આપણા આર્ય દેશને દુનિયાના ઈતિહાસમાં દાખલારૂપ બનાવ્યો છે, એટલુંજ નહિ પણ તેઓએ જાતે ઘણી વખત રણસંગ્રામમાં ભાગ લઇ વિજય મેળવ્યો છે. શીયળવ્રત પાળવામાં જેમ અન્ય સર્વ દેશની સ્ત્રીઓ કરતાં તેઓ ઉત્કૃષ્ટતા ધરાવેછે, તેમ વીરતા, સૌંદર્યતા, સાહસ, ગાંભીર્ય અને રાજપ્રકરણી ગુણોમાં પણ તે સર્વોપરી નીવડી છે. આપણા દેશની આવી પવિત્ર સતિઓનાં નામ અને પરાક્રમથી સામાન્ય પુરૂષો તેમજ સન્નારીઓ અજ્ઞાત ન રહે એવા હેતુથી આ ઉપયુક્ત સંગ્રહ વાચકવર્ગની સેવામાં મૂક્યો છે, અને તેમાં આપેલાં સંયુક્તા, કૂર્મદેવી, મીરાંબાઇ, રૂપમતિ, યશવંતસિંહ રાઠોડની રાણી, અહલ્યાબાઇ, કૃષ્ણાકુમારી, તુલસીબાઈ, ઝાંસીની રાણી, કળાવતી રાણી, મીનળદેવી, સરદારબા, રૂપનગરની રાજકુમારી, વીરમતી, શરતસુંદરીદેવી, રૂપસુંદરી, અશ્રુમતિ, લાલબા, રાણી ભવાની, સોનરાણી, રાણકદેવી, સતી સોન, સત્યવતી, પદ્માવતી, મૃગનયની, તારાબાઈ, દુર્ગાવતી, જોધબાઇ, ગુનોરની રાણી, બૈજાબાઇ, ચંદા રાણી, સૌવીરની રાણી, મેવાડની પાનબાઈ, ઝવેરબાઇ, વીરકળા, ગજરાજા, હેમંતકુમારી, કર્ણવતી, કળાવતી, ચંદ્રપ્રભા, કાન્તા, વીરા, તાઇબાઇ, ચનવા, મરિચી, સુંદરબા, કમળાદેવી, સદુબા, ઉમાબાઇ, જશમા, ગૌરીબાઇ, જૈનપંડિતા રાજુલા, ઇત્યાદિ શૂરી સતીઓના ચરિત્ર માટે તો ઘણીજ પ્રશંસા થઇછે. પાકું પુંઠું ત્રણ સોનેરી નામ સાથે, (ત્રીજી આવૃત્તિ.) પૃષ્ટ ૨૧૬ કિં. રૂ. ૧|.

**ચમત્કારિક દૃષ્ટાંતમાળા.**—ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો માર્ગ બતાવનારી એકથી એક વધારે રસિક અને બોધક એવી ૧૦૮ દૃષ્ટાન્તરૂપ વાર્તાઓનું આ ઉત્તમ પુસ્તક શ્રી કાશીનિવાસી બ્રહ્મચારી મહાત્માએ બનાવેલું છે અને તેમાં દરેક વાર્તાનો ચાલુ સંબંધ જોડી જે વિવેચન કરવામાં આવ્યું છે, તે દરેક સ્ત્રી પુરૂષને તેમજ પ્રત્યેક કોમના લોકોને પસંદ પડે એવું મનોરંજક છે. પુસ્તક હાથમાં લીધા પછી એકવાર પૂરૂં કર્યા વગર મૂકવું ગમતું નથી. મોટા કદનાં પૃષ્ટ ૨૬૫, પુંઠું ત્રણ સોનેરી નામવાળું, મૂલ્ય રૂ. ૧॥ પો. રૂ. ૦)=

**શ્રી પરાશરધર્મશાસ્ત્ર-શ્રી પરાશરસંહિતા.**

**कृते तु मानवाधर्मा, त्रेतायां गौतमाः स्मृताः ।**
**द्वापरे शंखलिखिताः कलौ पाराशराः स्मृताः ॥**

આ વચન પ્રમાણે કળીયુગ અથવા ચાલુ કાળને વિષે મહર્ષિ પરાશરજીએ લખેલા ધર્મો પાળવાની શાસ્ત્રકારો આજ્ઞા કરે છે. એના બાર અધ્યાયમાં એકંદર ૨૩૫ બાબતો સમાવવામાં આવી છે, જેમાં સ્ત્રી-પુરૂષનાં વ્રતાચરણ, ચારે વર્ણના આચાર વિચાર, ગૃહસ્થના ધર્મો, અગમ્યાગમનાદિ પ્રાયશ્ચિતના વિધિ, અભક્ષ ભક્ષણાદિની શુદ્ધિ, વિધવા વિવાહવિચાર, અતિથિનો મહિમા, સંન્યાસી તથા બ્રહ્મચારીની દિક્ષા, બ્રહ્મભોજનનું માહાત્મ્ય, પંચમહાયજ્ઞ કરવાની આજ્ઞા, જન્મમરણનાં સૂતકનો નિર્ણય, આત્મઘાતીની સ્થિતિ, પતિની અવજ્ઞા તથા ગર્ભપાતથી થતાં પાતક, નીચ-શૂદ્રોનો ત્યાગ, લસણ-કાંદા ખાવાથી થતી અશુદ્ધિ વગેરે અતિ મહત્વની બાબતો સમાવવામાં આવી છે, જે દરેક જીજ્ઞાસુએ ખાસ જાણવા જેવી છે. પ્રથમ આ પુસ્તકની કિમ્મત રૂ. ૧॥ હતી, પરંતુ હિસાબ બંધ કરવા માટે ઘટાડો કર્યો છે. પૃષ્ટ ૧૩૪ કિં. રૂ. ૦॥

**શ્રીમાનનું ચરિત્ર.**—મુંબઇનિવાસી હાલાઇ ભાટિયા જ્ઞાતિના મુખ્ય અગ્રેસર, મીલ માલેક અને પરોપકારી શેઠ ગોવિંદજી ઠાકરસી મૂળજીનું આ જીવચરિત્ર, પત્ર, ચિત્ર તથા પ્રસંગોપાત અવલોકન સહિત તૈયાર કરવામાં આવ્યું છે, અને તેમાં યદુવંશની ઉત્પત્તિ, વ્યવહાર જ્ઞાન, ધર્મવિચાર, સ્ત્રીધર્મનિરૂપણ, દાનમહિમા અને બુદ્ધિબળ તથા ગુણ લક્ષણવિષે જે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તે દરેક ગૃહસ્થોએ જાણવા જોગ છે. મોટા કદનાં પૃષ્ઠ ૨૬૦. પુઠું પાકું ત્રણ સોનેરી નામવાળું. રૂ. ૧॥ પો. ૦)=

**શ્રી શિવભજનાવળી**—શિવશક્તિની ભક્તિ ઉપાસનાનું આ રસિક અને બોધદાયક પુસ્તક જુદા જુદા કવિઓએ રચેલું છે. અને તેમાં ઓંકારેશ્વરની, બિલનાથની, ગોકર્ણેશ્વરની, ભોળાનાથની, નાગનાથની, ભિડભંજનની, પાર્વતીજીની, કાશીજીની, ગંગાજીની, અન્નપૂર્ણાજીની અને ગણપતિજીની સ્તુતિ ઉપરાંત શ્રી બાબુલનાથ દિગ્વિજય, ભજનભક્તિ માહાત્મ્ય, પ્રભાત ભજન, શિવ પાર્વતીનો સંવાદ, સુબોધ સંગીત, ઉમા અને મેનાનો સંવાદ, શિવજીની બારમાસી, સાત વાર, શિવજીની અનન્ય ભક્તિ, શિવજીની હોરી, વગેરે પ્રકરણોમાં અનેક સંગીત, પદ, છંદ, ગરબા, ગીત, ઇત્યાદિનો સમાવેશ કરવામાં આવ્યો છે; જે કવિતા સુપ્રસિદ્ધ ભક્ત રાજ દયાનિધિ, દયાનંદ, દેવીસહાય, દેવીદાસ, દામોદર, બળદેવ, બદ્રિરામ, હીરાનંદ, હરિભટ્ટ, શંકરસ્વામી, શિવાનંદ, શિવરત્ન, સૂરદાસ, મુનિદાસ, મહેશ, તુકારામ, તુળસીદાસ, નરસિંહ મહેતા, જગન્નાથ, રામલાલ, રણછોડજી દિવાન વગેરેએ રચેલી છે, અને તે દરેક પ્રસંગે વાંચવાયોગ્ય છે. મોટા કદનાં પૃષ્ઠ ૨૦૦ પુઠું ત્રણ સોનેરી નામવાળું. રૂ. ૧)પો. ૦)=

**સંતોષ શતક.**—સંતોષ સદ્ગુણના મહિમા વિષે મૂળ સહિત સરળ ભાષાંતર. રૂ. ૦।

**અનુભવ પ્રકાશ.**—વેદાંત વૈરાગ્યનું સરળ ભાષાંતર. મૂળ હિંદી ઝુલણા સહિત રૂ. ૦)=

**સ્ત્રીનિત્યકર્મ.**—સ્ત્રીઓથી થોડા વખતમાં બની શકે તેવાં આ નિત્યનેમના પુસ્તકમાં દયા, સ્વચ્છતા, ભોજનવિવેક તથા ઘરકામ સંબંધી કિંમતી બાબતો સમાવવામાં આવી છે. કિંમત એક આનો.

**સદ્બોધ દીપક.**—શ્રીમદ્ શંકરાચાર્ય આદિ મહાત્માઓનાં રચેલાં વેદાંત-વિવેક-વિચારયુક્ત મૂળ સહિત સટીક આઠ પુસ્તકોનો સંગ્રહ, ચિત્ર ચરિત્ર સાથે કિંમત રૂ. ૦॥ પો. ૦)-

**ભક્તિકલ્પદ્રુમ**—ભક્તિ, જ્ઞાન, વેદાંત વિષે પ્રાચીન પુરૂષોએ રચેલાં ગદ્યપદ્યાત્મક પાંચ પુસ્તકોનો સંગ્રહ, ચિત્ર ચરિત્ર સાથે. રૂ. ૦॥

**વશીકરણ વિદ્યા**—ફક્ત સ્ત્રીઓને માટે, મોહિની મંત્ર હાસ્યવિનોદ, રતિસમય ઇત્યાદિ આવશ્યક બાબતો સાથે રૂ. ૦)=

**કવિતામંજરી**—સુરતનાં સુપ્રસિદ્ધ સ્ત્રીકવિ બાઇ સવિતાગવરીએ રચેલી કવિતાઓનું પુસ્તક. રૂ. ૦)-

**સદાચાર**—મહાત્મા જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય કૃત વેદાંત વિષયના સર્વોત્તમ પુસ્તકનું ભાષાંતર, પદ, પદાર્થ ભાવાર્થ તથા વિવેચન સાથે. રૂા. ০।

**છોટમકાવ્ય**—ભક્તિ-જ્ઞાન-વેદાંત તથા શૃંગારરસના નવરાત્રી વગેરે પ્રસંગે ગવાતા મધુર ગરબા, પદ ઇત્યાદિ રૂા. ০।.

**શૈલસુતા સ્તોત્ર સટીક,**—દરેક શક્તિ ઉપાસકોએ આ સ્તોત્ર નિત્ય પાઠ કરવા જોગ છે. રૂા. ০)-

**અધ્યાત્મ ભજનમાળા ભાગ ૧**—આ પુસ્તકમાં આનંદઘન, કમાલ, કબીર, નઝીર, ગોરખ, નરસિંહ, ચિદાનંદ, બ્રહ્માનંદ, ત્રિવિક્રમાનંદ, છોટમ, જીવન, જયકૃષ્ણ, નામદેવ, નાનક, નિર્મળ, મીરાંબાઇ, રવિદાસ, રણછોડજી, ઋષિરાજ, લીલબાઇ, સૂરદાસ, સંતદાસ, તથા જ્ઞાનદેવ વગેરે પ્રાચિન અર્વાચીન અનેક સાધુ સંતોએ, ભક્ત કવિ પંડિતોએ અને વિદ્વાનોએ રચેલાં જુદાં જુદાં રાગ તાલનાં એકથી એક સરસ એવાં આશરે છસો પદ-કીર્તનોનો સમાવેશ કરવામાં આવ્યો છે, જે કીર્તનો દરરોજ ભક્તમંડળમાં, તેમજ દેવમંદિરોમાં ઘેરેઘેર ગવાય છે. પૃષ્ઠ ૨૫૬, રૂા. ૧।। પો. ০)=

**અધ્યાત્મ ભજનમાળા ભાગ ૨-( સત્સંગ-શિરોમણી. )**

આ પુસ્તકમાં દાખલ કરેલાં ભજનો પૂર્ણ ભક્તિરસથી ભરપૂર અને આત્મોન્નતિનાં ખરેખરાં સાધનરૂપ છે. આ ગ્રંથનો પહેલો ભાગ છપાવ્યા પછી ઘણા સાધુ સંતોએ અને વિદ્વાનોએ જે અપ્રસિદ્ધ રસિક ભજનો મોકલ્યાં, તે આમાં દાખલ કર્યાં છે. ભક્તશિરોમણી મહાત્મા કબીર, કંથડ, આલસ, ગેબીનાથ, ગોરખનાથ, ચિદાનંદ, જફ્ફર, તાનસેન, મૌલાબક્ષ, દાદુ, નઝીર, નાનક, ભોજલ, મછંદર, રાજસમુદ્ર, ગંગેવ, જગન્નાથ, ડુંગરપુરી, તુલારાણી, તુલસી, તોલાપુરી, ધીરોભક્ત, નરસિંહ મહેતા, પૂર્ણાનંદ, બદરીનારાયણ, બનારસી, બાલાનંદ, ભારથી, ભૈરવપુરી, મનસુખ, માનપુરી, મીરાંબાઇ, રામલાલ, રૂપાંદે રાણી, ઋષિરાય, સવિતાગૌરી, વગેરે અનુભવી કવિજનોની એમાં આપેલી વાણી અત્યંત રસમય છે. એકંદર ૭૨૫ ભજનોનો આ મોટો સંગ્રહ લાંબી મુદ્દતે મહા મહેનતે તૈયાર કરવામાં આવ્યો છે, જે દરેક જીજ્ઞાસુએ ખાસ વાંચવા યોગ્ય છે. મોટા કદનાં પાનાં ૩૨૦, ગ્લેઝ ઉંચા કાગળ, પુંઠું સોનેરી ચાર નામવાળું, રૂા. ૨) પોસ્ટેજ ০)≈

**સ્ત્રીધર્મબોધ**—એમાં સ્ત્રી પુરૂષના નિજ ધર્મ, કુમારિકાઓ અને સૌભાગ્યવતીઓનાં વ્રતો, દુષ્કાળ વગેરે દુઃખદ પ્રસંગે સ્ત્રીઓની મદદ, ભણેલી સ્ત્રીઓને મળતો અવકાશ, એ વિષયો સ્ત્રીઓને ઉપયોગી અને વાંચવા યોગ્ય છે. કર્ત્તાનાં ચિત્ર સહિત. રૂા. ૦।

**કહાનકાવ્ય.**—પ્રભુપ્રાર્થના, મનને ઉપદેશ, નીત–સદાચાર, સ્ત્રી સુબોધમાળા, બાળસુબોધ, સ્વદેશસેવા, શિવભક્તિ, કજોડાંની કહાણી અને મુંબઈમાં થયેલાં ભયંકર હુલ્લડ સંબંધી પ્રસંગોપાત રચવામાં આવેલી વિધ વિધ રસિક કવિતાઓ આ કવિતાઓ વિષે ભારતમાર્તંડ પંડિતશ્રી ગટુલાલજીએ, પ્રોફેસર મણિલાલ નભુભાઈએ અને દીવાન બહાદુર મણીભાઈ જશભાઈ વગેરે વિદ્વાનોએ તેમજ મુંબઇ, ગુજરાત અને કાઠિયાવાડનાં વર્તમાનપત્રોએ અને ચોપાનીઆંઓએ પોતાનો પૂરતો સંતોષ બતાવ્યો છે. રોયલ બાર પેજી, પૃષ્ટ ૨૩૨ રૂા. ૧।.

**ષોડશ ચાણક્ય તથા વૃદ્ધચાણક્ય.**—સાધુ શ્રી ભાવનાદાસજી કૃત. હિંદી કવિતામાં મૂલ્ય રૂ. ૦)=

**સદાશિવ વિવાહ.**—શ્રી શંકર પાર્વતીનું વિવાહવર્ણન, હિંદી કવિતારૂપ રચનાર જુનાગઢના નામાંકિત દીવાનશ્રી રણછોડજીભાઇ. રૂ.૦।

**દીપોત્સવી.**—દીવાળીના આનંદદાયી પર્વનું સુબોધક વર્ણન, નફા ટોટાનાં ગણિત સહિત આપવામાં આવ્યું છે; જે વેપારીઓએ અને સંસારીઓએ ખાસ વાંચવા યોગ્ય છે. મૂલ્ય રૂ. ૦)~

**હોળીનિબંધ.**—પ્રાચીન કાળે થતા હુતાશની યજ્ઞ, શાસ્ત્રવિચાર અને અર્વાચીન હોળીની હલકાઇ વિષે ખાસ રચેલો નિબંધ. રૂ )~

**વ્યાજ ગણિત.**—વરસે સેંકડે એક આનાથી ટકા ૨૪ લેખે એક કરોડ સુધીના તૈયાર હિસાબનું પુસ્તક, પગાર પત્રક સાથે. પાકું સોનેરી બે નામવાળું પુઠું. મૂલ્ય. રૂ. ૧

**મારૂઢોલા નાટક.**—પતિ પત્નિના પવિત્ર પ્રેમની સંસારીક વાર્તા ઉપરથી આ નાટક રચવામાં આવ્યું છે. મૂલ્ય. રૂ. ૦।

ઇત્યાદિ પુસ્તકો મળશેઃ—

21697 **કવિ કહાનજી ધર્મસિંહ,**—

—રાજકોટ, કાઠિયાવાડ.